## અર્પણ

જેઓએ આ ખંડની ભારતીય વસાહતના
આરંભકાળના સાક્ષી રહીને પોતાની શક્તિનેય
એની સ્થિરતાને ખાતર ખર્ચી છે તે

**શ્રી ભગવાનજી મેઘજી ખીમસિયાની**

પુનિત
સ્મૃતિમા

# અનુક્રમ

## *ON AFRIC'S SHORE*

"With Thy pure dews and rains,
Wash out, O God, the stains
From Afric's shore,

And while her palm-trees bud,
Let not her children's blood
With the Nyanza's flood
Be mingled more.

Wilt Thou not, Lord, at last,
From Thine own image cast
Away all cords

But that of love, which brings
Man, from his wanderings,
Back to the King of kings,
The Lord of lords!"

—*Pierpont*

# લેખકની અન્ય કૃતિઓ

| | | |
|---|---|---|
| * સુભાષિતમંજૂષા | (સહસંપાદન) | ૧૯૫૨ |
| * પરિવેશ | (કાવ્યસંગ્રહ) | ૧૯૫૭ |
| * સાહસિકોની સ્વપ્નભૂમિ | (લેખમાળા) | ૧૯૫૯ |
| * મેળાનાં પંખી | (નવલિકાસંગ્રહ) | ૧૯૬૧ |
| * વિશ્વની શ્રેષ્ઠ સાહસકથાઓ | (સહસંપાદન) | ૧૯૬૨ |
| * આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ | (સહસંપાદન) | ૧૯૬૨ |
| * આ પાર, પેલે પાર | (નવલકથા) | ૧૯૬૩ |

# જાગતા ખંડની રસપ્રદ વાતો

આફ્રિકા ખંડ વિશે આજે પણ કેટલાક માનવીઓના મનમાં ખોટા ખ્યાલ વર્તાય છે. તેવા લોકો આજે પણ આ ખંડને અંધારિયો ખંડ જ માનવાની પરિભ્રામક મનોદશાનો ભોગ બનેલા દેખાવા સંભવ છે. પણ વાસ્તવમાં આ ખંડ પર આજે તો સમગ્ર દુનિયા મીટ માંડી રહી છે, અને ૧૯૬૧નું વર્ષ એ 'આફ્રિકા ઇયર' (AFRICA YEAR) કહેવાય. છે તે કેટલું બધું ખરું છે! ગુલામોની ભૂમિ લેખાતો આ ખંડ આજે ગુલામોની મુક્તભૂમિ બની રહ્યો છે. ત્યારે તો આ ખંડનો ઇતિહાસ પણ જાણવો જ રહ્યો.

આ સારાયે ખંડમાં ભિન્ન ભિન્ન પ્રજા વસે છે. એ પ્રજા ભિન્ન ભિન્ન બોલી બોલે છે. એમના રીતરિવાજ અને પહેરવેશ, એમની ધાર્મિક માન્યતા અને એમનામાં પ્રવર્તતી જતંરમંતર અંગેની શ્રદ્ધા, એમની બહાદુરી અને નિરાધારી એ બધામાંથી તરી આવતો એ આદિવાસીઓનો સૈકાજૂનો, ગૌરવભર્યો ઇતિહાસ!—એમાં ડોકિયું કરાવતી આ પત્રમાળા એટલે એક સંનિષ્ઠ અને અભ્યાસુ લેખકની વર્ષોની મહેનતની ફળપ્રાપ્તિ.

લેખક હવે તો આ દેશના જ વતની બની એ આદિવાસીઓ વચ્ચે વસે છે એટલે વર્ષોનાં સંશોધન બાદ પ્રાપ્ત કરેલી આ માહિતી–જેને આધારે આ પત્રમાળા આપણને મળે છે તે–આ ખંડના બહુરૂપી સમાજનું પણ આબેહૂબ પ્રતિબિંબ પડે છે. આ ખંડમાં તળભૂમિના વતનીઓ ઉપરાંત વિદેશી વતનીઓ—ડચ, ફ્રેન્ચ, ફિરંગી, અંગ્રેજ, જર્મન અને હિંદીઓનો પણ સમાવેશ થાય છે. આ ખંડને પ્રકાશને પંથે લઈ જવામાં તેમનો વ્યક્તિગત કે સામૂહિક ફાળો કંઈ નાનોસનો નથી! એમની વસાહત ભલે અહીં સ્થપાઈ હોય, પણ પાયાના ચણતરમાં એમણે જે ખાતર નાખેલું

છે, જે મુસીબતોનો સામનો કર્યો છે તેની નોંધ લેવાનું તો કોઈ પણ ઇતિહાસકાર ન જ ભૂલે.

પ્રકૃતિના પણ આ ખંડ પર જાણે ચારે હાથ પ્રસરેલા છે. તેમાં આ ખંડમાં માઇલોના માઇલ પથરાયેલાં અભયારણ્યો, અને એમાં સ્વચ્છંદે વિહરતાં અસંખ્ય પ્રાણીઓ, આ ખંડના અફાટ પ્રદેશ પર ફેલાયેલી નિસર્ગની અપરંપાર કૃપા અને એમાંથી નીતરતું પ્રકૃતિસૌંદર્ય, ખંડના આદિવાસીઓમાં ઘાનાની આકાન, કેનિયાની મસાઈ તેમજ કિકુયુ, દક્ષિણ આફ્રિકાની બાન્ટુ અને યુગાન્ડા(યુગાન્ડા)ની મગાન્ડા–જાતિઓનું ખમીર દર્શાવતી શૌર્યકથાઓ, એ જાતિઓમાં સ્ત્રીઓનું સ્થાન, એમનામાં પ્રચલિત લગ્નપ્રથા વગેરે અંગે ખૂબ જ માહિતીપૂર્ણ વિગતો આ પત્રોમાં સંગ્રહિત થઈ છે—જે આજના તબક્કે અભ્યાસુ વાંચકો માટે અવશ્ય ખજાનારૂપ થઈ પડશે અને રસિક વાંચકો માટે સ–રસ વાંચન પૂરું પાડશે.

'સાહસિકોની સ્વપ્નભૂમિ' એ પુસ્તકના લેખક પાસેથી આપણને આ પત્રમાળા મળે છે એ જ આ પુસ્તકની ઉપયોગિતા પુરવાર કરવા બસ છે.

—બળવંત નાયક

# નિવેદન

જે વિરાટ ખંડમાં લિવિંગ્સ્ટન, મેકફ, સ્પેક, ક્રાફ, સ્ટેન્લી આદિ નીડર યાત્રીઓ મૃત્યુને મુઠ્ઠીમાં લઈને ઘૂમતા રહ્યા એવા ખંડની આ પત્રમાળા છે, આજનાં અદ્યતન સાધનો તથા સગવડવાળા આ ખંડને નજરે નિહાળનાર કોઈ પ્રવાસી યે એને અંધકારમય કહી શકે તેમ નથી. રહીસહી મુશ્કેલીઓ પણ આ ખંડમાંથી દૂર થતી જાય છે, રહ્યાં સહ્યાં જોખમો યે અહીંથી લુપ્ત થતાં જાય છે. મુસીબતો અને ભયોની વાત જ ક્યાં કરીએ? આજે તો આફ્રિકાનો સારો ય વિરાટ જાગી ઊઠયો છે, એણે નીંદરને ક્યારનીયે ખંખેરી કાઢી છે. સમગ્ર ખંડમાં વ્યક્તિત્વ વિવાદ અને આઝાદીના વંટોળો ફુંકાવા લાગ્યા છે. અખિલ ખંડમાં સ્વતંત્રતાને સ્વચ્છંદે વિહરતાં હવે વધુ સમય નહિ લાગે. ગયાં બે વર્ષમાં જ આ ખંડનાં અનેક રાજ્યોએ આઝાદી હાંસલ કરી છે. હજી યે વધુ અને વધુ રાજ્યો એ દિશા તરફ કૂચ કરી રહ્યાં છે. ૧૯૭૦ પહેલાં આખો યે ખંડ સ્વતંત્ર હોય તો તેમાં નવાઈ જેવું કશું જ નથી. સંસ્થાન કે સામ્રાજ્યવાદનું, જાતિવાદ કે વાડાવાદનું આયુષ્ય પૂરું થઈ ગયેલું ભાસે છે. આફ્રિકા એમાં અપવાદરૂપ કઈ રીતે રહી શકે?

આવે સમયે—અને એમ તો દૂર સુદૂરના ભવિષ્યમાં કોઈ પણ વખતે આ ખંડની પુરાતન માહિતી પ્રાપ્ત કરવાનું અભ્યાસીઓને કે સામાન્ય વાંચકને મન થઈ આવે તે સ્વાભાવિક છે. જૂના કાળનાં પ્રાણહર રોગોથી ભરેલાં ગીચ જંગલો, કિનારાને ગળી જતા ભીમકાય જળપ્રવાહો, નિર્જન અને નિર્જળ મેદાનો, જહાજગમ્ય અફાટ સરોવરો જે ભૂમિમાં આજે પણ નથી તેમ નથી, તેવી ભૂમિ વિષે અને તેવી ભૂમિનાં ભોળાં, પ્રકૃતિને ખોળે લોટતાં માનવીઓ વિષે જાણવાની આતુરતા કોણ ન સેવે?

આવી જ કોઈ આતુરતા, આવી જ કોઈ ઝંખનાના અદમ્ય આવેગે મને પ્રેર્યો, આ ખંડ વિશે વધુ ને વધુ જાણવા. પંચાવનમાં મેં આ પુરાતન ભૂમિમાં પાય ફેરવ્યા ત્યારથી માંડીને આજ લગીના ગાળામાં, મને એ સંબંધે જોવા-જાણવાની જરા સરખી યે આળસ કદી ય આવી નથી. તેથી તો 'સાહસિકોની સ્વપ્નભૂમિ' પછીનું આ દ્વિતીય પુસ્તક પૂરું કરું છું (જે બંને મને ઘણે અંશે અધૂરાં લાગે છે) ત્યારે ય મારી પાસે આ બેઉ કરતાં ખાસ્સું મોટું પુસ્તક તૈયાર થઈ જાય તેટલી સામગ્રી આજે ય તૈયાર પડી છે. પણ પુસ્તકને ય એનું પ્રકાશન-અંજળ હોય છે તે તો બધા લેખકોનો અનુભવ હશે, મારો પણ છે જ.

અધૂરી અને અપૂર્ણ તો ય આને હું પરકમ્મા માનું છું. આ પ્રદક્ષિણા છે આ ખંડના સર્વોચ્ચ ગિરિ મંદારને ફરતી. એથી જ આ પુસ્તકને 'મંદારની પરકમ્મા' —એવું શીર્ષક આપવા લલચાઉં છું. ગિરિમંદાર (કિલિમાંજારો) સદાય મુક્ત રહ્યો છે. એ દઢાસન ગિરિએ શું શું નહિ જોયું હોય? એ શેનો શેનો સાક્ષી નહિ હોય? આવા આ ખંડના હિમાચ્છાદિત શિખરોવાળા ગિરિની પરકમ્મા જ એક રીતે આ ખંડની પરકમ્મા ગણાય. ૧૯,૩૪૦ ફીટની ઊંચાઈ ધરાવતો આ ગિરિ પુરાણકીર્તિત છે. ભારતના લોકો પણ પુરાતન કાળથી એ નામથી પરિચિત છે. એ પર ૭ હજાર ફીટ આરપાર આવેલું જ્વાળામુખીનું મોં છે, પિસ્તાળીશેક માઈલના ઘેરાવામાં પથરાયેલી એની તળેટી છે. કિબો-એના શિખર-નો ઘુમ્મટાકાર જાણે કોઈ પ્રાગૈતિહાસિક રાક્ષસની પીઠ હોય તેવો લાગે છે, એનું બીજું શિખર મવેન્ઝી છે. એ સીધું, મિનારા જેવું અને ૧૬,૮૯૭ ફીટની ઊંચાઈ ધરાવે છે. જેમ અગસ્ત્યનો વાયદો સહી રહેલા ભારતના વિંધ્ય ગિરિની દંતકથા છે તેમ આ મંદારની પણ લોકકથા છે:

એક બાળક હતો. એની પાછળ દૈત્ય પડ્યો. બાળક નાસવા લાગ્યો. આગળ બાળક અને પાછળ અસુર. ભયથી નાસતા બાળકે મંદારભૂમિ પાસે આવતાં પૃથ્વીનો એક મોટો ખંડ ઉછાળ્યો અને ખંડ બન્યો ગિરિમંદાર. લગભગ વિષુવવૃત્ત પર આ ગિરિનાં શિખર હિમાચ્છાદિત રહે તે પણ પ્રકૃતિની કેવી અજાયબી છે!

આ ખંડની યાત્રાને આ અર્થમાં જ મેં ગિરિમંદારની પરકમ્મા ગણી છે. આ ખંડના વિવિધ પ્રદેશોનાં, વિધવિધ જાતિનાં લોકોનાં દર્શન એટલે જ ગિરિમંદારની ભૂમિ અને તેનાં બાળનાં દર્શન. અને વિવિધ ભાગોની પરકમ્મા એટલે ગિરિમંદારની પરકમ્મા.

આ પ્રકારની પરકમ્મામાં મેં સમાવેલાં તત્ત્વો છે અહીંની ભૂમિ. આ ભૂમિનાં 'આકાન', 'મસાઈ,' 'સ્વાહિલી' 'કિકુયુ,' 'બાન્ટુ' વગેરે લોકો, ભારત અને આફ્રિકા વચ્ચે પ્રવર્તતા પરાપૂર્વના સંબંધોની ઝાંખી, આ ખંડનાં અરણ્યોમાં નિર્ભય બનીને ઘૂમતા પ્રવાસીઓની અનુભવકથા, લોકોના રીતરિવાજો તથા માન્યતાઓની રેખા અને સાથે સાથે જાગેલા આ વિરાટના નવા રંગોનું આછું દર્શન.

જ્યાં જ્યાંથી—જેની જેની પાસેથી મને જે કંઈ પ્રાપ્ત થયું છે તે સહુનું મારા પર અપાર ઋણ છે. આ ખંડ વિષે વધુ અને વધુ પરિચય મેળવવા સતત પ્રેરક અને પીઠબળરૂપ છે મારા મુરબ્બી શ્રી. બચુભાઈ ગઢાણી. તેમની મારા પ્રત્યેની—મારા સર્જન પ્રત્યેની અગાધ મમતાને શબ્દ દ્વારા વ્યક્ત કરવાનું સામર્થ્ય મારી પાસે નથી. વળી તેમના પરમ સંગાથી અને મારા શુભચિંતક શ્રી. મૂળચંદભાઈની સાહિત્યાભિરુચિએ પણ મને કંઈ ઓછું પ્રોત્સાહન આપ્યું નથી. આ બન્ને વ્યક્તિઓએ મને પ્રોત્સાહિત કર્યો ન હોત તો પ્રકાશન તો શું લેખન પણ શકય ન થાત. કયા શબ્દોમાં તેમનો આભાર વ્યક્ત કરું!

વળી મારા સર્જનના સાક્ષી મારા પરમ સુહૃદ શ્રી. બળવંત નાયકનું ઋણ પણ મારાથી શેં ભુલાય ? નવી જવાબદારી વચ્ચે ય તેમની સલાહ–સૂચના, તેમનુ કુશળ માર્ગદર્શન અને તેમની શુભ લાગણીઓ મને પ્રાપ્ત થતા રહે છે તેને હું મારા જીવનની ધન્યતા માનુ છું અને છેલ્લે શ્રી ઇશ્વરભાઈ તથા શ્રી મૂળશંકરભાઈ દવે —જેઓ મારા કાર્યને પોતાનુ કામ ગણીને પ્રકાશન–બોજ ઉઠાવે છે તેમનો ઉપકાર શી વિધ અભિવ્યક્ત કરુ ?

'સાહસિકોની સ્વપ્નભૂમિ' ને આવકારનાર વાચક વર્ગને આ પુસ્તકમા પણ કંઈક રુચે તેવું લાગશે તો મારા પ્રયાસને હું, સફળ થયેલો લેખીશ

—ભાનુશંકર ઓધવજી વ્યાસ

તા ૯–૫–૧૯૬૩

## પત્ર પહેલો

# કિનારાનો સંપર્ક

પ્રિય જયંત,

લાંબા કાળના મૌન બાદ તને પત્ર લખવા બેસું છું. એ બદલ તું મને ક્ષમા કરશે તેવી મારી શ્રદ્ધા છે. સ્વદેશ છોડીને આ દેશમાં આવ્યા પછી નવી ધરેડમાં સ્થિર થતાં સારો એવો સમય વ્યતીત થઈ ગયો. એ સારો યે વખત વર્ડ્ઝવર્થની પેલી સ્વદેશને સંબોધીને ઉચ્ચારેલી પંક્તિઓ માનસમાં અથડાયા કરી–

'Tis past, that melancholy dream !
Nor will I quit thy shore
A sechnd time; for stil I seem
To love thee more and more.'

દેશથી દૂર ગયા પછી માનવીમાં દેશ અને સ્વજનો વિષે વધુ કુતૂહલવૃત્તિ જાગે છે. આવી વૃત્તિની દોલામાં ઝૂલતાં હજી સ્થિર થયો હોઉં તેમ મને લાગતું નથી. કદાચ સ્થિર ન પણ થઈ શકું તેમ પણ ક્યારેક લાગે છે. તારી અનુજ્ઞા લઈને સ્વદેશથી અને તારાથી વિખૂટા પડતાં તને આપેલું વચન હું ભૂલી ગયો નથી. એવા વચનને કોઈક આધારે જ હું અહીં ટકી રહ્યો હોઉં એમ મને જણાય છે. અહીં આવ્યા પછી આ દેશમાં વસતા સ્વદેશવાસીઓ તેમ જ આ ખંડ

અને એનાં વતનીઓ વિષે તને થોડી ઘણી માહિતી આપીશ તથા એ રીતે આપણા દેશની સંસ્કૃતિથી ભિન્ન એવી અહીંની સંસ્કૃતિનાં પરિબળોથી તને વાકેફ કરવાની કોશિશ કરીશ—એવું વાગ્દાન રોજ સ્મર્યા કરું છું. એ સ્મૃતિને માનસમાં સંઘરીને જ મેં અત્યાર લગીનું મારું જીવનકાર્ય ઉકાવ્યા કર્યું છે. ક્યારેક શાંતિ મળતાં, સમય પ્રાપ્ત થતાં એકત્ર થતા જતા વિચારોને વાણીદેહ આપીને તારી સમક્ષ તેમને રજૂ કરીશ એવી શ્રદ્ધામાં ને શ્રદ્ધામાં મેં દિવસો પસાર થવા દીધા, કિન્તુ ન તો મળી એવી શાંતિની પળો કે ન મળ્યો એ વિચારોને શબ્દબદ્ધ કરવાનો પ્રસંગ! હવે જે રીતે આટલા કાળને વહેવા દીધો તે જોતાં મને ભાસે છે કે એવી પળ પ્રાપ્ત ન પણ થાય. જીવન છે ત્યાં લગી જીવનના નિર્વાહનો ઢસરડો માનવીએ તાણ્યો જ રહ્યો. એ તાણતાં તાણતાં જે એ પળો મળી જાય તે તેણે ખેંચી લેવી જ રહી. એટલે જ આજે વિચારોની ઘૂમરીઓમાં અટવાયા વગર કે નવા નવા વિચારોને અપનાવવાની પરવા કર્યા સિવાય જે કંઈ મનમાં આવ્યું તે લખવા—ના ના, ઢસડવા—બેસી જાઉં છું. આમ અચાનક—કોઈ પણ પ્રકારનું આયોજન કર્યા સિવાય, કોઈની સલાહ-સૂચના લીધા સિવાય—જ લેખન આદરનાં એમાં થોડી અસંબદ્ધતા, તર્કવિહીનતા, વિચારવિન્યાસરહિતતા આદિ દોષો આવી જાય તો તું મને દરગુજર કરજે.

આ ખંડ અતિશય વિશાળ છે. એને જે કોઈ ખૂણે કાન માંડીએ ત્યાંથી પ્રકૃતિનું મૂક સંગીત સંભળાયા સિવાય રહેતું નથી. ઉત્તર દિશામાં ભૂમધ્ય મહાસાગરની બાથમાં ભિડાયેલો, ઈશાન ખૂણે રાતા સમુદ્રની વારિછોળોથી જાણે કે સ્નાનની તાજગી અનુભવતો, પૂર્વ અને પશ્ચિમ દિશામાં હિંદી તથા આટલાંટિક મહાસાગરોનાં શીતળ નીરમાં પાય ઝબોળતો આ કોઈ વિરાટ આત્મા ન હોય તેમ લાગે છે! હૃદયમાં સંહારની ભયંકર ભાવના ભરેલો કોઈ યોદ્ધો રુદ્ર-

રૂપે ઊભો હોય તેમ ઉત્તરમાં આટલાંટિક મહાસાગરથી રાતા સમુદ્ર લગી પથરાયેલો છે સહરાનો રણપ્રદેશ ! કેટલાક વિદ્વાનોની માન્યતા મુજબ એ આજે છે તેટલો વેરાન અને વિસ્તારી હજારો વર્ષ પૂર્વે ન હતો. ત્યારે આફ્રિકાનો માનવી દક્ષિણમાંથી એને પાર કરીને સ્વજીવનવ્યવહારને આગળ ચલાવી શકે તેમ હતો; પરંતુ નિયંત્રણ વિનાનો રાક્ષસ શક્તિમાં તેમ જ અત્યાચારમાં આગળ વધતો રહે, શરીરને વિકરાળ બન તો જ જાય તે આ પ્રકૃતિનો આળસુ પ્રદેશ પણ કરતો જ ગયો. જેમ જેમ આ આળસુ પ્રદેશ ફૂલતોફાલતો ગયો– વિસ્તરતો-ગયો અને તેને ખબર છે કે આળસુ જનોની તેમ જ પ્રદેશોની નિષ્ક્રિયતા એકવાર વધવાની શરૂ થઈ એટલે દિવસે ન વધે તેટલી રાત્રે વધે છે–તેમ તેમ ઉત્તરદક્ષિણનો સંબંધ ઘટતો ગયો. પરંતુ જગતનાં સાહસિક અંતરોનો નાદ જ્યારે સંભળાવા લાગ્યો અને એમની સાહસિકવૃત્તિએ જ્યારે અંતરમાં બળવો જગાવ્યો ત્યારે મહસાગરોનાં અફાટ વારિ નથાયાં, દુર્લંઘ્ય પ્રદેશો ઓળંગાયા અને સહારાની દક્ષિણનો સમગ્ર પ્રદેશ જગતનાં અન્ય રાષ્ટ્રોના પારસ્પરિક સંબંધમાં ફરી ગૂંથાયો.

આ તો થઈ ઉત્તર તરફથી દક્ષિણ તરફ આવવાની વાત. પરંતુ આ પુરાતન ખંડના પૂર્વ કિનારાનો સંબંધ પૂર્વના દેશો સાથે તો ઘણા પ્રાચીન કાળથી જળવાઈ રહ્યો છે એ વાતને પુરવાર કરવાની હવે જરૂર નથી આમ આફ્રિકાનો પૂર્વ કિનારો અન્ય રાષ્ટ્રોની સાથેના વ્યવહારથી છેક જૂના કાળથી જ સંકલિત રહ્યો છે. આની અન્ય રાષ્ટ્રોની પ્રજા સાથે વ્યવહારની સાંકળથી બંધાવું એ સંસ્કૃતિની નિશાની છે. સુસંસ્કૃત પ્રજાની સંસ્કૃતિ બે બાબતો પર નિર્ભર રહે છે. એક તો તેમની સભ્યતાનું ધોરણ ઊંચું હોવું જોઈએ. પ્રજાજનોનું સામાજિક, નૈતિક, તેમ જ આધ્યાત્મિક જીવનધોરણ જેટલે અંશે ઊંચું તેટલે અંશે તેમની સંસ્કૃતિ ઉન્નત. તેમનું આંત-

રિક સામૂહિક જીવન, તેમની સામૂહિક જવાબદારી અને તેમનું ઐક્ય તેમના રોજિંદા જીવનમાં પ્રતિબિંબિત થતું હોય તે પ્રજાની સંસ્કૃતિ ઉત્કૃષ્ટ કોટિની ગણાય. ભારતીય પ્રજા, કાલ્ડીઅન પ્રજા, ઇજિપ્તની પ્રજા આટલા સારુ જ ખ્યાતિને વરી છે. રોમન અને ગ્રીક લોકો પણ આવી સભ્યતાની બાબતમાં ઘણા આગળ પડતા હતા. જ્યાં માનવ માનવનું ગૌરવ જાળવે છે, જ્યાં સમૂહ જીવનમાં પ્રેમનું સામ્રાજ્ય છે અને તિરસ્કારનો અભાવ છે, જ્યાં માનવીની લાગણીઓનો આદર કરવામાં આવે છે, ત્યાં જ સંસ્કૃતિ વિશેષ ખીલે છે. જ્યાં ઐક્ય છે, ત્યાં સંસ્કૃતિ છે; જ્યાં અનૈક્ય છે, વિરોધ છે, જીવનનાં ભૌતિક સાધનો સારુ ચડસાચડસી છે, ત્યાં સંસ્કૃતિનું પતન છે. સંસ્કૃતિની ઉચ્ચતા બીજી એક એ બાબતની અપેક્ષા રાખે છે કે એક પ્રદેશ યા રાષ્ટ્ર અન્ય પ્રદેશ કે રાષ્ટ્રની સાથે સ્થળ અથવા જળના અંતરને–દૂરત્વને લક્ષમાં લીધા સિવાય સંબદ્ધ હોય, તેમની વચ્ચે આચાર–વિચારોનું આદાન–પ્રદાન થતું હોય, પરસ્પરના અભ્યુદયની વાત અન્યોન્યને હૈયે અગ્રસ્થાન ભોગવતી હોય—આવા કોઈક શુભ હેતુથી જ સરિતાઓએ અને સાગરોએ સંસ્કૃતિની આપલેમાં અગત્યનો ફાળો નોંધાવ્યો છે. એથી જ, સિંધુ, યુફ્રેટીસ–ટૅગ્રીસ, હોઆંગહો, નાઈલ આદિ લોકમાતાઓ પૂજ્યત્વ ધારણ કરીને બેઠી છે. પૂર્વ આફ્રિકાનાં બંદરોનો પણ હિંદી મહાસાગર દ્વારા આવો સંબંધ પુરાતન કાળથી જ રહેવા પામ્યો છે. ભૂમધ્ય સાગર તેમ જ રાતા સાગરનું પણ આફ્રિકા પર આવું સંસ્કૃતિઋણ છે જ. છતાં કિનારાથી અંદરના ઊંડા પ્રદેશો સાહસિકોની અવરજવર વિનાના ઘણાકાળ લગી રહ્યા એમાં કશું આશ્ચર્યજનક નથી. આફ્રિકાના ઊંડાણમાં જવું કેટલું મુશ્કેલ હતું તેનું વર્ણન જીવસ્ટોસટનાં જોખમો ખેડનાર સાહસિકોની નોંધપોથીઓમાંથી જ પ્રાપ્ત કરી શકાય કાદવ–કર્દમથી ભરાયેલાં અફાટ મેદાનો, ઘાસનાં અડાબીડ જંગલો, ઘન અંધકાર

ભર્યાં અને વિરાટકાય ઉત્તુંગ તરુવરોથી પથરાયેના અભેદ્ય વનો, ઊંચા ગિરિરાજો, ઊંડી ખીણો અને કોતગે, વન્યપશુઓના હુંકારથી ગાજતા સામ્રાજ્યો, વિશાળ જળાશયો, જીવનેણ અનેક રોગોથી વ્યાપ્ત અસીમ પ્રદેશો—આ બધું પાર કરીને જવું સહેલું તો ન જ ગણાય વળી વતનીઓની બર્બરદશાનો ભોગ બનવા પણ સાહસિક તૈયાર રહેવું જ પડે આ બધા ઉપરાંત આ ખંડના વતનીઓની જીવનની જરૂરિયાતો પણ એવી ન હતી કે તેમને એ માટે પણ કયાય નિષ્ક્રમણ કરવાની આવશ્યક્તા રહે! આવા મૂળભૂત કારણોને લીધે જ અન્ય દેશો સાથે આફ્રિકાના આંતરિક ભાગોનો તથા એ પ્રદેશોનો આંતરિક ભાગો સાથેનો સંબંધ વણવિકસ્યો જ રહેવા પામ્યો હશે તેમ છતાં ગમ્ય પ્રદેશો સાથે બીજા લોકોનો સાસ્કૃતિક સંબંધ વીસરી જઈ શકાય તેમ નથી હજારો વર્ષો પૂર્વે આફ્રિકાના જુદા જુદા વિભાગોમાં કેટલીક આદિવાસીઓની જાતિઓ આવીને વસેલી એ જ રીતે ઈરાન–અરબસ્તાન થઈને કેટલીક વતની પ્રજા દક્ષિણ પશ્ચિમ ભારતમા થઈને ઉત્તર તરફ ગઈ હતી એ પ્રજા દૂર પૂર્વના દેશોમા તેમ જ અગ્નિ એશિયા તરફ પ્રયાણ કરી ચૂકી હતી આજે આવી છૂટીછવાઈ નજરે પડતી આદિવાસી જાતિઓનો આફ્રિકી આદિમ જાતિઓ સાથે લોહીસંબંધ હોય એ અસંભવિત નથી

છેલ્લા એકાદ શતકથી તો આ ખંડ વિશ્વના અન્ય દેશો સાથે ઘનિષ્ઠ સંબંધમા ઊતરતો જાય છે અહીંના વતનીઓ નવીન સંસ્કૃતિ તથા નૂતન સભ્યતાના આદેશોને નિજ જીવનમા ઝીલતા જાય છે તેમનામા નવું જાણવાની, કંઈક નવું શીખવાની તેમ જ કશુંક નવું સાધવાની તમન્ના ઉત્તરોત્તર વિકસતી જાય છે આવી તમન્ના પ્રબળ તર બને એવી સાનુકૂળતા પણ ઉત્પન્ન થતી જાય છે વિશ્વના દેશો તેમનો ઉદાર હાથ લંબાવતા થયા છે વિકાસની શૈક્ષણિક, સામાજિક કે રાજકીય સીમાઓ વિસ્તરતી ચાલી છે અહીંની પ્રજા

નવીન દૃષ્ટિ પામતી જાય તેવુ વાતાવરણ જગતમા પેદા થવા લાગ્યું છે વિશ્વના ભિન્ન ભિન્ન રાષ્ટ્રોમા ચોગમ બજતી પ્રગતિમય કૂચકદમની ભેરી તેમના કાનને પણ સ્પર્શવા લાગી છે. ક્યાંક એ સાભળીને તેઓ રોમાચ પણ અનુભવતા થયા છે દેશ-પરદેશની આવજા પણ અનેક ગણી વધી ગઈ છે જગતનુ સાકડા પણું ધીમેધીમે ઘટતું જાય છે માનવીને હવે સંકુચિત રહેવું પાલવે તેમ નથી અહીની પ્રજા કોઈ વધુ અપમાનને સહેવા તૈયાર નથી 'અધારિયો ખડ-' જેવા શબ્દો કોઈપણ ઠેકાણેથી એ સાભળવા તત્પર નથી આફ્રિકનો સ્વતત્રતા પ્રિય બન્યા છે, તેમને શિક્ષણ જોઈએ છે તેમને પ્રકાશ જોઈએ છે તેમના દેશનુ નવવિધાન સ્વહસ્તે કરવાની તમન્ના જાગી છે પછી એ રાહે જવામા સહાય આપનાર યુરોપી, એશિયાઈ કે અમેરિકી માનવી હોય તેની એને પરવા નથી કોઈપણ દેશ પાસેથી એ પોતાની જરૂરિયાત મેળવવા તૈયાર છે આ ખંડને જોઈએ છે તાલીમી સસ્થાઓ, કૉલેજો, વિશ્વવિદ્યાલઓ અને એ સઘળા દ્વારા જ્ઞાનનો અબાધિત પ્રચાર.

પ્રથમ વિશ્વયુદ્ધ પછી આફ્રિકામા ઘણે સ્થળે વતનીઓના પ્રતિનિધિત્વનો પ્રશ્ન ઊઠયો. બીજા વિશ્વયુદ્ધ પછીના ટૂકા ગાળામા સ્વશાસનનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો આજે સ્વતંત્રતાનો પ્રશ્ન પણ એવો જ ઉગ્ર છે. આમાં કેવળ ભારત, પાકિસ્તાન સીલોન આદિ એશિયાઈ દેશોના સ્વાતત્ર્યની અસર છે તેટલુ જ નહિ, પરતુ ત્વરિત વિકાસ સાધતા અને સાથે સાથે માર્ગદર્શન આપતા જતા ઘાના, નાઈજીરિયા, ટાગાનિકા અને એવા હાલને તબક્કે સ્વતત્ર થયેલા આફ્રિકન રાજ્યોની અસર પણ પ્રબળ છે ભગિની રાજ્યોને મુક્ત વિહરતા જોઈને અન્ય રાજ્યોમા એની અસર પડયા વગર કેમ રહે? 'રાજ્યકર્તા પ્રજા' પણ આજે આવી બાબતોમા ઝાઝું દુર્લક્ષ સેવી શકે તેમ નથી.

People will have to have 'Faith in the ultimate victory of men'

'આફ્રિકનો અજ્ઞાની છે, આળસુ છે, સ્વાતંત્ર્ય જીરવી નહિ શકે' વગેરે મિથ્યાવચનો ઉચ્ચારવાં યોગ્ય નથી.

ત્યારે આપણે પણ આફ્રિકા ખંડ વિષે જ શું, સારા યે જગતની પ્રજા વિષે એટલું તો પ્રાર્થીએ કે વિશ્વને ખૂણે ખૂણે જ્ઞાનનો પુનિત પ્રકાશ પથરાય, અંતરનો અંધકાર નાશ પામે, સમગ્ર જગતની પ્રજા ખભેખભા મિલાવીને, શાંતિમય સહઅસ્તિત્વની ભાવના સહિત પરસ્પર સહકારપૂર્ણ જીવન જીવે, તેમ જ કોઈપણ એક જ પ્રજાના કે રાષ્ટ્રના ઇતિહાસમાં નહિ, પણ સારાયે સંસારના ઇતિહાસમાં એવો સુવર્ણકાળ આવે અને એ દીર્ઘાયુ બની રહે. આવી ઝંખના અને આશાઓ સેવતાં જ આપણે જીવીએ અને ક્રિયાશીલ બનીએ. દરેક માનવી એ જ ઉદ્દેશ રાખીને આગળ ડગલું માંડે, એ જ ધ્યેય સેવીને આચરણ કરે તો કેવું સારું? પ્રત્યેક માનવી પછી એ એશિયાનો હોય, યુરોપનો હોય કે આફ્રિકાનો હોય–સ્વધર્મમાં વિશ્વને લક્ષ્ય બનાવે તો આવો સુવર્ણયુગ કેટલો વહેલો આવી જાય?

મને ખાતરી છે કે મારા આગામી પત્રની તું આતુરતાપૂર્વક રાહ જોશે. જો કે મેં તને આ પત્રમાં ખાસ એવી કશી માહિતી આપી નથી, અને વળી થોડીક માહિતી આપવા જતાં હું સંસ્કૃતિની અને જગતની વાત પર ઊતરી પડ્યો છું, તોપણ તને આટલો ખ્યાલ તો આવી ગયો હશે કે ઉત્તર અને દક્ષિણ આફ્રિકાના પ્રદેશો સાથે યુરોપીય પ્રજાનો સંપર્ક તેમના પશ્ચિમ અને પૂર્વ આફ્રિકાના કિનારાના પ્રદેશો સાથે રહ્યો તે સંપર્ક કરતાં વધુ રહ્યો છે. આનું ભૌગોલિક કારણ હવામાન છે. વળી યુરોપમાંથી આફ્રિકા સિવાય બીજે જમીન માર્ગે ઊતરવા માટે સહરાનો અફાટ રણપ્રદેશ નડતર રૂપ થયો તે પણ તું જાણી શક્યો હશે. યુરોપથી આફ્રિકાનો દરિયાઈ માર્ગ ઘણા કાળ લગી

આઠેક હજાર માઈલનો રહ્યો સુએઝ નહેરને પ્રતાપે આ અંતર ઘણું ઘટી જવા પામ્યું. વળી તને એ પણ ખ્યાલ આવી ગયો હશે કે પૂર્વ કિનારા સાથે ભારતનો અતિ પ્રાચીન સંબંધ સાથી રહ્યો ચોવીસમા માઈલનો. આ દરિયાઈ માર્ગ પ્રમાણમાં ઘણો ટૂંકો ગણાય. આમ એશિયા અને યુરોપનો સંબંધ શરૂઆતમાં ભિન્ન ભિન્ન રહેવા પામ્યો.

તારી ખાતરી વિષે કલ્પના સેવીને હું પણ તને ખાતરી આપું છું કે મારું એક વાર તૂટેલું મૌન ફરી બાંધું મારા અંતર પર કે લેખિની પર પોતાનું વર્ચસ્વ નહિ જમાવી શકે. આ પત્રને હવે પછીના અનેક પત્રોની પરંપરાના ઉદ્ઘાટનરૂપ જ ગણજે. કદાચ તું કંટાળે કે થાકી જાય તે રીતે હું પત્રોની ભરતી દરેક ટપાલ દ્વારા ઠાલવ્યા જ કરીશ. તારા પ્રત્યુત્તરની રાહ જોયા વિના જ મારી કલ્પના ચાંદ સામે દૃષ્ટિ ઠેરવીને એ ભરતી આગળ વધતી જ રહેશે. જેમ સાગરની ભરતી કોઈ અકલિત ભાવનાથી પ્રેરાઈને કિનારાના કોરા રહી ગયેલા વિશાળ પટને વિશેષ અને વિશેષ પખાળતી વધ્યા જ કરે તેમ! અને એમાંથી—એ ભરતીની અગમ્ય સિતારી દ્વારા જીવનનું મંગલ સંગીત ઝમ્યા જ કરશે છેવટે તને અને મને—અને એ રીતે તો સાંભળનારને પણ એ સ્વરમાધુરીની મીઠાશ અહર્નિશ મળ્યા જ કરશે!

લિ. સજ્જનના
વંદેમાતરમ્

## પત્ર બીજો

# લોહીનો વેપાર

પ્રિય જયંત,

તારા તરફથી પત્ર મળ્યો. એમાં વ્યક્ત થયેલી, આ ખંડમા એક વાર પ્રવર્તતી ગુલામીની પ્રથા વિષે પરિચય મેળવવાની ઇચ્છા જાણી. એ તારી ઇચ્છાનુસાર આ પત્રમાં હુ તને એ વિષે થોડી માહિતી આપીશ. આગળ ઉપર લખવાનું રાખતા કદાચ એ વિસ્મૃતિમા સરી જાય તેવો ભય મને લાગે છે, એટલે જ બીજી કશી આડી વાતમાં પડતા પહેલાં હું તને એ વિષે લખી દેવાનું ઉચિત ધારું છું.

સ્વાર્થી માનવની પારાવાર તૃષ્ણામાથી જ આ પ્રથાનો ઉદ્ભવ થયો હોવો જોઈએ તેમ હું માનું છું. નિર્બળ અને પરાધીન માનવીની પાસે પશુની માફક ઢસરડા કરાવી તેની મહેનત પર રાચવાનું સૂઝતા જ શ્રીમંત અને શક્તિમાન માણસને બીજી વ્યક્તિ પર આધિપત્ય ભોગવવાની વૃત્તિ થઈ આવી હશે આવી થોડીક વ્યક્તિઓને આવા લોહીના વેપારમા પડતા જોઈ શ્રીમંતોનો ગાડરીઓ પ્રવાહ એ દિશામા વળ્યો હોવો જોઈએ

ગુલામ વખત જતાં માનવી મટીને ઢોર જેવો બન્યો. ગુલામી પ્રથા અમલમાં આવતાં જ એની માનવ તરીકેની ગણના વિસરાવા લાગી અને એ એના માલિકની મૂડી બની ગયો. આવી મૂડીમાંથી વધુ નફો

પેદા કરવા માટે જ ગુલામો મેળવવા તેમનો વેપાર કરવા અજ્ઞાન પ્રજા પર આક્રમણો થવા લાગ્યાં. ત્યારથી માનવ કલંકના ઇતિહાસનું અધમ પ્રકરણ આરંભાયું.

ગુલામીના આરંભથી જ ગુલામોના વેપારનાં ત્રણ પાસાં અસ્તિત્વમાં આવ્યાં.

ગુલામોનું સ્વામિત્વ, ગુલામોનો વેપાર અને ગુલામોનો શિકાર.

ગુલામોના માલિકોને ગુલામો પૂરા પાડવા માટે ગુલામોનાં બજાર શરૂ થયાં અને ગુલામોનાં બજારમાંના સોદાઓ કરવા માટે ગુલામો પર આક્રમણ થવા લાગ્યાં.

આવા માનવ–વેપારની વાત આપણને નવા યુગના માનવીને કેવી અકલ્પ્ય લાગે ! આજે તો આફ્રિકાને પશ્ચિમ કિનારેથી ગુલામોથી લદાઈને અમેરિકા તરફ ઊપડતાં વહાણોને જોનાર સાક્ષી પણ અનંત નિદ્રામાં પોઢી ગયા હશે ! એથી જ આપણને કલ્પના આવે છે કે આવો વિક્રય એ એક જમાનામાં ધીકતો વેપાર હશે.

શું આપણને વિચારે આવે ખરો કે પતિને વેચી દેવામાં આવે અને પત્નીને વિયોગે ઝૂરતી કે તરફડતી મુકાય ! કે પછી પત્નીને ઘસડી જવામાં આવે ત્યારે પતિ અસહાય બનીને તાકતો જ રહે ! માતાને પોતાના બાળક પર અધિકાર ન રહે અને તેઓને કોઈ ક્રૂર શ્રીમંતની મૂડી બનાવવામાં આવે ! ગુલામી નિર્દય છે. એ માતૃત્વ કે પિતૃત્વનો આદર સાંખી શકતી નથી. પરંતુ તેમને સાથે વસવા દેવાની દયાને પણ જોઈ ન શકે ! જ્યાં જેને માટેનું યોગ્ય બજાર ત્યાં જ તેમનું લિલામ થાય.

આવા માનવલિલામ માટે આફ્રિકાનું નામ વિશ્વના ઇતિહાસમાંથી કદીયે લુપ્ત થશે નહિ. છેક જૂના કાળમાં અમેરિકા અને વેસ્ટ ઇન્ડિઝમાં મજૂરો પૂરા પાડવા માટે પશ્ચિમ આફ્રિકાને કિનારેથી વહાણો ભરાતાં. અલબત્ત એને માટેનાં આક્રમણ અંદરના ભાગમાં થતાં. પરંતુ

લોકોની આંખ ઊઘડી. તેમની દૃષ્ટિ પડી માનવતાની એ અતિકરુણ અને હૃદયદ્રાવક પરિસ્થિતિ પર! ત્યારથી ધીમે ધીમે પશ્ચિમ આફ્રિકાની આ પ્રથા કાબૂમાં લેવાતી ગઈ. પણ એ વખતે પૂર્વ આફ્રિકામાં ધમધોકાર ચાલતા આ વેપાર પર કશી અસર પડી નહિ. માત્ર અમેરિકામાં જ નહિ પણ અરબસ્તાન, તુર્કસ્તાન, ઝાંઝીબાર વગેરે સ્થળોએ ખેતમજૂરોની મોટી માગ રહેતી હતી તે જ એનું કારણ હતું.

આરબો આવા લોહીના વેપારમાં નિષ્ણાત હતા. તેઓ આફ્રિકાનાં જંગલોમાં ઊંડે ઊંડે જઈ દરોડા પાડતા અને અબૂઝ, અસહાય માનવીઓને 'માલ' તરીકે પકડતા. જ્યારે તેમને આવા આક્રમણમાં સફળતા ન મળવાનો સંદેહ લાગે ત્યારે તેઓ આફ્રિકન મુખીઓની પાસે ગુલામો પકડવાનું કાર્ય કરાવતા. આ કામ માટે આરબો મુખીઓને તુચ્છ મહેનતાણું આપતા. તુચ્છ એટલા માટે કે તેમને વધારે આપવું પરવડે તેમ ન હતું, અને મુખીઓ તો થોડાક મહેનતાણામાં પણ ખુશખુશાલ થઈ જતા લાગતા!

આરબો કે આફ્રિકન મુખીઓ ગુલામો પકડવા સારુ ગામડાંનાં ગામડાંઓ પર હુમલો કરતા, તેમને ઉજ્જડ કરી દેતા, તેમને બાળી મૂકતા, ઘરબારને જમીનદોસ્ત કરી દેતા, અમાનુષી અત્યાચારો પણ કરવામાં પાછી પાની કરતા નહિ.—આ બધા ભયથી 'માલ' પકડાતો, અને એ માલને બજારોમાં વેચવામાં આવતો. આ માલના ભાવ પણ બજારુ ચીજોના ભાવની માફક ચડ-ઊતર થતા—બદલાતા રહેતા. ખેતમજૂરરૂપે વેચાતા ગુલામોના ભાવ ક્યારેક ૪૦–૫૦ શિલિંગ રહેતા તો ઘર-ગુલામોના ભાવ તેથી લગભગ બમણા થતા. રખાતો તરીકે ઉપયોગમાં લેવાતી ગુલામ સ્ત્રીઓ—ગુલામડીઓની કીમત ત્રણેકગણી ઊપજતી.

બજારોમાં વેચવા માટે અંદરના ભાગમાંથી પકડેલા ગુલામોને ખાડાટેકરિયાળા માર્ગો પર, તેમની ભૌતિક જરૂરિયાતોને લક્ષમાં

લીધા સિવાય જ ગળેફાંસામાં બાંધીને માઈલોના માઈલો લગી ચલાવીને લઈ જવામાં આવતા. જો તેઓ આનાકાની કરે, તો તેમને નિર્દય રીતે ઢસડવામાં આવતા. જો તેમનો અસહકાર આકરો નીવડે તો તેમની ખુલ્લી પીઠ પર સોળ ઊઠે તેવો માર મારવામાં આવતો. આ ગુલામોમાં વૃદ્ધ સ્ત્રી–પુરુષો, યુવક–યુવતીઓ અને બાળકોનો સમાવેશ થતો. માંદા અને અશક્ત જેવા લાગતા ગુલામો જો તદ્દન નિર્બળ બની જાય કે મૃત્યુ પામવાની અણી પર આવેલા લાગે તો તેમને અધવચ્ચે જ જંગલી પશુઓની દયા પર છોડી દેવામાં આવતા અને ક્યારેક મારી પણ નાખવામાં આવતા. ધોમ ધખતા તડકામાં, શિયાળાની અસહ્ય ઠંડીમાં કે અનરાધાર વરસતા વરસાદમાં ઉઘાડે શરીરે, ખાધાપીધા વગરના કે અર્ધ–ભૂખ્યા હોવા છતાં એ શરીર પર માલિકની સામગ્રીનો ભાર બેવડ વળી જતી કાયા પર વહન કરતા ગુલામોને લઈને માનવશરીરના વેપારીઓ–સાચા નરરાક્ષસો ફુલાતા ફુલાતા ગુલામ બજારમાં એકત્રિત થતા.

આમાના કેટલાક માલને ઠીકઠાક કરવામા આવતો. કેટલીક ગુલામ સ્ત્રીઓને શણગારવામાં પણ આવતી. ત્યાર બાદ તેમને પુરુષ અને સ્ત્રીઓને જુદી જુદી બજારોમાં હારબંધ ગોઠવવામાં આવતાં. ખરીદનારા વેપારીઓ તેમનું નિરીક્ષણ કરતા. આવા સોદામાં ગુલામના અવયવો, તંદુરસ્તી, સ્વભાવ, સહનશીલતા, શરીરસૌષ્ઠવ વગેરેની પરીક્ષા થતી, ઝીણવટભરી તપાસ થતી.

આ પ્રકારની તપાસમાં નીતિ, ન્યાય, દયા કે ધર્મની તો વાત જ ક્યાંથી સંભવે? માનવ–લોહીના વેપારમાં નીતિ વગેરેની વાતો તો બેહુદી જ લાગે ને! માલની ખરીદી થયા પછી એ ગુલામોને ઢોરોની માફક વહાણોમાં ખડકીને નિકાસ કરવામાં આવતા. તેમને બાંધીને તૂતક પર એવી રીતે બેસાડવામાં આવતા કે ન તો તેઓ હાલીચાલી શકે કે ન તો શરીરને લંબાવી શકે. આફ્રિકાનાં લાગુ, પેમ્બા, કિલ્વા વગેરે બંદરો તો આવી પ્રવૃત્તિથી સદાય ધમધમતાં રહેતાં.

નવાઈની વાત તો એ છે કે હજી આરેક દસકા પૂર્વે જ આવા આફ્રિકન ગુલામોની વાર્ષિક નિકાસ પચીસેક હજાર જેટલી હતી. ધર્મપ્રવર્તકો-પ્રચારકો-મિશનરીઓ આ ખંડમા આવતા થયા, ત્યારે તેમની આખ આ અમાનુષી વેપાર સામે ખૂની તેમણે જેહાદ જગાવી, લોકમત કેળવ્યો આવા વેપારી પર કાયદેસરના બધનો આવ્યા ત્યારે પણ વર્ષોથી ચાલતો આવો વેપાર કઈ એકાએક થોડો અટકી પડે ? આ વેપાર ચોરીછૂપીથી ચાલતો રહ્યો

કેટલાક ગુલામો જન્મથી જ ગુલામ બનતા આ ગુલામોને ઉછેરવાની હકીકતનો પણ ગુલામીના ઇતિહાસમા નિર્દેશ છે કેટલાક ગુલામોની નિકાસ થતી પોર્ટ સુદાન જેવા સ્થળોએથી કેટલાક હજ કરવા નીકળેલા માનવીઓ ગુલામ તરીકે વેચાઈ જતા અને તેમની જન્મભૂમિ જોવા કદીયે પામતા નહિ આ પ્રકારના કેટલાક યાત્રાળુઓ ઘેર પાછા ફરવાના ભાડારૂપ તેમના બાળકોને ગુલામ તરીકે વેચી દેતા

જ્યારે ગામ તદ્દન ગરીબ હોય અને એનો મુખી કરવેરા ભરી શકે તેવી સ્થિતિમા ન હોય ત્યારે તે ગુલામોના વેપારીનુ શરણ શોધતો વેપારી તેને પૈસા આપે અને બદલામા મુખી તેને ગુલામો આપે જ્યારે સોદા કરનારની પાસે પૂરતી સખ્યામા ગુલામો ભેગા થાય ત્યારે તે તેમને ગુલામ બજારમા લઈ જાય.

પશ્ચિમ આફ્રિકાના સીએરા લીઓન જેવા પ્રદેશમા ઇ સ ૧૯૨૮ લગી ઘરગુલામોની સખ્યા લગભગ બે લાખ જેટલી હતી અનગત્ત આના પ્રદેશમા પણ આ ગુલામોની મદદથી જ રબ્બર, આદુ, કોકો, કોફી, કોપરા વગેરેની મબલખ પેદાશ ઉતારવામા આવતી હતી યુરોપના બજારોમાથી આ કાચી પેદાશને અભાવે પાકો માલ મળવાની સભાવના હોત જ નહિ

૧૮૪૭થી તો પૂર્ણરૂપે સ્વતત્ર અને સ્વાયત્ત રાજ્ય લાઈબેરિયાયે આ પ્રથાથી મુક્ત ન હતુ રાજ્યના કાનૂન આ પ્રથાનો

નિષેધ જરૂર સૂચવતા હતા, પણ જે વતનીઓ આ રાજ્યના શાસનની આણ માનતા ન હતા તેઓ આ પ્રકારના માનવ–વેપારમાં ડૂબ્યા હતા. આથી જ એના કિનારાના પ્રદેશોમાં સ્ત્રી ગુલામની કીમત સાઠેક શિલિંગથી માંડીને આઠસો શિલિંગ સુધી અંકાતી, છોકરાની કીમત સોએક શિલિંગની ગણાતી.

ગ્રીસ, ફ્રાન્સ અને ઈટલિને ભેગા કરીએ તેવડા વિસ્તારવાળા ઇથિયોપિયામાં પણ આ પ્રથાનાં મૂળ ખૂબ ઊંડાં હતાં. આફ્રિકાના આ રાજ્યના ૭ હજાર વર્ષના ઇતિહાસને સી. એફ. રે. નામના યુરોપિયને પોતાના પુસ્તક–' ઇન ધી કન્ટ્રી ઓ. ધી બ્લુ નાઇલ–' માં આવરી લીધો છે. એમાંની શેબાની રાણી, સમ્રાટ સોલોમન તથા તેના મેનેલિક વિષેની ઘણીખરી વાતોને દંતકથાના જેટલું મહત્ત્વ આપી શકાય તેમ છે. આપણે એ દંતકથાઓ સાથે સંબંધ નથી, પરંતુ એટલી વાત તો ચોક્કસ છે કે એ પ્રદેશમાં પ્રવર્તતી ગુલામીની પ્રથા બહુ જ જૂના કાળથી ચાલી આવતી હતી.

આ રાજ્યના વાયવ્ય ખૂણાના જિલ્લાઓમાં તો દિવસને ગમે તે વખતે ગુલામોની ખરીદી કરી શકાય તે માટે બજારો ખુલ્લાં જ રહેતાં હતાં. આવી ગુલામીની પ્રથાનું પ્રત્યક્ષ દર્શન કરનાર લોર્ડ લુગાર્ડ નોંધે છે કેઃ–

'ગુલામોની માલિકી એ તો ઇથિયોપિયાનું જાણે એક ધાર્મિક અંગ જ બની રહ્યું છે. ગુલામોની આ રાજ્યની આર્થિક પરિસ્થિતિ પર પણ અતિશય ગંભીર અસર છે. લોકોની સામાજિક તથા ધાર્મિક માન્યતાઓ પર જ આ પ્રથાનું મંડાણ થયું છે.'

આથી ત્યાંના કેટલાક મુખીઓ તો ત્યાં લગી પણ કહેતા કે–

'અમે ગુલામોને છૂટા કરવા કરતાં તો મોતને ભેટવાનું વધુ પસંદ કરીશું!'

અહીં કરવેરાના બદલામાં તેમ જ ભેટસોગાદરૂપે ય ગુલામોને આપવાનો રિવાજ પ્રચલિત હતો. એ ઉપરાત આ પ્રદેશમાંથી પકડેલા ગુલામોને ઘણા પ્રમાણમાં અરબસ્તાન લઈ જવામાં આવતા. ત્યાના આરબો સ્ત્રી ગુલામોને પોતાને માટે તેમ જ અંતઃપુરને માટે રાખતા. આ પ્રથાની જડ ખૂબ જ ઊંડી હોવાને કારણે જ્યારે ગુલામીની પ્રથા નાબૂદ થવા લાગી અને જનમત એ પ્રથાનો પ્રખર વિરોધી થયો ત્યારે ય ગુલામોની વણજાર ચોરીછૂપીથી રાત્રિના ભાગમા ધપ્યા જ કરતી. ઈ. સ. ૧૯૧૩ માં મેનેલિક બીજાના મૃત્યુ પછી તેના પૌત્ર લિજ યાસુના રાજ્યકાળ દરમિયાન આ પ્રદેશમાં સ્વતંત્ર માનવીઓની સંખ્યા કરતાં ગુલામોની સંખ્યા વિશેષ હતી તેવો ઉલ્લેખ ગુલામીના ઇતિહાસમાથી મળી આવે છે. રાજ્વી રાસ તફારીની પાસે તેની અંગ મૂડીના સ્વરૂપમા ૫દર હજાર કરતા ઓછા ગુલામો ન હતા તેમ કહેવાય છે

ઇથિયોપિયાની સરહદ પર આ શતકના શરૂઆતના વર્ષોમા જેમને રાની પશુઓની ઉજાણીને સારુ રસ્તા પર છોડી દેવામાં આવ્યા હોય તેવા ગુલામોના અસંખ્ય શબો રઝળતા જોવા મળ્યાનાં ઉદાહરણો ઇતિહાસમા નોધાયા છે. માલિકોએ આપેલો અસહ્ય બોજ ઉપાડવામા જે ગુલામ આનાકાની કરે તેમનો વધ ભાલાની અણીથી કરવામા આવતો અને પછી તેમને રઝળતા છોડીને વણજાર આગેકૂચ કરતી. આવી કૂચ કરતી વણજારની મુખ્ય હારની સાથે સાથે ઢસડાતા સ્ત્રીબાળકોની દશા જોનાર માનવીના હૃદયમા કમકમાટ ઉપજાવે તેવી નીવડતી

કેટલાક ઇથિયોપિયન ગુલામો નાસી જઈને સુદાન તરફ પહોચી ગયાના દાખલાઓ પણ છે. સુદાન પણ ગુલામોનું મથક હતું. પરંતુ ગુલામીની પ્રથાના નિષેધ પછી ત્યાં વસતા ગુલામોને જમીન તથા આર્થિક સગવડ પૂરી પાડવામા આવ્યા પછીથી ત્યાના માનવીઓના જીવન જીવવા લાયક બન્યાં હતાં.

પોર્ટુગીઝ આફ્રિકા પણ ગુલામીની પ્રથાનું જીવતુંજાગતું ધામ હતું. પોર્ટુગાલના વહાણવટીઓ ખૂબ જૂના સમયથી દરિયાઈ સફરે નીકળી ચૂક્યા હતા એ વાતથી તો સૌ કોઈ વાકેફ છે. એટલે આ પ્રજાનો દાવો એવો છે કે:

'અમે સંસ્કૃતિના પાયારૂપ ઉચ્ચ આદર્શોનો પ્રચાર કરનાર પ્રજારૂપે પ્રથમ છીએ અને અમે આફ્રિકાની અબૂઝ પ્રજામાં સંસ્કૃતિના ઉચ્ચ આદર્શોની સ્થાપના કરવાના હેતુથી ત્યાં અનેક ધાર્મિક પુરુષોને મોકલ્યા છે અને લખલૂંટ ખર્ચ કર્યો છે. આથી અમને તેમના પર અબાધિત અધિકાર છે.'

પોર્ટુગીઝ સંસ્થાન એંગોલામાં પ્રવર્તતી ગુલામીની પ્રથાનું બયાન કોઈ યુરોપિયને આ પ્રમાણે કરેલું છે:

'જાણે હરાયાં પશુઓનાં ધણ માલિકની લાકડીના ભયથી બચવા આગળ ચાલ્યાં જતા હોય તેમ ગુલામોનાં ટોળાં અહીંના ક્ષુધાપીડિત પ્રદેશમાંથી પસાર થતાં. કિનારે પહોંચવા માટે તેમને હજારેક માઈલનો પગપાળા પ્રવાસ કરવો પડતો. અર્ધનગ્ન દેહ, ખુલ્લા પગ, નીચેથી કાંટા કાંકરાનો માર અને ઉપરથી માલિકના ચાબખાના વીંઝાતા ફટકાનો ત્રાસ, પ્રકૃતિની અનિયમિતતાના ઓક—આ બધું અસહ્ય હતું, અને એમાંય જ્યારે આ ગુલામો આવડો દીર્ઘ પ્રવાસ કરવા અસમર્થ—અશક્તિમાન બનતા ત્યારે તેમને—જેમ કોઈ બિનઉપયોગી પશુને ઠાર કરીને રઝળતું મૂકી દેવામાં આવે તેમ—રસ્તામાં જ છોડી દેવામાં આવતા. જ્યારે આ ગુલામોને ત્યાં બાળકો અવતરે ત્યારે એ અભાગી બાળકો પણ—જેમ વાછરડું ગાયની પાછળ કે મેંઢું ઘેટીની પાછળ માલિકની મૂડી બને તેમ—મૂડી બની રહેતાં. એમના પર માબાપનો નહિ, પણ માબાપના માલિકનો અધિકાર રહેતો.

આફ્રિકાને આવે ભિન્ન ભિન્ન સ્થળેથી પકડાયેલા ગુલામોનું મોટું બજાર અરબસ્તાનમાં હતું. કેટલાક આફ્રિકન મુખીઓની મારફત

આરબો પણ આ પ્રથાનું મંડાણ સામાજિક, આર્થિક તેમ જ ધાર્મિક મૂલ્યો પર થયેલું ગણતા. આથી જ ન કામ કરનાર કે ઓછું કામ કરનાર ગુલામ શારીરિક શિક્ષાનો ભોગ બનતો. ગુલામને ખોરાક તથા કપડાં પણ તેનો માલિક જેટલા પ્રમાણમાં ઉચિત ધારે તેટલા પ્રમાણમાં જ મળતાં. ગુલામોને મહેનતાણું પણ હોવું જોઈએ એવી ભાવના માલિકોના હૃદયમાં કદી જાગી જ નથી. પોતાની દશા ગમે તેટલી ખરાબ હોય, તેને ગમે તેટલી યાતનાઓ અનુભવવી પડતી હોય તોપણ તેને સ્વેચ્છાએ માલિક બદલવાનો અધિકાર જ ન હતો. ગુલામ ગામ છોડીને પણ જઈ શકે નહિ. માલિકના દેવારૂપે કે માનવીના પોતાના દેવારૂપે પણ એને ગુલામી સ્વીકારવી પડતી. ગુલામનું પોતાનું ઋણ પૂરેપૂરું ન ચૂકવાઈ રહે—અને સો એ નવ્વાણું ટકા તો ધીરધાર કરનારની ચૂડમાંથી જેમ દેવાદાર અને તેના વારસો ન છટકી શકે તેમ—ત્યાં લગી ગુલામ તરીકે રહેવાનો રિવાજ પણ પ્રચલિત હતો.

આમ હાથીદાંત, ઢોરઢાંખર અને ગુલામો માટે છેક જૂના કાળથી થતાં આવેલાં આક્રમણો આફ્રિકાની ધરતીના ઊકળતા ઉચ્છ્વાસ સમાં છે. આવી ગુલામીની પ્રથા નીરખીને ભગવતી વસુંધરાનું હૈયું કેટલું હીબક્યું હશે—એની આંતરડી કેવી કકળી હશે તેની કોને ખબર?

કદાચ એ ઊના આંસુમાંથી જ ગુલામીના વિનાશને માટે ધરતી-જાયાઓના હૈયાં ઘડાયાં હશે. કદાચ એ અધર્મનો નાશ કરવા માટે જ વિલ્બર ફોર્સ, કનાર્કસન, લિવિંગ્સ્ટન આદિ પનોતા પુત્રો વસુધાની કૂખે પાક્યા હશે. આવી અધમ પ્રથા માટે આવા અનેક નરવીરોએ જાતે કેટકેટલું સહન કર્યું હશે તેનો કોને ખ્યાલ આવે?

અલબત્ત ગુલામીની પ્રથાને અને એ પ્રથાને દૂર કરવા અથાગ પ્રયાસ કરનારાઓ વિષે તો ગ્રંથોના ગ્રંથો લખાયા છે, અને માનવ જાતિના ઇતિહાસના એ કલંક પ્રકરણ વિષે લખી શકાય તેમ છે, પરંતુ મારું કામ તો માત્ર

એ તરફ આંગળી ચીંધવાનું જ છે, એનો આછો પાતળો ખ્યાલ જ આપવાનું છે એટલે અહીં જ વિરમું છું. આશા છે આટલી માહિતીથી તને સમગ્ર પ્રથા વિષે ખ્યાલ આવી જશે

કુશળ હશે. સ્મરે તેને ઘટિત

લિ. સંજયના

વંદેમાતરમ્

## પત્ર ત્રીજો

# આપણી વસાહત

પ્રિય જયંત,

હજી તો મારો આગળનો પત્ર તને માંડ મળ્યો હશે, ત્યાં આ બીજો કાગળ લખવા બેસું છું. આગળના પત્ર દ્વારા તને આપેલું–મારાથી સહજ જ અપાઈ ગયેલું–વચન મારાથી મિથ્યા કેમ થાય? આપણે સાથે બેસીને વાંચેલ પેલા સંસ્કૃત શ્લોકની પંક્તિ તને યાદ હશે :

'સદ્‌ભિસ્તુ લીલયા પ્રોક્તં શિલાલિખિતમક્ષરમ્'

સજ્જનોથી રમતાં ઉચ્ચારાયેલું વચન શિલાલેખ જેવું હોય છે. હું એવી ઉચ્ચકોટિનો સજ્જન છું કે નહિ તે તો નથી ખબર, પરંતુ તું મને એક સારા માનવી તરીકે ગણે છે ત્યારે મારે મારું વચન પાળવું જ રહ્યું!

તો ચાલ તને આ અમેરિકા જેવા દેશ કરતાં ચારગણા વિશાળ ખંડની યાત્રાએ લઈ જાઉં :

અસંખ્ય જાતિઓ અને અનેક ભિન્નભિન્ન બોલીઓવાળા વતનીઓના આ ખંડમાં આવતાં પહેલાં યાત્રી કેટકેટલાં સાવચેતીનાં પગલાં લે છે. આ ખંડના આંતરિક પ્રદેશો ખૂબ જ મેલેરિયાવાળા છે. લોકોને–હવે તો અતિશય ઓછાં થઈ ગયાં છે તોપણ–અનેક

ગેગોનો ડર રહે છે. કાળા તાવથી અહીંના કેટલાક પ્રદેશની મહામારીથી—છજ્યે કેટલાક લોકો થરથરે છે: પરિણામે કિવનાઇન, પેલ્યુડ્રિન વગેરે કોઈ કોઈ લોકો નિયમિત રીતે લીધા કરે છે. વિષુવવૃત્ત પર આવેલા પ્રદેશમાં સારી એવી ગરમી પડે છે. જોકે સ્થળોની દરિયાઈ સપાટીથી કુદરતબક્ષી ઊંચાઈ આશીર્વાદરૂપ છે.

આ ખંડ તરફ પ્રયાણ કરનાર મુસાફરને કાને—અહીંના વતનીઓ અશિષ્ટ છે, અસંસ્કૃત, અસભ્ય અને અશિક્ષિત કે અલ્પશિક્ષિત છે, કેટલીક આફ્રિકન જાતિઓ હજી પણ નવસ્ત્રી દશામાં જીવે છે અને માણસોને કાચા ને કાચા ખાઈ જાય છે. ઘણો પ્રદેશ અડાબીડ જંગલોનો અને હિંસક જંગલી પશુઓનો છે. અહીં જેટલી સુનમ ગરમી પડે છે, એટલો જ અનરાધાર વરસાદ થાય છે. વિશાળ સરોવરો, સુદીર્ઘ વિસ્તારોમાં થઈને વહેતી નદીઓ, વિકટ ઝાડીઓ, અગમ્ય પ્રદેશો, કાદવકીચડભર્યાં અફાટ મેદાનો વગેરે આ ખંડનો શાપ છે—આવું આવું તો કંઈક પડ્યા કરે છે, પરંતુ આ ખંડમાં થોડુંક ફર્યા બાદ મુસાફરનો આ વિભ્રમ—માયાવી સંભ્રમ—ભાંગી પડે છે. એને તરત જ ખ્યાલ આવી જાય છે કે આ બધી વાતો છેક જૂના કાળની અને સાવ વજૂદ વગરની જ છે.

આજે તો ખંડના છેક અંતરિયાળ ભાગમાં જવા માટે પણ સગવડ મળી રહે છે. વળી એવા ભાગમાં યે આપણા લોકો નિર્ભયતાથી વસે છે અને પોતપોતાનો ધંધો વર્ષોથી ચલાવ્યા કરે છે. વળી અહીં સુઘડ—સુઘડતાની દૃષ્ટિએ જગતનાં કેટલાં અગ્રગણ્ય સ્થળોમાં માનવંતું સ્થાન પ્રાપ્ત કરે તેવાં—શહેરો છે, હવામાન પણ સર્વથા નિંદ્ય નથી, રોગચાળો યે ચાલ્યો ગયો છે. ધીમે ધીમે કપાતાં જંગલોની સાથે આ દેશની સમસ્યાઓ ય ઊકલતી ગઈ છે, કપાતી ગઈ છે. નગ્નદશામાં રહેતી-ફરતી પ્રજા પણ સંસ્કારી અને શિક્ષિત બનતી જાય છે, નિજી તેમજ અન્યનાં સ્વાતંત્ર્યનું સાચું મૂલ્ય આંકતી જાય

છે પેકોમા આઝાદીની તમન્ના વ્યાપક બનતા લાગી છે કોઈપણ સ્વાતન્ત્ર્યપ્રિય વ્યક્તિને પણ લાગ્યા વિના રહે નહિ કે અહીંની નિસર્ગ-રમ્ય ભૂમિ જો સ્વતન્ત્ર હોય તો કેટલું સારુ !

આફ્રિકાની રમણીય ભૂમિ તો સહુ કોઈને આકર્ષતી ઊભી છે જાણે નિત્યનૂતન રંગો બદલતી એ અહી ખેંચાઈ આવતા દર્શનાતુર મુસાફરોના ઉમંગભર્યા સ્વાગત અર્થે સજ્જ થઈને જ ન ઊભી હોય ! ઊંચા ઊંચા ગિરિશિખરો, અમાપ વિસ્તારમા સ્વચ્છંદે ડોલતા ઘાસના મેદાનો, સાગરશા તરંગો ઉછાળતા, અફાટ ભૂમિ પર પોતાના સામ્રાજ્યને ફેલાવતાં સરોવરો, પ્રાગૈતિહાસિક સંસ્કૃતિની સ્મૃતિઓને હૈયામા તાજી રાખતી નીલગગાશી નદીઓ સર્વત્ર હસતી હરિયાળી આ બધા જ આફ્રિકાની ભૂમિ પર પ્રથમવાર પગ મૂકનારને, જાણે પોતપોતાના અંતર ઠાલવીને આવકારના માટે આતુર ન હોય, આવનારના ઓવારણા લેવા તત્પર ન હોય તેમ જણાય છે !

અન્ય આગંતુકોની જેમ ભારતનો કિનારો છોડી અહી આવ્યા પહેલા મને ય લાગતું હતુ કે મારી સ્વતન્ત્ર માતૃભૂમિની આગવી મિરાત છોડીને હુ યે કયા વળી હબસીઓના દેશમા જવાનુ સ્વીકારું છું ? પરંતુ મોમ્બાસાને કિનારે ઊતરતા જ મને માલૂમ પડ્યુ કે આ પણ હિંદીમહાસાગરને અન્ય કિનારે મારા જ દેશવાસીની વસાહત પામેલા ભારતનો જ જાણે કે એક ભાગ છે ભારતથી આવેલા ઉતારુઓને સત્કારતા અસંખ્ય ભારતીઓને જોઈ મને ખાતરી થઈ પડયો કે હુ કોઈ અજાણ્યા પ્રદેશમા નથી આવી પડયો આમ આ ખંડથી અપરિચિત એવા મારા હૃદયમા અહી આવ્યા પછી એક નવી જ શ્રદ્ધા જાગી, નવા દર્શનની નવ્ય કેડી લાધી

ભારતીઓની વાત કરુ છુ ત્યારે આ ખંડમા વસતા આપણા બંધુજનોની રહેણીકરણી વિષે ય થોડુ કહી દઉં: અહી વસતા મોટા ભાગના આપણા દેશવાસીઓ સામાન્યત સુખી છે લગભગ

પ્રત્યેક ભારતીયના ઘરમા મોભા પ્રમાણેનું ફર્નિચર, રેડિયો સેટ, નાનકડું એવું પુસ્તકાલય, જીવનના ભૌતિક આનંદ માટેના અન્ય સાધનો હોય છે મોટા ભાગના લોકો વેપાર અર્થે આવેલા એટલે તેમનું માનસ વ્યાવહારિક વધુ હોય એ સ્વાભાવિક ગણાય આર્થિક સમૃદ્ધિના ફલકને કેમ વિસ્તારવુ એ તેમનુ ધ્યેય ગેરવાજબી ન જ ગણાય! અને છતા ય જ્યાર જ્યારે આપણા દેશવાસીઓ કોઈ ને કોઈ બહાના હેઠળ આર્થિક સહાય માટે અન્યા છે ત્યારે વસાહતી બાધવોએ યથાશક્તિ ફાળો આપ્યો જ છે અમુક સમય લગી તો આવી વણજાર આવ્યા જ કરી હતી કોઈ કઈ સત્કાર્ય લઈને આવ્યુ હોય, કોઈ શાળા સ્થાપવાના ફડ સારુ આવ્યું હોય, કોઈ કોલેજો, વિદ્યાપીઠ કે 'બોર્ડિંગ હાઉસ' વાસ્તે આવ્યું હોય! રેલ રાહત આદિ નૈસર્ગિક ખોફ સામે પણ અહીના કેટનાક મંડળોએ તેમ જ સંસ્થાસ્વરૂપ વ્યક્તિઓએ ઉદારતાપૂર્વક હાથ લબાવ્યો જ છે, યત્કિંચિત્ કર્યું જ છે અત્યાર લગીમા અપાયેની આવી રકમનો આક જો તારવવામા આવે તો એ કયા પહોચે તે મારી કલ્પનામા નથી આવતુ

આ હકીકત છતા ભારતીય ધનકુબેરોએ અહીના બાળકો માટે–સ્વરાષ્ટ્રના મહામૂલા ધન માટે–શાળાઓ, કોલેજો કે વિદ્યાપીઠોની સ્થાપના માટે શકય તેટલા બધા પ્રયાસ કર્યા હોય તેમ દેખાતુ નથી આવાં શાળાંત પરીક્ષાઓમા ઉત્તીર્ણ થયેલા બાળકોને જ્યારે ભારત, અમેરિકા કે 'યુનાઈટેડ કિંગ્ડ' તરફ ઉચ્ચ અભ્યાસ સારુ પ્રવેશ મેળવવા દોડધામ કરતા જોઈએ છીએ ત્યારે અતર દુ:ખ અનુભવે એવી પરિસ્થિતિ ઉપજે છે હવે તો આપણી અહીની વસાહતના પાયા ઊંડા ગયા છે ત્યારે બાળકોને શિક્ષણ માટે પરદેશ તરફ નજર દોડાવવી પડે તે કેટલુ કરુણાજનક કહેવાય! સસ્કૃતિના અમર ચિહ્ન રૂપ મંદિરો અહીં બધાયા છે, પણ એ મદિરોમા ય કયાય નાનકડી શાળાનુ સંચાલન થતુ હોય તેવુ સાભળવામા નથી આવ્યુ. અલ

બત્ત એમાં શિક્ષકો, શાળા સંચાલન વગેરેનો પ્રશ્ન કંઈ નાનોસુનો ન ગણાય !– તો પણ એ અનિવાર્ય તો નથી જ.

કદાચ તને લાગે કે હું નાસ્તિક થઈ ગયો છું, પરંતુ એમ નથી. હું મંદિરોનો કે કોઈ પણ ધર્મનો વિરોધી નથી. મને પ શિલ્પસ્થાપત્યકલા પરત્વે પ્રેમ છે. પરંતુ ધર્મ એ કેવળ શિલ્પકલાનું નિર્જીવ માળખુ જ નથી. જેને માટે એ છે તેની જરૂરિયાતો પૂરી પાડયા પછીનું એ કામ છે. જ્યાં માનવીની પ્રાથમિક આવશ્યકતાઓનો પ્રશ્ન લટકતો હોય ત્યાં લગી આ પ્રકારનો મોહ દૂર રહેવો જ જોઈએ. શિક્ષણ એ અદ્યતન યુગની પરમ તેમ જ પ્રથમ આવશ્યક ચીજ છે. હું જ્યારે મંદિરનો વિચાર કરું છું ત્યારે મારા ચિત્તમાં પહેલો વિચાર આવે છે માનવમંદિરનો; ત્યારે મારું મન ભરાઈ જાય છે. ઊગતી પ્રજાના શારીરિક તેમ જ માનસિક વિકાસના વિચારોથી ! આ ઉપરાંત, ઉત્થાનને પંથે પળેલા આપણા રાષ્ટ્રને કદાચ યુરોપ અમેરિકાથી મળતી મદદ જેટલી નહિ તો એથી પ્રમાણમાં સ્વલ્પ પણ મદદ અહીંથી થઈ શકે તેવી સદ્ધરતા અહીં છે, એમા પણ સંદેહ નથી. પરંતુ આપણામાં રાષ્ટ્રીય ગૌરવના ગુણની માત્રા એટલી નથી– જેટલી જાપાનની કે વિશ્વની કેટલીક પ્રગતિવાદી પ્રજામાં છે. ઘણીવાર રાષ્ટ્રીય તહેવાર નિમિત્તે એકત્રિત થયેલાં આપણાં લોકોમાં દેશ, દેશપ્રેમ, દેશને ખાતર સર્વસ્વ જતું કરનાર શહીદોની વાતો જરૂર થાય છે, પરંતુ એ બધાની ઊંડી કે ચિરંજીવ અસર હોવાનું જણાતું નથી. સ્વદેશનું ગૌરવ હણાય નહિ અને પરદેશી પ્રજાઓની વચ્ચે વસતાં એ ગૌરવની ઝાંખી અન્ય પ્રજાઓને થાય એવું દૃઢ વફાદારી ભર્યું અખંડ વર્તન ભાગ્યે જ થોડી વ્યક્તિઓનું હશે. મદ્યનિષેધમાં માન્યતા ધરાવતા અને એ માન્યતાને ટકાવવા માગતા આપણા રાષ્ટ્રની ભાવનાનું અહીં વસતા બાશિંદાઓ– આપણા જ બંધુઓ એક યા અન્ય રીતે ઠુકરાવતા જણાય છે. આપણા લોકોનો થોડો ભાગ એવો છે–જે મદ્યપાનમાં રસ ન ધરાવતો હોય. આપણાં કેટલાંક ઘરોમાં તો દારૂનો સારો એવો ઉપયોગ કરવામાં આવે

છે. આ દ્વારા આપણા અર્થનો કેટલો દુર્વ્યય થતો હશે તે કહેવું મુશ્કેલ છે. ક્યાંક ક્યાંક તો મહેફિલમાં કેવળ આપણા લોકો યુરોપિયનો હોય ત્યાર વાતને જુદી ગણીએ તો ય–હોય ત્યારે પણ મદ્ય અગ્રસ્થાને જોવામાં આવે છે. આવો જ એક બીજો રોગ, હા, હું તો એને રોગ-રોગ જ કહીશ–છે દર્પદર્શનનો. ભારતમાં એ નથી એમ હું નથી માનતો, પણ અહીં તો નજરે પડે જ છે. લોકોને પોતાની સાહ્યબી પ્રદર્શિત કરવાનો રોગ જૂનો છે. મારી પાસે હોય અને તે વસ્તુ બીજા પાસે ન હોય ત્યારે મને મારી ચીજનાં ગુણગાન કરવાની વૃત્તિ સ્વાભાવિક રીતે જ થાય પણ એમાં આપણે આપણા સમાજમાં છર્માનાં બી રોપીએ છીએ તે તરફ ધ્યાન આપતા નથી. અલબત્ત લક્ષ્મી હોય ત્યાં આ પ્રકારનું આત્મદર્શન કે સ્વાર્થ ગૌરવપ્રદર્શન સંભવે એમાં નવાઈ નથી પણ એની દેખાદેખી લાભ-કારક નથી, એમાં જીવનના સંતોષનો અભાવ છે તેવું લોકો કેમ નહિ સમજતા હોય? બીજાને ત્યાં 'શેવ' ગાડી હોય ત્યારે એની વિશાળતા અને ગતિથી ચકિત થઈ જઈને, મારી શક્તિ હોય કે એ ગજા બહારની વાત હોય તોપણ મારી નાનકડી 'વોકસવેગન' કે 'પીજો' ને વેચી નાખી–સસ્તી કીમતે જ તો! 'શેવ' કે મર્સિડીઝ માટે મારે શા સારુ ખુવાર થવું તે જ મને નથી સમજાતું. લક્ષ્મીને જીરવવી કેટલી બધી અઘરી છે? આવી હરીફાઈને બાજુએ મૂકીને આપણા લોકો રાષ્ટ્ર ગૌરવને દીપાવવાની સ્પર્ધામાં ક્યારે ઊતરશે? માનવી અન્ય માનવી પાસે તો મોટી અપેક્ષા સેવે છે, પરંતુ પોતાના તરફથી એવી અપેક્ષા સેવતો ક્યારે થશે? જ્યાં લગી એ નહિ થાય ત્યાં લગી વિશ્વબંધુત્વ સમાનતા વગેરેની વાતો ગુલબાંગરૂપ જ રહેવાની!

*

દિવસે દિવસે સમયનો પ્રવાહ બદલાતો જાય છે, એનાં વહેણ જુદી દિશામાં વળતાં જાય છે. એવે કાળે પરદેશમાં વસતી વસાહતી પ્રજાએ પોતાના પ્રત્યેક વર્તનમાં–જેમ વિચાર અને વાણીમાં તેમ જ તકેદારી સેવવાની હોય છે. જો એ પ્રત્યે જાગ્રત રહેવાય તો જ મૂળ

રાષ્ટ્રને વસાહતી રાષ્ટ્ર ને કે શાસક રાષ્ટ્રને સહન થોડું કરવાનું આવે. વસાહતી પ્રજાની જવાબદારીઓ ઘણી મોટી અને વિશાળ હોય છે.

આ પત્ર વાંચી તારા રાષ્ટ્રપ્રિય હૃદયને થોડો આઘાત પહોંચે તો નવાઈ નહિ; પરંતુ અહીંની વતની પ્રજા વિષે કશું લખું તે પૂર્વે આપણા દેશવાસીઓ વિષે લખું એ જ યોગ્ય ગણાયને ? 'CHARITY AEGINS AT HOME'–એ ન્યાયે જ ઘરની વાત કરવા પહેલાં લલચાયો છું. ઘરનું દુઃખ નિહાળી કયા દેશબંધુને દુઃખ ન થાય ? અને એટલે જ એવી લાગણીઓને મેં અભિવ્યક્તિ આપવાનું સ્વીકાર્યું છે. એ કઠોરતા બદલ તું મને ક્ષમા કરશે તેવો મારો દૃઢ વિશ્વાસ છે. તારાં સંવેદનો મને જણાવજે.

હવે તો ફરી કલમ ઉઠાવીશ ત્યાં લગીમાં તારા તરફથી કંઈક સમાચાર આવશે એમ માનું છું. હું ભલે પ્રત્યુત્તરની અપેક્ષાએ આ પત્રલેખનમાં ન ઊતરતો હોઉં, પણ મારા પત્રો વિષેની તારી લાગણીઓ દર્શાવતો પત્ર મને ક્યારેક મળશે તેવી આશા રાખું. તું પત્ર પાઠવે ત્યારે સ્વદેશનાં વર્તમાન પરિબળો વિષે જરૂર નોંધ લખજે. હું તો અવારનવાર લખતો જ રહીશ–આ લેખનને મારું સર્જન માનીને.

લિ. સંજયના

વંદેમાતરમ્

## પત્ર ચોથો

# નાઈલ ખીણની સંસ્કૃતિ

પ્રિય જવંત,

આ પત્ર દ્વારા તને આફ્રિકા અને એની પુરાતન સંસ્કૃતિ વિષે થોડી માહિતી આપવા ઇચ્છું છું. એ વિષય પર આગળ વધું તે પૂર્વે કેટલીક પ્રાસ્તાવિક વાત પણ કરી લઉં. તને એ તો ખ્યાલ જ હશે કે માનવીનું પ્રાગૈતિહાસિક જ્ઞાન મર્યાદિત છે. સામાન્ય માનવી જે કાંઈ જાણે છે તે ત્રણચાર હજાર વર્ષ કરતાં વધારે પુરાણા કાળ વિષેની સચોટ માહિતી નથી. એ પ્રાચીનતમ કાળ વિષે માનવી વધુમાં વધુ જે માહિતી ધરાવે છે તે કેવળ કલ્પનાઓ અને અનુમાનો પર આધારિત છે. જેમ જેમ આપણી સૃષ્ટિ અને આપણા આદિ વંશજો વિષે વધુ સંશોધનો થતાં જાય છે તેમ આપણા એ કાળના જ્ઞાનમાં વધારો થતો જાય છે. આઠેક હજાર માઈલનો વ્યાસ ધરાવતી આપણી પૃથ્વી વિષેના જ્ઞાનમાં છેલ્લાં ત્રણેક હજાર વર્ષથી ઠીક ઠીક વધારો થતો આવ્યો છે. એમાંય છેલ્લા એકાદ શતકમાં તો પૃથ્વીના ઉદ્ભવ અને તેની વય વિષે સારી એવી વિચારણા થવા પામી છે. એ મંતવ્યો અનુસાર સૂર્યની આસપાસ ફરતી પૃથ્વીની વય બે એક અબજ જેટલાં વર્ષોની માનવામાં આવે છે. તેમાંનાં અસંખ્ય વર્ષોનો સમાવેશ મત્સ્ય તેમ જ હિમયુગમાં જ થઈ જાય છે. પછીના યુગોમાં

પ્રાણીઓ પેઠે ચાલતાં થયાં. ત્યારબાદ આવ્યો સ્તનપાન કરતાં પ્રાણીઓનો યુગ. એ પછીના વાનરયુગને આપણે ઉપમાનવયુગ કહીએ છીએ. સાચા સ્વરૂપમાં જેને માનવી ગણી શકાય તેવા માનવીની ઉત્પત્તિને માંડ પચાસસાઠ હજાર વર્ષ જેટલો જ સમય વીત્યો છે.

આદિમાનવનું સાચું સ્વરૂપ પ્રથમ ક્યાં પ્રગટ્યું તે જાણવાનું ઘણું કઠિન છે, પરંતુ એ માનવી પુષ્કળ રૂંવાટીવાળો, માનવી જેવો નહિ દેખાતો, ભાષાની સ્પષ્ટતારહિત અને ટટ્ટાર ચાલવાને અસમર્થ હોવો જોઈએ તેમાં તો શંકાને સ્થાન નથી. ૧૯૬૦ ના વર્ષ દરમિયાન આ બાબતમાં જગતને એક નવો સિદ્ધાંત મળ્યો છે. એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાં વૈજ્ઞાનિક સર એલિસ્ટર હાર્ડી જણાવે છે કે આદિ માનવ ઉત્ક્રાંતિના પ્રાથમિક તબક્કામાં ઉપજળચરીય અવસ્થામાંથી પસાર થયો હોવો જોઈએ. તેને સમુદ્રને આધારે જીવન વિતાવવું પડ્યું હોવું જોઈએ. સાગરકિનારે ખોરાકની શોધમાં ભટકતા માનવીને સંયોગોએ ઊંડા પાણીમાં જવાની ફરજ પાડી હોવાની શક્યતા કાઢી નાખવા જેવી નથી. દસેક લાખ વર્ષો પૂર્વેના અરસામાં માનવી હાથને ઉપયોગમા લેતાં શીખ્યો. એને ટટ્ટાર રહેતાં આવડયું અને એ આદિશસ્ત્રોનો ઉપયોગ કરતો થયો. પાણીમાં ખોરાકની શોધ હાથથી ચલાવતાં તેના હાથની લંબાઈ વધી. ઊંડા પાણીમાં જવાની ફરજ પડવાથી તે ટટ્ટાર ઊભો રહેતો થયો. અત્યારના માનવીની રૂંવાટીરહિતતાનો રદિયો પણ આ માનવીનો સાગર–નિવાસ આપે છે. એ તરતો થયો ત્યારે ય તેને માથાના રક્ષણની જરૂર હોવાથી કુદરતે તેના કેશને ટકાવી રાખ્યા. એથી એને સૂર્યની ગરમી સામે રક્ષણ મળ્યું.

આવા આદિમાનવ અને આજના માનવી વચ્ચેની સાંકળ જોડી આપતાં માનવીની ખોપરી દક્ષિણ રોડેશિયા(આફ્રિકા)માં આવેલી 'બ્રોકન હિલ,' ખાતેથી ૧૯૨૧ માં મળી આવી હતી. એ ખોપરીની

રચનામાં આદિ માનવના મગજની રચના કરતાં વિશેષતર વિકાસનાં ચિહ્નો જોવા મળ્યાં હતાં. દાંત અને હાડકાં તો સર્વાંશે માનવીનાં દાંત અને હાડકાં જેવાં હતાં. વળી એ ટટ્ટાર ચાલવાને સમર્થ હશે તેવું અનુમાન પણ તારવવામાં આવ્યું છે. જો કે એ માનવીના ચહેરામાં અને વાનરના ચહેરામાં બહુ ફેરફાર નહિ હોય તેમ અનુમાન કરવામાં આવ્યું છે. એને એક રીતે તો બર્બર અવસ્થામાં જીવન વ્યતીત કરતો માનવી જ ગણાય, પરંતુ એનામાં માનવ-ઉત્ક્રાંતિનાં ઘણાંખરાં ચિહ્નો દગ્ગોચર થયાં છે. આ દૃષ્ટિએ વિચારીએ તો માનવી અનેકાનેક વર્ષોથી આ ખંડને પોતાનું નિવાસસ્થાન બનાવતો આવ્યો છે તેનું એક વધુ ચોક્કસ દૃષ્ટાંત માનવવંશશાસ્ત્રીઓને ઉપલબ્ધ થવા પામ્યું છે. ૧૯૬૧ ના વર્ષના મધ્ય ભાગમાં કેનિયામાં ઘણા કાળથી વસતા પ્રખર નિષ્ણાત નૃવંશશાસ્ત્રી ડૉ. એલ.એસ.બી. લીકીએ પોતે તાજેતરમાં કરેલા એક નવા સંશોધનની વાત જાહેર કરી છે. ટાંગાનિકાનાં સેરંગેટી મેદાનો ઓલ્ડુવાઈ પાસે ખોદકામ કરવામાં આવતાં પ્રાગૈતિહાસિક અવશેષો મળવા પામ્યા છે. આ અવશેષોમાંથી એક હાથીનું ધડ અને માથું-સંપૂર્ણ શરીર પ્રાપ્ત થયું છે. આવા હાથીની જાતિ હવે જોવામળતી નથી ડૉ. લીકીએ જાહેર કર્યું છે કે આ અવશેષો ૫૦૦,૦૦૦ વર્ષ પુરાણા હોવા જોઈએ. આવો મોટામાં મોટો અવશેષ ( LARGST CɪNO-THꞬRɪ-UM ) અત્યાર સુધીમાં કદી મળ્યો નથી. એ હાથીના દંતૂશળ પાંચ ફીટ જેટલા લાંબા છે. નીચેના જડબા પાસેથી એ છાતી તરફ ઢળે છે. આની સાથે એક શાહમૃગના અવશેષ પણ મળ્યા છે. એ શાહમૃગ પણ રાક્ષસી જ છે. એની ઊંચાઈ બાર ફીટ કરતાં પણ સહેજ વિશેષ છે. વળી ઓલ્ડુવાઈમાં એક બાળકના શરીરના અવશેષો પણ ઉપલબ્ધ થયા છે. એમ અનુમાન કરવામાં આવે છે કે એ બાળકનું મૃત્યુ બાર વર્ષની ઉંમરે થયું હોવું જોઈએ. એ મરનાર બાળક ૬૦૦,૦૦૦ વર્ષ પૂર્વેનું હોવાની સંભાવના ખરી. એ અવશેષ

એક વાઘના અવશો પામે મળી આવ્યા છે આમ ટાગાનિકામા આવેલા આ ઓલ્ડુવાઈ–પ્રદેશને વિશ્વના એક અતિ પ્રાચીન–પુરાતન પુરાતત્ત્વ સ્થાનની કીર્તિ તાજેતરમા પ્રાપ્ત થઈ છે, આમ આફ્રિકા ખડની માનવ ઉત્ક્રાતિની સાક્ષીનો એક વધુ પુરાવો મળી રહે છે.

કદાચ આવા જ હિસાબે ઇતિહાસકારો ઇજિપ્તની આ ખંડમા પ્રસરેલી સસ્કૃતિ દસેક હજાર વર્ષ જેટલી પુરાતન હોવાની માન્યતા ધરાવે છે વિશ્વના જે જે સ્થાનોમા સસ્કૃતિનો દીપ પ્રગટ્યો તે તે સ્થાનો નદીતીરે આવેલા છે–એ તો ઇતિહાસમાન્ય ઘટના છે ઇજિપ્તની સસ્કૃતિ પણ નાઈલને પ્રતાપે પ્રગટી અને વિકસી તે વાતે ય સર્વમાન્ય છે, જેમ ભારતની સસ્કૃતિ સપ્તસિંધુના પ્રવાહને બળે, ચીની સસ્કૃતિ હવાગ હો તેમ જ યાંગ ત્સે ક્યાગને આધારે, સુમેરિયન સસ્કૃતિ યુફ્રેટીસ અને તૈગ્રીસને પુણ્યે વિસ્તરી તેમ, કાકાસાહેબ કાલેલકરે સરિતાની આ પ્રકારની સૌમ્યતાને લઈને જ નદીને 'લોકમાતા'ના નામથી બિરદાવી છે, એ જ કારણે આપણા પ્રાચીન કવિઓએ પણ નદીઓની સ્તુતિ ગાઈ છે 'ગગાષ્ટક', 'નર્મદાષ્ટક, 'યમુનાષ્ટક', 'ગગાલહરિ' એ એકરીતે કહીએ તો નદીઓની પવિત્રતાની જ પ્રશસ્તિ છે ગગા વિષેનો આવો એક શ્લોક સ્મરણે ચડયા સિવાય રહેતો નથી–તને અસ્થાને લાગે તો ક્ષમા કરજે—

**गगे त्रैलोक्यसारे सकलसुरवधुधौतविस्तीर्णतोये**
**पूर्णब्रह्मस्वरूपे हरिचरणरजोहारिणि स्वर्गमार्गे ।**
**प्रायश्चित्त यदि स्यात्तव जलकणिका ब्रह्महत्यादिपापे**
**कस्त्वां स्तोतुं समर्थस्त्रयजगदघहरे देवि गंगे प्रसीद ॥**

સમસ્ત દેવાગનાઓ વડે જેમના અફાટ વારિ શુદ્ધ થયા છે, જે પૂર્ણબ્રહ્મનુ સ્વરૂપ છે, જે હરિચરણરજને લાવનાર છે, જે સ્વર્ગના માર્ગરૂપ છે, બ્રહ્મહત્યાદિ પાપને માટે કોઈ પણ પ્રાયશ્ચિત હોય તો

જેમનાં જળનું કેવળ એક બિંદુ પણ પર્યાપ્ત છે એવાં હે દેવિ ગંગા! તમારી સ્તુતિ કરવાને કોણ સમર્થ છે? હે ગંગા, પ્રસન્ન થાઓ

આ ખંડની પવિત્ર નદી નીલગંગા પણ સ્તુતિવિહોણી તો નથી જ રહેવા પામી પેપીરસની કુંડળીમાં સચવાઈ રહેલા આવા એક સ્તોત્રમા આવી કંઈક સ્તુતિ કરવામાં આવી છે:

'જ્યારે તું પૃથ્વી પર દર્શન દે છે, ત્યારે આનંદધ્વનિ ગાજી ઊઠે છે; લોકો આનંદપ્રમત્ત બની જાય છે પ્રત્યેક સશક્ત માનવી આહાર પામે છે, પ્રત્યેક દાંતને ચાવણ પ્રાપ્ત થાય છે ટૂંકમાં કહીએ તો નાઈલને ઇજિપ્તવાસીઓ આખી પૃથ્વીને વીંટાઈને ઊભેલી માનતા– તેઓ તેને દેવ ગણતા તેના વિષેની લોકોની માન્યતા '**त्वमेव सर्वं मम देवदेव**' ને અનુસરતી હોય તેમ લાગતું.

એક આદિકાળમા ઇજિપ્તના માનવીઓ માટીકામ કરતા હતા તેમ જણાય છે પથ્થરકામ અને ત્રાંબાકામ પણ જૂના વખતથી ત્યાં થયા કરતું હતું રાજ્યપ્રથાના પ્રથમ સૂત્રધાર તરીકે ઇતિહાસ મેનેસનું નામ નોંધે છે એ રાજાનો વંશ ત્યારબાદ એકત્રીશ પેઢી લગી ચાલ્યા કર્યો ઇજિપ્તના રાજવીઓ 'ફેરો'ના નામથી જાણીતા છે આ શબ્દ રાજાનો નામવાચક શબ્દ નથી, પણ રાજા તરીકેનો ખિતાબ છે ત્રણ હજાર વર્ષ પૂર્વે જે રાજા થઈ ગયો તેનું નામ ઝોસર હતું. તેણે ઇમ્હોટેપ નામના કુશળ વિદ્વાન શિલ્પીની પાસે પોતાની કબર બંધાવડાવી હતી આવી કબર–પીરામીડ એ ઇજિપ્તની તદ્દન પુરાતનકાળની કળારૂપે જોવા મળે છે. રાજાઓ પ્રથમથી જ આવા પીરામીડ તૈયાર કરાવતા અને ધર્મગુરુઓ તેમના મૃત્યુ બાદ તેમના શબમા દ્રવ્યો ભરી–મમીકરણ કરી તેમને પીરામીડમા દફનાવતા ફેરો ખુફુને માટે તૈયાર કરવામા આવેલા ગિઝેહના પ્રખ્યાત તેમ જ મહાન પીરામીડનું બાંધકામ વીસ વર્ષે પૂરું થવા પામ્યું હતું. આ પીરામીડના બાંધકામ માટે અસંખ્ય ગુલામોને રોકવામા

આવતા. કેટલાક ઇતિહાસવિદો નોંધે છે તેમ આ પ્રકારના બાંધકામની પાછળનો એક આશય જ્યારે નાઈલનો કોપ પ્રવર્તતો અને દુકાળની પરિસ્થિતિ ઊભી થતી ત્યારે તેમને રોજી આપવાનો હતો. શિલ્પશોખ કરતાં તત્કાલીન રાજાપ્રજાની ધાર્મિક માન્યતા આમાં કારણભૂત હતી એ તો વિદિત છે. ગિઝેહના પીરામીડનું સ્થાન તો આજે પણ ઘણું મહત્ત્વનું છે. તેમાં ૨,૩૦૦,૦૦૦, પથ્થરોનો ઉપયોગ કરાયાનું કહેવાય છે. તેના બાંધકામમાં લગભગ હજારેક માણસોને કામે લગાડવામાં આવ્યાં હતાં. પુરાતન કાળથી જ 'મેમ્ફિસ' એ ઇજિપ્તની રાજધાનીનું શહેર રહ્યું હતું. ઈ.સ. પૂર્વે ૩૦૦૦થી ૨૫૦૦ લગીના કાળને પીરામીડયુગ તરીકે ઓળખાવવામાં આવે છે. એ યુગ ઇજિપ્તના સાંસ્કૃતિક ઇતિહાસમાં જ્વલંત યુગ તરીકે વર્ણવાય છે. સ્ફિંક્સ–માનવમુખ અને સિંહશરીર–નું શિલ્પ પણ ઇજિપ્તના પુરાતન કાળનું એક આશ્ચર્ય છે. આ શિલ્પકળામાં કમાનોને સ્થાન ન હતું. આથી પીરામીડોના છાપરાના ભાગને ટકાવી રાખવા અનેક થાંભલાઓ ઊભા કરવામાં આવતા. પીરામીડ યુગના 'ફેરો' આપખુદ સત્તા ધરાવતા સમ્રાટો હતા. તે વખતની પ્રજા તેમને ઈશ્વરના અવતારરૂપ માનતી. અગિયારમા વંશના રાજ્યકાળના પ્રારંભમાં જ રાજધાની મેમ્ફિસને બદલે થીબ્ઝમાં લઈ જવાઈ. આ સમય ઇજિપ્તની સમૃદ્ધિનો સમય હતો. એ કાળે ઇજિપ્ત રાજ્યની સીમા વિસ્તાર પામી. એમ કહેવાય છે કે એ વખતે વસતી–ગણતરી કરવામાં આવી હતી. 'ફેરો' ની પાસે અંગત નાનો શો કાફલો પણ ઊભો કરવામાં આવ્યો. એ સમય દરમિયાન એટલે કે લગભગ ચાર હજાર વર્ષ પૂર્વે ભૂમધ્ય અને રાતા સમુદ્રને જોડવામાં આવ્યા. આ રીતે હાલની સુએઝની નહેરની યોજના ત્યારે સૌપ્રથમ આકાર પામી હતી. અગિયારમા પછીના ૭ સાત વંશ વિષેની માહિતી ઉપલબ્ધ થાય છે 'કર્ણાકના દેવળ'–ને આધારે. એ દેવળની દીવાલો પર ફેરોએ ખેલેલાં યુદ્ધોનાં વિશાળ

ચિત્રો દોરવામાં આવ્યા હતા આ કાળના પશુપાલક રાજવીઓ—જે સેમિટિક કુટુંબના હતા અને જે 'હીકસોસ' નામથી જાણીતા હતા તેમને ઈસ પૂર્વે ૧૬૦૦મા ઇજિપ્તવાસીઓએ હગાવી કાઢયા હતા તેમના રાજ્યકાળ દરમિયાન રથ અને અશ્વ એશિયામાથી આયાત થયા હતા

કર્ણાકનું દેવળ ૧૩૩૦ ફીટ લાંબુ છે તેનુ બાધકામ પૂર્ણ થતા છૂટક છૂટક બેહજાર વર્ષ જેટલો સમય વીતી ગયો હોવાનુ મનાય છે એમનો એક મોટો અખંડ ઓરડો ૩૩૮ ફીટ પહોળાઈ અને ૧૭૦ ફીટ લબાઈનો રાખવામાં આવ્યો હતો વચ્ચેના બાર થાભલા ૭૯ ફીટ ઊંચાઈ ધરાવતા હતા એ દરેકને મથાળે સો માણસો એકસામટા ઊભા રહી શકે તેટલી વિશાળતા તે પર હતી 'કર્ણાક' ઇજિપ્તની પ્રાચીન સસ્કૃતિનું એક અનોખુ પ્રતીક છે પ્રાચીનપ્રાગૈતિહાસિક ઇજિપ્તની ધાર્મિક પ્રથા પણ જાણવા જેવી છે જેમ ભારતીય ધર્મમા સૂર્યનું સ્થાન મહત્ત્વનુ છે, તેમ ઇજિપ્તની સંસ્કૃતિમા પણ સૂર્યનુ સ્થાન આગવુ છે ભારતના બ્રાહ્મણો આજે પણ સૂર્યદેવને અર્ઘ્ય આપતાં જોવામા આવે છે ઇજિપ્તવાસીઓએ સૂર્યદેવને આપેલુ નામ 'રા' છે તેમની માન્યતા પ્રમાણે 'ઓસિરિસ'ને માનવદેવ રૂપે ગણવામા આવતો. એ તેમનો પરલોકનો રાજા હતો, મૃત્યુ પામેલા ઇજિપ્તવાસીઓનો ન્યાયાધીશ હતો આપણે જેને 'યમરાજ' કહીએ છીએ અને જેનાથી ભયભીત બનીએ છીએ તેનુ જ લગભગ સ્વરૂપ તે ઓસિરિસ ઓસિરિસની પત્નીનુ નામ હતુ 'ઇસિસ' 'હોરસ' એ તેમનો પુત્ર હતો સેટ એ ઓસિરિસનો શત્રુ આપણા પુરાણોમા જેમ તેત્રીસ કોટિ દેવતાઓનો ઉલ્લેખ છે, તેમ ઇજિપ્તવાસીઓના દેવતાની સખ્યા પણ બેહજાર ને બસોની માનવામા આવતી

રાજા એમેન્હોટેપ ચોથાને આ પ્રણાલિકા પસંદ ન પડી તેણે કેવળ 'આતોન'—સૂર્યદેવને જ માન્ય રાખ્યા પોતાના રાજ્યકાળ

સ પૂર્વે ૩૩૨ માં ઇજિપ્ત પર સિકંદરે પોતાની સત્તા જમાવી ઈ સ પૂર્વે ૪૮ માં ઇજિપ્તનું આધિપત્ય જુલીઅસ સીઝરે મેળવ્યું તેણે પોતાની સામે થનાર રોમન સરદાર મહાન પોમ્પેને હરાવ્યો હારેલો પોમ્પે નાસીને ઇજિપ્ત આવ્યો ત્યા એની હત્યા થઈ ' હું આવ્યો મે જોયુ, હુ વિજેતા થયો ' (veni, vidi, vici) એ શબ્દોનો ઉચ્ચારનાર જુલીયસ સત્તાધીશ થયો ત્યારબાદ રોમન સમ્રાટ ઓક્ટેવિયને વિખ્યાત એન્ટોનીનો પરાજય કર્યો એ પણ ઇજિપ્ત નાસી આવ્યો અને તેણે ક્લીઓપેટ્રાની સાથે આત્મહત્યા કરી એ પછીના કાળમા ઇજિપ્ત આરબ, તુર્ક તથા બ્રિટિશ કબજા નીચે રહ્યુ એ વાત તો જૂના ભૂતકાળની ન ગણાય ઈ સ. ૧૯૨૨ માં ઇજિપ્ત રાજા અહમદ ફુઆદની સત્તા નીચે સ્વતંત્ર બન્યુ

ઇજિપ્તની સંસ્કૃતિનો વિચાર કરીએ કે આપણી દૃષ્ટિ સામે પીરામીડો ખડા થાય છે આ પીરામીડોનો વિચાર ' ફેરો ' ને કર્યાથી આવ્યો તેવો પ્રશ્ન પણ આપણા માનસમા ઝબકી જાય ઇજિપ્તવાસીઓના જીવનમાં ડોકિયું કરતા જ આપણને આનો જવાબ મળી જાય છે ઇજિપ્તવાસીઓ છેક પ્રાગૈતિહાસિક કાળથી જ ભાવિ જીવનમા-મૃત્યોત્તર જીવનમા શ્રદ્ધા ધરાવતા દેખાય છે આ પ્રકારની માન્યતાને લઈને જ શબની સાથે કીમતી ચીજો, અનાજ, કાપડ વગેરે મૂકવાની પ્રથા અસ્તિત્વમા આવી કેટલાક ' ફેરો ' ની સાથે તો તેના અગ્રણી સનાહકારોને પણ દફનાવી દેવામા આવ્યાની વાત જાણીતી છે ભાવિજીવનમા રસ ધરાવતા ' ફેરો ' તેમના જીવતા જ એને સારુ તૈયારી કરતા, વળી શરીર-મૃતશરીરને સાચવવાની ભાવના પણ આનુ જ પરિણામ હતી આમાથી ' મમીકરણ ' ની ક્રિયા અસ્તિત્વમાં આવી સાવ નીચેના ભાગમા શબને માટે જગ્યા રાખવામા આવતી તેના પર દેવળ જેવુ બાંધવામાં આવતુ આ સ્થાનમાં મૃતમાનવીના સ્વજનો ખોરાક, પીણા વગેરે રોજ મૂકી જતા પીરામીડની અંદરની દીવાલો પર મૃતદેહના જીવનને લગતા

ચિત્રો દોરવામાં આવતાં. ધર્મગુરુઓ શબની 'મમીકરણ'ની ક્રિયા માટે સારુ એવું વળતર લેતા. આ કારણે જ મહાન અને શ્રીમંત સિવાય બીજાં 'મમી' તૈયાર થતાં નહિ.

આ ઉપરાંત ઇજિપ્તની સંસ્કૃતિની બીજી વિશિષ્ટતા એ નજરે પડે છે કે લેખનકળા આ લોકોને ખૂબ જ જૂના કાળથી સાધિત હતી. આદિકાળથી જ તેઓ તેમની ભાવનાને ચિત્રદ્વારા વ્યક્ત કરતા ત્યારબાદ ધીમે ધીમે અક્ષરો નક્કી થતા ગયા. તેમના લેખનના આદિ સમયમાં તેમની પાસે ચોવીસ નિશાનીઓ હતી. એમાં જુદી જુદી વસ્તુઓને વ્યક્ત કરવા માટેનો ભેદ પણ હતો જ. તેમના લેખનનાં સાધનોમા પેપીરસનો ઉપયોગ અતિશય પ્રાચીન છે. પેપીરસનો છોડ પચીશેક ફીટની ઊંચાઈવાળો હોય છે. તે કાદવવાળી જગ્યાએ સહેલાઈથી ઊગે છે. ઇજિપ્તવાસીઓ તેનાં પાનને ગુંદથી જોડીને મોટી કુંડળીઓ (roll) બનાવતા. કેટલીક કુંડળીઓ તો સવાસો કરતાં પે વધારે ફીટની લંબાઈ ધરાવતી. આ કુંડળીઓને છેડે તેઓ લાકડી લગાવી દેતા—જેમ નકશામાં લગાવીએ છીએ તેમ. લખવા માટે શાહીનો ઉપયોગ તેઓ કરતા. શાહી બનાવવામાં તેઓ પાણી, ગુંદ અને રંગીન વનસ્પતિને ઉપયોગમા લેતા. આ શાહીને રાખવા માટે તેઓ લાકડા કે માટીનાં પાત્રો (ખડિયાઓ) બનાવતા જગતની કાગળની શોધનાં મૂળ આમ ઇજિપ્તની સંસ્કૃતિના ઇતિહાસમાંથી મળે છે. કુંડળીઓમાની કેટલીક આજે પણ બ્રિટિશ સગ્રહસ્થાનમા સચવાઈ રહી છે. એમાથી જાણવા મળે છે કે ઇજિપ્તવાસીઓ છેક એ કાળથી જ ધર્મ, વિજ્ઞાન, ગણિત, ઇતિહાસ, કાલ્પનિક વાતો, ઔષધશાસ્ત્ર, વગેરેમાં અથાગ રસ ધરાવનાર હતા. જેમાં મૃતદેહને લઈ જવામાં આવતો તે શબવાહિની(જનાજા)મા પણ કંઈક લખવામાં આવતું. આ લેખનની પાછળનો હેતુ એ હતો કે એ લખાણ આત્માને એની મૃત્યોત્તર સફરમા સહાયભૂત નીવડે. 'મૃત્યુની

કિતાબ'એ ઇજિપ્તવાસીઓની સૌથી અગત્યની કુંડળી ગણાતી. ઔષધશાસ્ત્ર વિષે મળતી માહિતીમાંથી એ જણાય છે કે એ વખતના જીવનમાં ઔષધરૂપે એરંડિયાને મહત્ત્વનું સ્થાન હતું.

પીરામીડો પરથી એ પણ જણાય છે કે ઇજિપ્તવાસીઓ કાચ, માટી, સોનાચાંદી વગેરેના કામમાં નિષ્ણાત કારીગરો હતા. અમીર ઉમરાવો, ધર્મગુરુઓ, તેમજ 'ફેરો'નાં જીવન ખૂબ જ રંગીલાં રહેતાં. સામાન્ય માનવી ગરીબ હતો. અતિશય પ્રાચીન કાળથી જ ઇજિપ્તમાં આફ્રિકાના અન્ય ભાગોમાંથી હાથીદાંત, ગુંદ, શાહમૃગનાં પીછાં વગેરે આવતાં. આ બધું લાવવા માટે ગધેડાંની વણજાર કામમાં આવતી. આમ છતાંય ઇજિપ્તની અખંડિતતા જળવાઈ રહી અને ત્યાંની સંસ્કૃતિનો થવો જોઈતો હતો તેટલા પ્રમાણમાં વિકાસ ન થવા પામ્યો તેની પાછળનું કારણ છે ઇજિપ્તની ભૌગોલિક દુર્ભેદ્યતા. ઉત્તરે ભુમધ્ય સમુદ્રથી, પૂર્વમાં રાતા સમુદ્રથી, પશ્ચિમ અને નૈર્ઋત્ય ખૂણેથી રણપ્રદેશથી અને દક્ષિણે ગિરિમાળાથી ઇજિપ્તનું સ્વાભાવિક રક્ષણ થયા જ કર્યું છે. રણપ્રદેશને કારણે જ આફ્રિકાની દક્ષિણે જેટલા પ્રમાણમાં ઇજિપ્તની સંસ્કૃતિનો પ્રચાર થવો જોઈતો હતો તેટલા પ્રમાણમાં થવા પામ્યો નહિ. આને કારણે જ એના પર વિશેષ આક્રમણો પણ થવા પામ્યાં નહિ. અલબત્ત ઇજિપ્તની ફળદ્રુપતા અને સમૃદ્ધિ પરદેશી પ્રજાઓને આકર્ષ્યા સિવાય રહી શકી નથી. જે ગ્રીક ભૂગોળશાસ્ત્રી ટોલેમીએ આફ્રિકાનાં ચંદ્રગિરિ (Mountains of the Moon) ની ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીમાં વિશ્વના નકશામાં નોંધ લીધી હતી તે ઇજિપ્તના એલેક્ઝાંડ્રિયા શહેરમાં વસતો હતો.

ઇજિપ્તના પુરાતન ઇતિહાસનું આછેરું રેખાદર્શન અહીં આપવા મેં પ્રયાસ કર્યો છે. બીજી માહિતીઓની જેમ આ પણ તદ્દન અપૂર્ણ

જ છે એવો એકરાર કરવામાં મને શરમ નથી તારે આ સસ્કૃતિ વિષે હવે કશું વાચવું હશે તો આટલી પાયાની વાત તને ઉપયોગી થશે તેમ મને લાગે છે

સારું ત્યારે.........

લિ. સંજયના

વંદેમાતરમ્

## પત્ર પાંચમો

## બ્રાન્ડ

પ્રિય જયંત,

મારા પત્રો તને નિયમિત મળવા લાગ્યા છે તે તારા પ્રત્યુત્તરથી જાણ્યું. આ વિશાળખંડની માહિતી આપતા મારા પત્રોને તું ઉત્સાહભેર વધાવે છે એ વાત જાણીને મને આનંદ થયો, અને મારા પત્રલેખન માટે પ્રોત્સાહન પણ મળ્યું. તારા કાગળમાંથી તારી આ ખંડ વિષે વધુ અને વધુ જાણવાની જિજ્ઞાસા યે જાણી. અઠવાડિયે એક પત્ર તો મારે તને જરૂર લખવો– એવો તારા પત્રનો ધ્વનિ પણ હું કળી શક્યો છું. બનશે ત્યાં લગી તો તારી એ ઇચ્છાને હું પરિપૂર્ણ કરતો રહીશ, પરંતુ સંયોગો અને સમયની મર્યાદા મારી નિયમિતતામાંથી મને ચળાવે તો તું મને ક્ષમા આપજે; જો કે બનશે ત્યાં સુધી હું એવા કોઈ બહાનાને મારા પત્રલેખનની આડે નહિ જ આવવા દઉં. આવી પ્રાસ્તાવિક આડીઅવળી વાતો સિવાય જ આ પત્ર પણ આરંભી દઉં છું.

આ વિરાટ ખંડનું ક્ષેત્રફળ સમસ્ત પૃથ્વીના ભૂમિભાગના પાંચમા અંશ જેવડું છે. અમેરિકા, ભારત, ચીન જેવા દેશો તો આ ખંડમાં એકસામટા સમાઈ જાય તેવો આ ખંડ છે. આ ખંડમાં વસતી એકંદર વસતી લગભગ ૨૨૦,૦૦૦,૦૦૦ જેટલી છે. અહીં

વસનારા લોકોમા વતનીઓ—હેમાઈટ, નીગ્રો, બાન્ટુ, બુશમેન, પિગ્મી વગેરે આરમો, એશિયાવાસીઓ અને યુરોપિયનો છે. આ બધામાથી આફ્રિકન વતનીઓની સખ્યા લગભગ ૧૯૩,૦૦૦,૦૦૦ કરતા વધુ, યુરોપિયનોની ૫,૦૦૦,૦૦૦ કરતા વધુ ,અને એશિયનોની ૭૦૦,૦૦૦ કરતા વધુ છે યુરોપિયનોમા યુરોપની ઘણીખરી પ્રજાનો સમાવેશ થઈ જાય છે એશિયનોમા પણ એશિયાની—સવિશેષ ભારત-પાકિસ્તાનની વસતીનો સમાવેશ થઈ જાય છે. આફ્રિકન જાતિઓ અને પેટા જાતિઓ અસખ્ય છે. જેટની પેટા જાતિઓ તેટલી જ ભાષા અને ખરી રીતે બોલીઓની વિશિષ્ટતા છે, વિવિધતા છે બધી મળીને ભાષાઓ લગભગ ૭૦૦ જેટલી થતા જાય છે આ ભાષા-ઓમાથી સુદાની ભાષાઓની સખ્યા ઘણી ઊચી છે. આ અનેક જાતિઓમાથી આપણે પહેલા મુખ્ય જૂથ—બાન્ટુ જાતિ લઈએ :

એમ માનવામા આવે છે કે દક્ષિણ આફ્રિકામા વસતા બુશ-મેન અને કોગોના જગલોમા રહેતા પિગ્મી લોકો—વામનજીઓ અતિ-પુરાતન કાળથી આફ્રિકામા વસતા હોવા જોઈએ આ પ્રકારની માન્યતાને પુરાતન કાળના પથ્થરમાથી બનાવાયેલા શસ્ત્રો પરથી કોઈ વિશેષ આધાર મળી શકતો નથી. વળી અસલ હબસી જાતિ વિષે પણ કશી સચોટ માહિતી પ્રાપ્ય નથી દક્ષિણ આફ્રિકાની હોટેન્ટોટ જાતિને હબસીઓ તથા તથા બુશમેનના સયોગનુ પરિણામ કલ્પવામા આવે છે આ અનુમાનો ગમે તેવા હોય તોપણ એક વાત તો ચોક્કસ છે કે સ્યામ ચામડીવાળા નહિ, કિન્તુ ભૂખરા ચામડીવાળા માનવીઓ અતિશય જૂના—પ્રાગૈતિહાસિક કાળમા એશિયામાથી આફ્રિ-કામા ઊતરી આવ્યા, અને ધીમે ધીમે કાળ પસાર થતો ગયો તેમ તેમ તેઓ ઉત્તર આફ્રિકાના સહરાના રણને ઓળગીને સુદાન તરફ વ્યાતા ગયા આમ જે લોકોએ આફ્રિકામા પ્રવેશ કર્યો તે લોકો 'હેમાઈટ'ના નામે ઓળખાવા લાગ્યા આફ્રિકામા ત્યારે વસતા લોકો સાથે તેઓ જોડાઈ ગયા, ભળી ગયા, તેમનુ લોહી એક થઈ

ગયું. આના પરિણામે આફ્રિકાને બાન્ટુ તથા કેટલીક પશ્ચિમ આફ્રિકી જાતિઓ સાંપડી–હબસીઓ આદિકાળથી જ કૃષિકારો હતા જ્યારે 'હેમાઇટ' જાતિના લોકો પશુપાલક હતા. બાન્ટુ જાતિ સમય જતાં વિસ્તરતી રહી. તેમણે પિતૃદત્ત વારસામાં મળેલો ધંધો–કૃષિ તથા પશુપાલનનો–જાળવી રાખ્યો. આ બાન્ટુ લોકો યુગાંડા, કેનિયા, ટાંગાનિકા, કોંગો, ન્યાસાલેંડ, રોડેશિયા, પોર્ટુગીઝ સંસ્થાનો, દક્ષિણ આફ્રિકા વગેરે પ્રદેશોમાં ફેલાતાં રહ્યાં. તેઓ હબસીઓના શ્યામ વર્ણનાં નહિ, પરંતુ ભૂખરાશ પડતી ચામડીવાળાં છે. જાતિઓનું પરસ્પર સંમિશ્રણ ચામડીના રંગમાં ફેરબદલ લાવે તે તદ્દન સ્વાભાવિક છે. કેટલાક વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે 'બાન્ટુ'–શબ્દ જાતિસૂચક નહિ, કિન્તુ ભાષા–સૂચક પદ છે. બાન્ટુ લોકોના વાળ પ્રાયઃ ગૂંચળાંવાળા તથા ઊન જેવા હોય છે. તેમનાં નાક પહોળાં હોય છે તેમના હોઠ વધુ પડતા બહાર લટકે છે. મૂળ જંગલોમાં વસી, ઠરીઠામ થઈને ખેતી કરનાર આ લોકો હવે શહેરમાં વસવા લાગ્યાં છે. તેઓ શહેરનાં જુદાં જુદાં કાર્યો કુશળતાપૂર્વક કરતાં જાય છે. તેમની ઘણીખરી પેટાજાતિઓમાં મુખી–અગ્રણી જોવામાં આવે છે' તેમનો નેતા બની રહે છે. જાતિમાં સંપ ટકાવી રાખવાનું કામ મુખાને શિરે રહે છે. બીજી રીતે કહીએ તો આ જાતિને માટે કાયદો તેમ જ વ્યવસ્થા જાળવવાનું કામ તેમનું ગણાય છે. તેમનું કાર્ય ખૂબ કપરું છે અને એથી તેમને ખૂબ સંભાળપૂર્વક કામગીરી બજાવવી પડે છે. વૃદ્ધો, હાકેમો કે જંતરમંતરવાળાના સામર્થ્યને આધીન તેને રહેવું પડે તેમ હોય છે. પ્રેતસૃષ્ટિના પ્રતિનિધિરૂપ જંતરમંતરવાળાની આગળ તેનું કશું ચાલતું નથી જેમ જેમ સુધારો આવતો જાય છે, અને લોકો શહેરી બનીને શિક્ષિત થતાં જાય છે, તેમ તેમ તેમની પુરાણી પ્રથાના બંધ તૂટતા જાય છે. આધુનિક બાન્ટુ મુખી સુધરેલો હોય છે. તે છટાથી અંગ્રેજી ભાષામાં વાતચીત કે ચર્ચા કરી શકવાનું સામર્થ્ય ધરાવે છે અને વિશ્વના

રાજકારણ વિષે પોતાનો આગવો મત પ્રદર્શિત કરી શકવાની શકિત તે ધરાવે છે.

જમીન અને પશુઓનું મૂલ્ય તેમને મન ઘણું મોટું હોય છે. આ બે પ્રકારની મૂડીને ખાતર તેઓ બધું કરી છૂટવાને, પોતાના જીવનને પણ હોડમાં મૂકવાને તૈયાર રહે છે. તેઓ સાંડીઓ પર માટી વડે લીપેલાં ઝૂંપડાંમાં રહે છે. આવાં ગોળ ઝૂંપડાંઓ તેમને ખૂબ પ્રિય હોય છે. તેઓ સ્વભાવે આળસુ છે. હવે તેઓ નરભક્ષી નથી રહ્યા. દિવસે દિવસે તેઓ વિકાસશીલ બનતા જાય છે. છતાં પૂર્વ આફ્રિકાના બાન્ટુ આફ્રિકનોમાં છેક જૂના કાળથી ચાલ્યા આવતા રીતરિવાજો અને તેમની પુરાણી સમાજ વ્યવસ્થા જોવા મળે છે. તેઓ ઘાતકી હતા ત્યારે ય તેમનો સમાજ પૂરેપૂરો વ્યવસ્થિત હતો. તેમની કેટલીક ગૂંચવણ ભરી પ્રથાઓને ય તેઓ પાળતા-સન્માનતા આવ્યા છે. તેમની ન્યાય-વ્યવસ્થા પણ પાકી છે. તેમનો પારસ્પરિક વ્યવહાર પણ સુદૃઢ છે. કૃષિ, હુન્નર, વૈદક વગેરે બાબતોમાં તેઓ પ્રાચીન સમયથી વાકેફ રહેતા આવ્યા છે. આફ્રિકાના પશ્ચિમ કિનારાના વાસી બાન્ટુ તો કલામાં પણ નૈપુણ્ય દાખવતા આવ્યા છે. આ બધું તેમના જાતિ પ્રત્યેના ગૌરવ અને તેમનામાં પ્રવર્તતા સંપને આભારી હોય તેમ જણાય છે. સમગ્ર જાતિને ખાતર બાન્ટુ પોતાના પ્રાણ પાથરતાં અચકાતો નથી. પ્રત્યેક બાન્ટુ કુશળ યોદ્ધો હોય છે.

બાન્ટુ ભાષાની શાખાપ્રશાખાઓની સંખ્યા ૧૮૨ જેટલી થવા જાય છે. એમાંની સઘળી બોલીઓને લેખિત સ્વરૂપમાં જોવામાં આવતી નથી. 'બાન્ટુ' શબ્દનો અર્થ 'માનવી'-એવો થાય છે. આ શબ્દના બહુવચનનું રૂપ 'આબાન્ટુ' છે. ભિન્ન ભિન્ન બાન્ટુ ભાષાઓમાં ઘણી સમાનતા જોવામાં આવે છે. આ સમાનતાનાં ઊંડાં મૂળને લઈને જ તેમનું ઐક્ય તૂટવા પામ્યું નથી. તેમની સભ્યતામાં નૂતન સંસ્કૃતિ સમન્વિત થયાને હજી માંડ અરધો સૈકો

થવા આવ્યો છે. નવીન સંસ્કૃતિએ તેમને જીવનની સુખ-સગવડો બક્ષી છે, પરંતુ એથી એમની પરાપૂર્વથી ચાલી આવતી એકતા ખંડિત થવા માંડી છે, એમ જો તેમની સભ્યતાના ઠેકેદારોને લાગે તો તેમાં આશ્ચર્ય નથી. નવી સંસ્કૃતિ તેમનામાં વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને વ્યક્તિવાદની ભાવના સિંચી રહી છે તેમાં શંકા નથી. આ ભાવના તેમની એકતાને ભયરૂપ છે. આથી તેમનામાં વિભાગીકરણ અને અલગતાની ભાવના આવતી જાય છે. વળી એશઆરામ અને અન્ય પ્રજાઓની દેખાદેખી પણ તેમને અવળે માર્ગે દોરે તો નવાઈ નહિ. આમ બાહ્યરીતે દેખાતો સુધારો આ જાતિને માટે સુધારો ન પણ નીવડે તેવો પૂરો સંભવ છે.

નવીનતાને ઝંખતા આ લોકો આજે શિક્ષણ પામવાને અતિશય ઉત્સુક છે, પરંતુ એમને માટે શિક્ષણની પૂરતી જોગવાઈ ક્યાંથી મળી રહે ? આ તક પ્રાપ્ત બને તો તે લોકો જરૂર દીપી નીકળે તેવા છે. તેમની સ્મરણશક્તિ ખરેખર તીવ્ર હોય છે. અલબત્ત બુદ્ધિમાં કે સ્મરણશક્તિમાં બધાં જ માનવીઓ-આન્દુ જાતિના સમાન નથી હોતા, પરંતુ વિશ્વના કયા રાષ્ટ્રનાં લોકોમાં આ પ્રકારનું સામ્ય જોવા મળે છે ? આ લોકો આનંદી અને નમ્ર હોય છે તેમની ઉત્સુકતા પણ મોળી હોતી નથી; છતાં તેમના સ્વભાવને બિલાડીના સ્વભાવ જેવો ગણી શકાય. બિલાડીને જેમ ખોરાક મળી જાય તો આરામ જોઈએ તેમ આ લોકોને પણ ખાવા-પીવાનું પ્રાપ્ત થઈ જાય તો પછી તેઓ તકલીફ ઉઠાવવાનો વિચાર ન કરે. તેઓ મળતાવડા દેખાય છે. ગમે તેવા સંયોગોમાં પણ તેઓ સુખ અનુભવી શકે તેવા લાગે છે. નૃત્ય, સંગીત વગેરેમાં તેઓ આનંદ માણે છે કોઈ રેડિયો પરથી વહેતું સંગીત અચાનક જ રસ્તે જતા આફ્રિકનને સંભળાઈ જાય તો તેય લહેરમા આવી જઈ એના શબ્દો ગણગણવા માંડે છે અને ક્યારેક તો નર્તનમસ્ત

પણ બની જતા જોવામાં આવે છે. બગાન્ડા, બન્યોરો, સ્વાહિલી, ઝુલુ, માટાબેલે, કાઉસા, મંગબેટુ, મ્બુન્ડા આદિ બાન્ટુની જ પેટા શાખાઓ છે. આ લોકો આફ્રિકાના જુદા જુદા ભાગમાં એક ખૂણાથી બીજા ખૂણા સુધી જોવા મળે છે. આટલું તો નિશ્ચિત છે કે અહીં વસતા વતની આફ્રિકનોની શ્યામ ચામડીમાં શક્તિનો કોઈ અનર્ગળ સ્રોત ભર્યો છે. એમનામાં કામ કરવાની અપાર સ્ફૂર્તિ આવે તેમ છે. એ માટે તેમને પૂરતું પ્રેરક બળ મળવું જોઈએ. એની વ્યક્તિ પ્રતિભા નિરનિરાળી છે. તેઓ અન્ય વસાહતી પ્રજાઓ કરતાં ક્યાંય ઝાઝા યુગોથી પ્રકૃતિના ખોળવે વધુ ખેલતાં આવ્યાં છે, એટલે એમની સરળતા અને નિર્દોષતા અન્ય જનોને મુકાબલે અધિકતર છે, હા, એમને કેટલીક બદીઓમાં સપડાયેલાં જરૂર જોવામાં આવે છે, પરંતુ એમને 'જંગલી' કહીને તુચ્છકારનાર માનવીઓમાં એમના અવગુણ નથી હોતા એવું યે કયાં બને છે? એમના કરતાં જુદી પ્રજામાં યે જંગલીપણાનાં કયાં દર્શન નથી થતાં? ઊલટું, આફ્રિકનોએ તો સદીઓ પૂર્વેથી વિશ્વના આજે અગ્રગણ્ય ગણાતા દેશોની સમૃદ્ધિ અર્થે એમનું જીવન અને સ્વત્વ ખર્ચી નાખ્યું હોવાની સાક્ષી ઇતિહાસ પણ પૂરે છે. દુનિયાને હીરા, સોનું, કોકો, પામઓઇલ વગેરે ચીજો પૂરી પાડતા આ દેશોના વતનીઓને કયાં લગી દરિદ્ર-નારાયણના સ્વરૂપમાં જોવાશે? કયારેક આ દરિદ્રનારાયણનો ક્રોધ પણ ભભૂકે તો એમાં વળી આશ્ચર્ય કેવું? અને એમ થશે તો પેલા કવિના શબ્દો સાચા ઠરશે :

> **'ભૂખ્યા એના જઠરમહીં છે દેવતા માત્ર બિન્દુ**
> **ત્યાંથી થોડે દિન પ્રગટશે વિશ્વવ્યાપી હુતાશ.'**
> અને ત્યારે કદાચ એવું યે બને :
> **'સુખિયાં હર્મ્યવાસીને ચણાની જેમ ભૂંજશે.'**

બાન્ટુ જાતિ વિષે આવું સંબાણપૂર્વક લખેલું વાંચી તને કદાચ કંટાળો આવે તેવું થાય; એટલે એ વિષે હવે આગળ નથી

લખતો. હું અહીં કલમ થંભાવવા તૈયાર થાઉં છું ત્યારેય મારી લાગણી તો એ જ છે કે જેટલો વિશાળ આ ખંડ છે એટલી—અરે, એના કરતાં તો ક્યાંયે વધુ વિશાળ આ ખંડની માહિતી છે. એના વિષયની ખાણો પણ હીરાની કે સોનાની ખાણો જેવી અનંત છે. ખોદ્યા જ કરો, સંશોધ્યા જ કરો અને સમૃદ્ધ બન્યા જ કરો.

આફ્રિકાની અન્ય જાતિ કે માહિતી વિષે ફરી લખવાને વિચારે જ આ કાગળ પૂરો કરું છું. તું યે મારી માફક નિયમિત અને અવારનવાર નહિ તો ક્યારેક પણ આ પત્રમાળામાંથી ઉદ્‌ભવેલા તારા વિચારો જણાવજે. એથી મને મારા લેખનની નવી દિશા મળશે, લેખનને વેગ અને પ્રોત્સાહન મળશે,

બસ ત્યારે.........વિરમું ?

લિ. સંજયના
વર્દમાનરમ

## પત્ર છઠ્ઠો

# પાયાના પ્રાણ

પ્રિય જયંત,

ફરી પાછો આજે લેખિનીને સહારે બેસું છું. તું ત્યાં બેસીને પણ આ ખંડ પર કલ્પનોડ્ડયનો કરી શકે એ પ્રયોજનથી કલમ ચલાવવા તત્પર થાઉં છું. એમ કરતાં મને કોણ જાણે કેમ આળસ કે નિરાશા આવતી જ નથી. મેં એકવાર વાંચેલા લુડવિગ કાફ—જેમના વિષે આ પત્રમાં તને થોડું લખવાનો વિચાર કરી મૂક્યો છે તેઓના શબ્દો મારા ચિત્તમાં સતત રમ્યા કરે છે.

'In no situtution should man dispair.'

અને વળી પત્ર લખવાના કામમા નિરાશા કેવી? એમાં તો માત્ર બેસવાની જ વાત! આગળના એક પત્રમાં મેં તને આફ્રિકાને કિનારે આવેલા પરદેશો વિષે લખ્યું હતું. એ વિષે લખતાં મેં તને ભારતના આ દેશ સાથેના પુરાતન સંબંધનો પણ ખ્યાલ આપ્યો હતો. આજે ફરી એ નહિ તો થોડે ઘણે એવા જ વિષય પરથી શરૂઆત કરું છું.

આફ્રિકા ખંડને સ્પર્શતી પુરાતન સફરોમાં એક પ્રાચીન ઉલ્લેખ મળી આવે છે ઈસવી સન પૂર્વેના છઠ્ઠા સૈકામાં. જેણે ઈજિપ્તની

એક કાળની સીરિયા પરથી દૂર થયેલી આણને ફરીથી પ્રવર્તાવી તથા જેણે જુડાહના રાજા જોસીઆહને હરાવીને મારી નાખ્યો તેમ જ જે ફેરો-તને ખ્યાલ હશે કે ઇજિપ્તના બાદશાહો 'ફેરો' ના નામથી--ખિતાબથી-ઓળખાતા હતા તે-ને મહ્ડીઅન રાજા નેબુકેડ્નેઝારે (NEBUCHADNEZZAR) હરાવ્યો તે રાજા નેકો (NECHO) બીજાના સમયની આ વાત છે નેકો બીજો સામેટિક્સ (PSAMMETICHUS) પહેલાનો ઉત્તરાધિકારી હતો આ નેકોની પાસે વહાણવટામા કુશળ એવા ફીનિશિયન ખેડુ હતા સીરિયાના કિનારાની પટ્ટી પર વસતા આ લેકો છેક જૂના કાળથી જ કુશળ સાગરખેડૂઓ હતા ઇ સ પૂર્વે ૧૮૦૦મા તેમણે ભૂમધ્ય સાગરમા ખેડેલી સફરના ઇતિહાસની કડી મળી આવે છે ત્રણસોએક વર્ષ બાદ તો તેમણે ઉત્તર આફ્રિકાને કિનારે ટ્યુનિસિયામા તેમની વસાહત સ્થાપી હતી આ વસાહત-કાર્થેજ જેવા વૈભવશાળી નગરની સ્થાપના કરનાર આ પ્રજા હતી એ કાર્થેજના રોમનોએ ઇ સ. પૂર્વે ૧૪૬ મા વિનાશ કર્યો એ વહાણવટી પ્રજાના કેટલાક ખલાસીઓને રાજા નેકોએ રાતા સમુદ્રમા થઈ, જિબ્રાલ્ટરની સામુદ્રધુની પાર કરી પાછા ઇજિપ્ત આવવાનો આદેશ આપ્યો હતો ઇજિપ્તનો પ્રાચીન ઇતિહાસ નોંધે છે કે ઇ સ પૂર્વે છટ્ઠા સૈકામા કરાયેલી આ સફરને પૂરી કરતા ખલાસીઓને ત્રણ વર્ષ જેટલો સમય લાગ્યો હતો ઇસ્વીસન પૂર્વે પાચમી શતાબ્દીમા પણ હેનો નામના કાર્થેજ પ્રજાજને ગીનીના અખાત તથા સીએરા લીઓન નિહાળ્યા હતા આફ્રિકાના ઇતિહાસમા આ સફરેનુ સ્થાન ઘણુ જ પ્રાચીન મનાય ઇ સ પૂર્વે ૫૨૦ ની સાલમા આ કાર્થેજિનિયન સાહસિક-હેનો પશ્ચિમ આફ્રિકાને કિનારે આવ્યો એ પોતાની સાથે એક મોટો કાફલો લઈને આવ્યો હતો એને સેનેગલ-ફ્રેન્ચ વેસ્ટ આફ્રિકા-પાસે ત્યાના આફ્રિકન આદિવાસીઓ સાથે યુદ્ધ થયુ એ યુદ્ધમા ઝઝૂમનાર આદિવાસીઓના શરીર માત્ર મૃગચર્મથી ઢકાયેલા હતા વળી ભાગ્યે જ પૂરતુ સ્વરક્ષણ થઈ શકે

તેવા હથિયારો તેમની પાસે હતા આ બાબત આફ્રિકનોની એ વખતની રહેણીકરણી તેમ જ તેમનો પરદેશીઓનો વિરોધ વગેરેનું અનુમાન બાધવામા ચાનીરૂપ બની રહે છે

આવી કેટલીક ઐતિહાસિક માહિતી પ્રાચીન ગ્રીક ઇતિહાસકાર હેરોડોટસ પાસેથી પણ મળે છે ઇતિહાસકારો હેરોડોટ્સના કેટલાક ભૂલભરેલા અનુમાનો છતા તેને આદિ ઇતિહાસશાસ્ત્રી તરીકે સન્માને છે એનો જન્મ ઇસવીસન પૂર્વે ૪૮૫ની સાલમા થયો હતો યુવાનીમા તેણે એ કાળમા એશિયામાઇનોર, પેલેસ્ટાઇન, ઇજિપ્ત વગેરે દૂર દૂરના પ્રદેશોમા મુસાફરી કરી હતી તેણે નાઇલના છનકાતા પૂરોના નયનમનોહર દર્શન કર્યા હતા, તેમ જ ઇજિપ્તવાસીઓ હસ્તપ્રત લખવા માટે જેનો ઉપયોગ કરતા તે પેપીરસના છોડને પણ નિહાળ્યો હતો. પોતાના ઇતિહાસમા તેણે એ વિષે ઉલ્લેખ પણ કર્યો છે આ પ્રાચીન ઇતિહાસવેત્તાના કથન મુજબ ફીનિશિયનો ઇસવીસન પૂર્વે ૬૧૦ની સાલ પહેલા તો કેટલીયે વાર રાતા સમુદ્રમાં થઈને હિંદી તથા આટલાન્ટિક મહાસાગરમા ઘૂમી વળ્યા હતા

ઇસવીસન દ્વિતીય દરમિયાન આફ્રિકામાથી બાળકોને પકડીને ગુલામ તરીકે લઈ જવાની પ્રથા પ્રવર્તતી હતી આ પ્રકારના વેપારમા આરબોનો હિસ્સો અગ્રગણ્ય હોવાને લીધે એ કાળમા મુસલમાન બાળકોને પકડવાની પાછળનો આશય કેવળ એ હતો કે તેમને સહેલાઈથી તાલીમ આપી શકાય અને લાબા કાળ લગી તેમની પાસેથી કામ લઈ શકાય

આ સમય પછીના ઇતિહાસની શિથિલ થઈ ગયેલી સાકળો વિષે બહુ જાણવા મળતુ નથી લાબા કાળ લગી અણુસધાયેલી આવી ઇતિહાસ-કડીઓને પોર્ટુગીઝ લોકોએ સાંકળી આપી એ વચ્ચેના કાળમા જગતને આફ્રિકા સાથે કોઈ સબધ કે વ્યવહાર જ ન હતો તેમ કહી શકાય નહિ ભિન્ન ભિન્ન દેશોનો આફ્રિકા સાથેનો *સબધ હિંદી કે ભૂમધ્ય સમુદ્ર દ્વારા કિનારાના પ્રદેશો દ્વારા*

રહ્યો જ છે અરબસ્તાન અને ભારતનો પણ આ સબંધ અતૂટ ચાલુ જ રહ્યો છે કેટલાક ઇતિહાસકારો પોર્ટુગીઝ સાહસ પૂર્વેના નવસો વર્ષના વિશ્વસબંધની સાકળના અંકોડા જોડતા દેખાય છે ભારતીય અને અરબી વેપારના આધિપત્યને પોર્ટુગીઝોએ ફટકો લગાવ્યો સોળમી શતાબ્દીમા તેરમી શતાબ્દીમા માર્કો પોલોએ પોતાની પૂર્વના દેશોની સફર બાદ સિદ્ધ કરી બતાવ્યુ હતુ કે એ દેશો સાથેના વેપારી સબધોથી અઢળક સપત્તિ પ્રાપ્ત થઈ શકે તેમ છ પોર્ટુગીઝ વહાણવટીઓ આ પૂર્વના વેપાર માટે તનખતા હતા તેમની સાહસિક વૃત્તિ, તેમની નીડરતા, તેમનુ શૌર્ય અને તેમનો ઉત્સાહ તેમના અતરમા કોઈ અનેરો ધનગનાટ મચાવતા હતા પદરમા શતકમા મોરાક્કોના મૂર લોકોનો પરાભવ કરી પોર્ટુગલનો રાજપુત્ર હેન્રી ગીની સાથેના વેપારથી પ્રાપ્ય સિદ્ધિની વાત તેમની પાસેથી જાણી લાવ્યો તેણે સાગર ખેડવાનો નિશ્ચય કર્યો લોકો તેની વાતમા અશ્રદ્ધા દર્શાવવા લાગ્યા બીજા સાહસિકો પણ વચ્ચેના કુદરતી તુફાનો, દરિયાઈ તાંડવો, ખરાબાઓ વગેરેનો ડર દેખાડવા લાગ્યા, પણ નીડર રાજકુમાર હેન્રીએ તો તેના સાથીઓના હૃદયમા જુસ્સો રેડ્યો, તેણે માહિતીઓ મેળવી, બે સૈકા પૂર્વે શોધાયેલા દિશાસૂચક યત્રો એકઠા કર્યા અને એ નીકળી પડ્યો દરિયાઈ સફરે. વચ્ચે પણ તેના સોબતીઓએ ભયનો નિર્દેશ કર્યા કર્યો, પણ ભયને ગણકારે તે બહાદુર શેનો ? આટલાટિક મહાસાગરને ખૂદતો આ નિર્ભય સાહસિક આવ્યો આફ્રિકાને પશ્ચિમ કિનારે. ત્યા તેના સાથીદારોએ દર્શન કર્યા સીએરા લીઓનના ગિરિરાજના અને ગેમ્બિયા નદીના

પદરમી સદીના અતિમ વર્ષોમા બાર્થોલોમ્યુ ડાયઝ ઊપડ્યો એ પણ નીડરતાથી સાગરરાજને ખોળે ઝૂલતો આગળ વધવા લાગ્યો તેના માણસો હિમત હારવા લાગ્યા. તેને પાછા ફરવા ખૂબ વિનવ્યા તેઓ દરિયાઈ તુફાનમાં સપડાયા પાછા ફરતી વેળા તેઓ કેપ

આવ્યા. તેઓ તેને તુફાની કેપ તરીકે ઓળખવા લાગ્યા, પણ લાંબી સફરના વિરામસ્થાનને પોર્ટુગીઝોએ પાછળથી 'કેપ ઑફ ગુડ હોપ' નામ આપ્યું. એ સાહસિકને અનુસર્યો વાસ્કો–ડા–ગામા. એ પણ એવા જ પ્રકારની મુશ્કેલીઓનો સામનો કરતો કરતો 'કેપ' થઈને આવ્યો પૂર્વ આફ્રિકાને કિનારે. મોમ્બાસાથી એ મલિન્દી ગયો. ત્યાંથી એણે ભારતીય માલમને સાથે લીધો. કેટલાકની માન્યતા પ્રમાણે એ માલમને વાસ્કો–ડા–ગામાએ ઝાંઝીબારથી લીધો હતો. વાસ્કો–ડા–ગામાને એના પર શક હતો અને તેણે તેને શિક્ષા કરીને સત્ય કબૂલાવ્યું એ હતું. આમ વાસ્કો–ડા–ગામાએ સુકાની ઝાંઝીબારથી લીધો કે મલિન્દીથી–એ કાલિકટ પહોંચ્યો એને એને પહોંચાડવામાં ભારતીય બંદરોનો જાણકાર હતો તે વાત તો નિર્વિવાદ છે. પૂર્વ આફ્રિકાથી એ પોર્ટુગીઝ વહાણવટીને ભારત પહોંચતાં ત્રેવીસ દિવસની સફર કરવી પડી હતી.

આ રીતે સોળમી સદીના પ્રારંભમાં પોર્ટુગીઝ સત્તા મોમ્બાસા પર સ્થપાઈ, અને એ શતકના અંત લગીમાં તો તેમની પૂર્વ કિનારા પરની સત્તાના કેન્દ્રરૂપ એ બની ગયું. ૧૫૯૩ માં તેમણે 'ફોર્ટ જીસસ'-નું બાંધકામ કરાવ્યું. એ કાળના સુલતાન યુસુફને પોર્ટુગીઝોએ ગોવામાં શિક્ષણ આપ્યું. આની પાછળનો તેમનો હેતુ તો એ હતો કે યુસુફ તેમની સત્તામાં વિઘ્ન ઊભું ન કરે, અને તેમને વફાદાર રહે. પરંતુ તેમને નહોતું ધાર્યું તેવું ફળ થોડા વર્ષોમાં તેમને મળ્યું. સુલતાન યુસુફે કિલ્લાનો વિનાશ કર્યો અને ઘણા પોર્ટુ-ગીઝોની કતલ કરી. સુલતાનની આ જોહુકમીને દાબી દેતાં તેઓને વાર ન લાગી. ફરીથી કિલ્લો હાથ આવતાં તેમણે તેનું સમારકામ કરાવ્યું. અંતે પોર્ટુગીઝ સત્તાના પાયા ઊંડા જવા પામ્યા નહિ. તેમને મોમ્બાસા છોડવું પડ્યું. સત્તા અંગ્રેજોના હાથમાં આવી અને સુલતાનના અધિકારો જળવાવા લાગ્યા.

પરંતુ આ કાળ દરમિયાન પણ તેમણે એ પ્રદેશનો વિકાસ

તો કર્યો જ કંદમૂળાદિ, ધાન્ય તેઓ બીજેથી લાવ્યા અને એ પ્રદેશમા રોપ્યા શેરડી પણ તેઓ લાવ્યા મરી મકાઈ ઘઉ, ચોખા, કુગળી ટમેટા વગેરેના વાવેતર કર્યા. તેમની સસ્કૃતિની અસર પણ ઠીક ઠીક પડી થોડુ નકશીકામ પણ તેમણે ત્યાના વાસીઓને શીખવ્યુ સૌથી વધુ અસર એમણે ભાષા પર કરી જેથી તો સ્વાહીલી શબ્દોની સાથે સાથે કેટલાક પોર્ટુગીઝ શબ્દો પ્રચલિત થવા પામ્યા આમ આફ્રિકા સાથે તેમનો સબધ વિકસતા તેઓ ગુલામીની પ્રથામા યે રસ લેવા લાગ્યા

એ પછીના સૈકામા તો અમેરિકા અને વેસ્ટ ઇન્ડિઝનો રસ પણ આ ખડમાં વધ્યો ઈસ ૧૬૨૦મા કેપ દ્વીપકલ્પ પર અગ્રેજ નૌકાએ પોતાનો રાષ્ટ્રીય ઝડો–યુનિયન જેક ફરકાવ્યો આમ છતા ત્યા વસવાનો વિચાર તેમણે સેવ્યો નહિ ત્યાર પછીના બત્રીસ વર્ષ બાદ વનદાઓના વહાણમાથી એક તબીબ ત્યા ઊતર્યો એનુ નામ હતુ રીબીક (RIEBEECK) તેણે ડચ ઇસ્ટ ઇન્ડિયા કપનીને સારુ ત્યાથી આગળ વધતા વહાણો માટે પુરવઠો પૂરો પાડવા મથક સ્થાપ્યુ એ કપનીના ત્યાથી આગળની સફરે ઊપડતા વહાણો પાણી ખાદ્યસામગ્રી તેમ જ જોઈતી રસ્તાજોગી અન્ય વસ્તુઓ–વાટખરચી ત્યાથી મેળવી શકે તેવી ત્યા વ્યવસ્થા થઈ આ પછી ધીમે ધીમે દક્ષિણ આફ્રિકામા ડચ વસાહતના પાયા મજબૂત થતા ગયા ઈસ ૧૫૮૮ની સાલથી બ્રિટિશ નજર જોકે ની આફ્રિકાના પશ્ચિમ કિનારા પર મડાઈ હતી તેની જ કેપ પર તો હતી પરતુ ડચ વસાહત ત્યા દૃઢીભૂત થતા માંડતા બ્રિટિશ સામ્રાજ્યની હકુમત કેપમા સ્થપાવાના ચિહ્નો ઓછા થતા લાગ્યા અગ્રેજોની આ ઉદાસીનતાની પાછળ જવાબદારી હતી બ્રિટિશ નેતાઓની સ્વરાષ્ટ્ર પર ભાર ન વધારી મૂકવાની તીવ્ર ઝખનાની આ કારણે જ કેપ પરથી ૧૮૦૩મા બ્રિટને પોતાનો અધિકાર ખેચી લીધો ૧૮૦૬માં એ અધિકાર પાછો આગળ કર્યો પરતુ એમા દૃઢતા ન હતી દક્ષિણ આફ્રિકામા

જૂના કાળથી વસતી બ્રિટિશ પ્રજા પણ એ રીતે વતની જેવી જ થઈ ગઈ તેમની રંગભેદ પ્રત્યેની ભાવના ગમે તેની હોય તો પણ આજે ય ત્યાના અગ્રેજોને એ નીતિની આગળ ઝૂકવુ તો પડે છે જ

યુરોપની અન્ય પ્રજાઓની માફક જર્મન પ્રજા પણ આફ્રિકામા રસ ધરાવવામા પછાત રહી નથી આફ્રિકામા આવનાર જર્મન મિશનરીઓમાના બે હતા, લુડવિગ ક્રાફ (KRAPF અને રેબમેન) (REBMANN). આ બને જર્મન હતા બનેની જન્મભૂમિ વર્ટેમ્બર્ગ હતી ક્રાફ રેબમેન કરતા દસેક વર્ષે મોટો હતો તે રેબમેન, કરતા આફ્રિકામા બે વર્ષ વહેલો ઈ સ ૧૮૪૪મા આવ્યો હતો. નાનપણથી જ ક્રાફની યાદશક્તિ અતિ તીવ્ર હતી તેણે જેમ્સ બ્રુસનુ 'TRAVELS TO DISCOVER THE SOURCE OF THE NILE' વાચ્યુ અને એની ઊર્મિઓ થનગનવા લાગી આફ્રિકાખડમા આવવા એની ઝખના ફળી અને એ આવ્યો ઇથિયોપિયામા એ પોતાની નોધપોથીમા લખે છે તેમ .

The idea is always conceivable tens of years before the deed comes to pass

પોતાની પ્રથમ બાળકીના મૃત્યુ બાદ પત્ની માદગીમા પટકાઈ પોતે પણ પથારીવશ થયો એ નોધે છે કે ' એની અતિમ ક્રિયા સમયે ખૂબ કષ્ટ વેઠીને હુ ત્યા માડમાડ હાજર રહી શક્યો ' પત્ની અને પુત્રીના આઘાતથી અત્યત વ્યથિત હોવા છતા પણ તેણે પોતાનુ મિશનકાર્ય આગળ ચાલુ રાખ્યુ એક તરફ તેનુ બાઇબલનુ ભાષાતર કાર્ય ચાલતુ હતુ અને બીજે પક્ષે સ્વાહિલી ભાષા પર પ્રભુત્વ મેળવવાનુ મોમ્બાસાથી ૫ દરેક માઇલ રાબાઇ મ્પિયા ખાતે સ્થાપેલુ મિશન-કેન્દ્ર પણ ઠીક ચાલતુ હતુ અવારનવાર પ્રદેશોની સફર પણ થયા કરતા હતા આવી એક સફર દરમિયાન તેણે ૧૮૪૯મા કેનિયા પર્વતના દર્શન કર્યા પોતાની સફર વિષે નોધપોથીમા લખતા તે જણાવે છે

'મારા જેડા કાઈ લોખંડના ન હોય, વાળ જાણે વાનરના ન હોય અને ચશ્માંમાં કોઈ અજબ કૌતુક ન ભર્યું હોય તેમ કામ્મા જાતિના લોકો એમનું નિરીક્ષણ કરવા લાગ્યા!'

મિશનરી તરીકેના અઢાર વર્ષ દરમિયાન કરેલા અનુભવોની નોંધ તેણે એક મિશનરીની અદાથી કરી છે ખરી રીતે એ પુસ્તક તેમની મિશનરી-પત્રમાં પ્રગટ થયેલી નોંધનુ સંકલન જ છે

રેબમેન ક્રાફનો અનુગામી હતો, અને છતાં કિલિમાન્જારો પર્વતના હિમાચ્છાદિત શિખરનુ દર્શન તેના પુરોગામીએ કેનિયા પર્વતને નિહાળ્યો તે પૂર્વે એક વર્ષ આગળ કર્યું હતુ બાઇબલ અને છત્રી એ એના સદાયના સાથી જ્યા એના નોકરો પણ એને બંદૂક સાથે રાખવા સમજાવતા અથવા તેઓ પોતે સાથે રાખી લેતા, ત્યા પરમાત્મારમરણરૂપી અજાયબ હથિયાર સાથે રાખનાર આ મર્દ નિર્ભયતાથી આગે કદમ ઉપાડતો ઘણીવાર નિરાશ થવાના પ્રસંગો આવ્યા, પણ નિરાશાને એના હૃદયમા કદી વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થવા મળ્યું નહિ રોગથી ઉભરાતા અને અનેક પ્રકારનો ત્રાસ જ્યા વ્યાપી ગયો હતો તેવા પ્રદેશમાના ઓગણત્રીસ વર્ષના એકધારા વસવાટે તેની કાયાને સાવ ઘમી નાખી આરોગ્ય લથડી ગયુ અને આખોના દીવા બુઝાવા લાગ્યા તો ય તેણે માથે લીધેલુ કામ બંધ ન કર્યું. પોતાની જન્મભૂમિમાં પાછા ફર્યા બાદ તેના આયુષ્યે તેને લાંબો સાથ આપ્યો નહિ

આ જર્મન મિશનરીઓ ઓગણીસમી સદીના પૂર્વાર્ધમા પૂર્વ આફ્રિકામા વસ્યા હોવા છતા એ સદીના અંતિમ કાળ લગી જર્મન વસાહતના પાયા નખાવા પામ્યા નહિ ડૅા કાર્લ પીટર્સના એ વસાહત સ્થાપિત કરવાના ભગીરથ પ્રયત્નની તેમ જ એ વસાહતના ડોલતા પાયાને છેક સુધી અડગ રાખવા અનુપમ પુરુષાર્થ કરનાર જર્મન સેનાપતિના અપ્રતિમ વીરત્વનાં યશોગાન મે અન્ય કોઈ પત્રમા નોંધ્યા છે, એટલે એ વિષે ફરી નથી લખતો

આફ્રિકાના સમગ્ર ઈતિહાસ તરફ દૃષ્ટિક્ષેપ કરીએ તો સહેજે જણાઈ આવે તેમ છે કે ઓગણીસમી સદીના પ્રારંભથી જ આ ખંડમાં યુગપરિવર્તન આરંભાયું. સદીઓ જૂની ગુલામીની પ્રથા નાબૂદ થઈ અને આ ખંડના વિકાસનો એક નવો તબક્કો શરૂ થયો. લોહીના વેપારને બદલે આ ખંડની અતિમૂલ્યવાન ખનિજ તેમ જ એની કાચી પેદાશ તરફ સત્તાપ્રિય રાષ્ટ્રોનું ધ્યાન ખેંચાયું. આ દૃષ્ટિપરિવર્તનનું શુભ ફળ એ આવ્યું કે નવા ઉદ્યોગો સ્થપાયા, નવા સ્થળ–માર્ગો અને જળમાર્ગો શોધાયા, ખેડાયા. યંત્રયુગના પ્રથમ પ્રતિનિધિરૂપ રેલવે પર ગાડી આગળ વધવા લાગી. પછીની સદીનો ઉદય થતાં થતાં તો યંત્રયુગનો અને સામાજિક તથા આર્થિક નવરચનાનો વિસ્તાર વધવા લાગ્યો. ૧૯૦૨ લગીમાં તો મોમ્બાસાથી વિક્ટોરિયા સરોવર સુધીનો ૫૮૭ માઈલનો રેલમાર્ગ તૈયાર થઈ ગયો. આ બધી નવરચનામાં અનેક પ્રકારનાં કષ્ટોની અવહેલના કરી આત્મબલિદાન આપનાર પાયામાં પુરાયેલા ભારતીય કારીગરોની ગૌરવગાથા સમયનાં વહેણની સાથે અવિરત ગુંજ્યા કરશે.

આ બધી વધતી જતી સગવડોએ જ જાણે ધરતીના પેટાળમાં અનેક સૈકાઓથી છુપાયેલી સંપત્તિને બહાર આવવા પ્રેરી. આજે દક્ષિણ આફ્રિકા, પશ્ચિમ આફ્રિકા, રોડેશિયા, કેનિયા વગેરે પ્રદેશો આ ખંડને નવી નવી યોજનામાં ઘસડી ન જતાં હોય તેમ જણાય છે! હીરા, સોનું, યુરેનિયમ, થોરિયમ, રસાયણો, તમાકુ, ત્રાંબું, રબ્બર, કોફી, કોકો વગેરેની પેદાશોએ આ ખંડની સૂરત પલટાવી નાખવાની જાણે સ્પર્ધા યોજી છે! રેલવે, ધોરીમાર્ગો, હવાઈ મથકો, સ્થાનિક ઉદ્યોગો–એ બધાંનો વિસ્તાર આફ્રિકાની વધતી જતી યોજનાઓ અને સમૃદ્ધિ પામતા ઉદ્યોગોનું જ શુભ ફળ છે. વિકાસ સાધતી અને સબળ બનતી જતી આર્થિક તથા સામાજિક ક્રાંતિ આ ખંડ પાસેથી અત્યારે માગે છે પ્રચંડ માનવશક્તિ, અટલ રાષ્ટ્રીયતા, પ્રતિભાશાળી બુદ્ધિમત્તા અને સંગીન એકતા!

આ છે આ દેશના ઇતિહાસનું સંક્ષેપમાં આલેખાયેલું એક પાન! પડોશમાં સૌને યાદ કરજો. અમે કુશળ છીએ; તમે હશો. બાને વંદન, પત્ર લખજો.

લિ. સંજયના
વંદેમાતરમ્

પત્ર સાતમો

## પુરાતન સંબંધ

પ્રિય જયંત,

આફ્રિકાના અતિશય પુરાતન ઇતિહાસ વિષે લખવા કહી તું મને ભારત-આફ્રિકાના અતિ પ્રાચીન સબંધના કાળમાં* ડોકિયું કરાવવા જણાવે છે. આ વિષની તારી કુતૂહલવૃત્તિને સતોષવાનું કામ તું કદાચ ધારે તેટલું સહેલું નથી. આફ્રિકાના પુરાતન ઇતિહાસ કે ભારત આફ્રિકાના પ્રાચીન સંબંધ વિષે લખવુ એટલે કે એક મહાન સંશોધનમા ડુબવા જેવું છે; પરંતુ તારી જિજ્ઞાસાવૃત્તિને સંતોષવી તે પણ મારી ફરજ છે એટલે જ આવા મહાન વિષયને શક્ય તેટલો ન્યાય આપવા હું કલમ ઉઠાવું છું.

આફ્રિકા ખંડ વિષે આજે પણ કેટલાક માનવીઓના માનસ ભ્રમમૂલક દૃષ્ટિથી-વિચારોથી ભર્યાં છે તેમનામાં અત્યારે પણ આ ખંડને અંધારિયા ખંડ તરીકે ઓળખી શકાય'-એવી પરિભ્રામક મનોદશા જણાય છે આ ખંડનાં વતનીઓની પાસે ભૂતકાલીન સંસ્કૃતિનું આગવું ગૌરવ નથી કે નથી તો તેમની કને ઉજ્જવળ ભાવિ- આ પ્રકારની અને તે પણ આવા કાળમાં કલ્પના કરવી તે કેવળ અવાસ્તવિક જ નહિ, પરંતુ અસંભવિત મિથ્યા કલ્પના જ ગણાય.

આજે તો આ વિરાટ જાગે છે......જાગી ચૂક્યો છે. એણે ભૂતકાળની તંદ્રાને ત્યાગી દીધી છે. એ કટીબદ્ધ થયો છે. એનામાં રાષ્ટ્રીયતાનો પવન ફુંકાવા લાગ્યો છે અને નવ જાગરણ તેમજ નવવિધાનને પંથે વળી ચૂકેલો એ વિરાટ પોતાની સંસ્કૃતિ તથા એનાં ગતગૌરવને સંભાળવા, જાળવવા અને સુરક્ષવા લાગ્યો છે. ભલે એ સંસ્કૃતિએ કે અતીતમાં દટાયેલા ગૌરવે ઉત્તુંગ શિખરો સર ન કર્યાં હોય, ભલે એણે વિશ્વની સુકીર્તિત સંસ્કૃતિમાં સન્માનિત સ્થાન પ્રાપ્ત ન કર્યું હોય, પરંતુ એથી જ એ હસ્તીમાં ન હતી એમ કહી એનું અસ્તિત્વમાત્ર મિટાવી દેવું એ તર્કબદ્ધતા તો ન જ કહેવાય !

આફ્રિકાની વિધવિધ જાતિઓનો અભ્યાસ કરતાં એટલું તો સહેજે સ્પષ્ટ જણાઈ આવે તેમ છે કે તેમાંની કેટલીક તો ખૂબ જ આગળ પડતી છે. તેમના જીવનમાં ડોકિયું કરતાંની સાથે તેમની સંસ્કૃતિનાં દર્શન થયા વિના રહેતાં નથી. કેટલાક ઉચ્ચ સંસ્કૃતિના આગ્રહીઓને કદાચ એમાં યથાપેક્ષા ફલપ્રાપ્તિ ન થાય, કિંતુ પશ્ચિમ કે દક્ષિણ આફ્રિકાની સંસ્કૃતિ કોઈ અભ્યાસી સંશોધકનું ધ્યાન ખેંચ્યા સિવાય રહેતી નથી.

જ્યારે પોર્ટુગીઝ વહાણવટીએ કેપ ઑફ ગુડ હોપ થઈને પૂર્વ આફ્રિકાની પ્રથમ સફર આદરી અને ત્યાર પછીથી ભારત તરફ વહાણોનાં સુકાન વળવા લાગ્યાં તે વખતે આફ્રિકા વિશ્વથી તદ્દન અલગ અને અંધકારમય ખંડ લાગતો હતો તે વાત સાવ કાઢી નાખવા જેવી નથી. પરંતુ તે પહેલાંનાં અસંખ્ય વર્ષોના ઇતિહાસને સહેલાઈથી ભૂલી જઈ શકવાનું કોઈ કારણ નથી, ભલે પછી અતીતના ગર્ભમાં સરેલો ઇતિહાસ અલ્પજ્ઞાત કે અજ્ઞાત હોય ! ઈસુની શતાબ્દીના આરંભ પૂર્વે પાંચ હજાર અને કેટલાકની માન્યતા પ્રમાણે છ હજાર વર્ષ અગાઉ મેસોપોટેમિયાની સુમેરિયન પ્રજા બલવત્તા અને વૈભવમાં ખૂબ જ આગળ પડતી હતી. મધ્યપૂર્વની યુફ્રેટીસ અને ટૈગ્રીસ નદીની

મધ્યમાં આવેલા પ્રદેશમાં વસતી આ જાતિની ઉન્નતિ વિકાસના જાણે કે ચરમ શિખરે પહોંચી હતી. એ સમયે આ પ્રજા ભારતીય પ્રજાજનો સાથે વેપાર-વ્યવહારથી સંકળાયેલી હતી. જ્યારે એક પ્રજા અત્યંત સમૃદ્ધ હોય ત્યારે એની પડોશી પ્રજામાં પણ સર્વોદય-આત્મોદયની ભાવના જાગૃત થયા સિવાય રહેતી નથી. આ પ્રજાની સમૃદ્ધિ અને એના વૈભવથી અંજાઈ જઈને તેના પડોશીઓની આંખમાં ઈર્ષાનો દાવાનળ ભભૂકવા લાગ્યો. આ પાડોશીઓ હતા એસિરિયનો. તેમને પણ કોઈક રીતે સુમેર સમૃદ્ધિ અને તેમનો અખૂટ વૈભવ હસ્તગત કરવાનો લોભ લાગ્યો. તેઓ સુમેરિયનો સાથે વેપાર હરીફાઈમાં પડયા અને એ હરીફાઈના ફળ સ્વરૂપે તેમનો સિતારો ચમકવા લાગ્યો. ધીમે ધીમે તેમની વેપાર-કળા વિકસવા લાગી. પરિણામે તેમણે ભારતનો વેપાર હાથ કર્યો. જ્યારે અસુર પ્રજાનો આમ ઉદય થવા લાગ્યો ત્યારે સુમેર પ્રજાનું એ દિશામાં પતન થવા લાગ્યું. આ અસુર પ્રજાની સંસ્કૃતિનાં પરિબળો આફ્રિકાના અનેક પ્રદેશોમાં દષ્ટિગોચર થાય છે, તેમ છતાં તેમના આફ્રિકામાંના વસવાટ વિષેના પુરાવા સંશોધવાનું કાર્ય એટલું બધું સરળ નથી.

સિંધના લારખાના જિલ્લામાંના મો એન-જો-દારોના તેમ જ પંજાબમાંના મોંટગોમરી જિલ્લાના હરાપ્પાના ખોદકામ પછી પ્રાપ્ત થયેલા ઈ. સ. પૂર્વે ૩૨૫૦ના સમયના હોવાનું મનાતા અવશેષો પરથી એટલું તો સિદ્ધ છે કે સિંધુની ખીણમાં વસતા અનાર્યો અતિ સંસ્કૃત હતા અને એબિલોનિયન સંસ્કૃતિના ઉછંગમાં ઉછરેલા સુમેરોની સાથેના વ્યવહારથી તેઓ સંકળાયેલા હતા. બંને પ્રજાઓનો સંબંધ અતિ નિકટનો અને ઘનિષ્ઠ હતો ભારતીય વેપારનો વિકાસ સાધવા ખાતર એ વખતે એ પ્રદેશમા ભારતીય વેપારીઓના દલાલો પણ હતા. જ્યારે સુમેર પ્રજાને સ્થાને અસુર પ્રજા વિકાસનાં શિખરો સર કરવા લાગી ત્યારે અસુર રાજવીએ ભારતમાંથી કપાસના છોડ

મગાવીને પોતાના પ્રદેશમાં રોપાવ્યા હોવાની ઘટના પણ ઇતિહાસમાં નોંધાયેલી છે.

વેદ એ અતિપુરાતન ભારતીય આર્ય સાહિત્ય છે. ઋગ્વેદનો સૌથી પૂર્વ ભાગ ઈ. સ. ૨૫૦૦માં રચાયો હોવાનું અનુમાન તારવવામાં આવ્યું છે. અન્ય વેદોનો રચનાકાળ ઈ. સ. પૂર્વે ૧૫૦૦ થી ૮૦૦ વચ્ચેનો ગણવામાં આવે છે. ઈ. સ. પૂર્વે આઠમા સૈકામાં વેદોની રચના પરિપૂર્ણ થયેલી મનાય છે. વેદના મધ્યકાળમાં ઉક્ત વેપાર ફૂલ્યો-ફાલ્યો હતો. વળી સંશોધનો એ વાતને ય પુરવાર કરે છે કે છેક જૂના કાળમાં ભારતનાં 'શનસુકાની જહાજો' વેપારને ખાતર મહાસાગરોને ખોળે નિર્ભયતાથી અને સગૌરવ ઝૂલતાં વિશ્વને ચંદન, ચામડું, ઇમારતી લાકડું, લોખંડ, જાત જાતનાં રત્નો તથા મોતીઓ, દવાઓ, આભૂષણો, મસાલા, વાંદરાં, મોર વગેરે પૂરાં પાડતાં. આમ બેબિલોન, મિસર, સીરિયા, રોમ વગેરે દેશો સાથે ભારતીય વેપાર ધમધોકાર ચાલતો હતો. આ વેપારવિનિમયમાં ભારતને રોમનું રેશમ, મિસરના શરાબ, આરબી ઘોડા વગેરે મળતાં. મિસરના પીરામીડોમાં સુરક્ષિત મમીઓ માટેનાં કફન સિંધમાંથી નિકાસ પામેલા મુલાયમ કાપડમાંથી તૈયાર થતાં. કૌશામ્બી અને ત્યારબાદ ઘણે કાળે પૈઠણ અને નગર આવા વેપારનાં સર્વોત્તમ ધામો બનેલાં. પ્રિયદર્શી અશોકનો રાજ્યારોહણ સમય ઈ. સ. ૨૭૪નો. એના રાજ્યકાળ દરમિયાન ભૃગુકચ્છ (ભરૂચ) આંતરરાષ્ટ્રીય ખ્યાતિને વરેલું બંદર હતું. ઈ. સ. પૂર્વે પ્રથમ શતાબ્દીમાં દક્ષિણ ભારતમાં સાતવાહન વંશનો ઉદય થયો. સિમુક આ વંશનો સંસ્થાપક રાજા હતો. તેમની રાજધાની ઔરંગાબાદ જિલ્લાના પ્રતિસ્થાન નગરમાં હતી. આ પ્રતિસ્થાન તે જ ઉપર્યુક્ત પૈઠણ. મત્નશ્રી સાતકર્ણી આ વંશનો છેલ્લો રાજવી. એ કાળ દરમિયાન પણ આ વેપાર સમૃદ્ધિને શિખરે પહોંચેલો હતો.

ઐતરેય બ્રાહ્મણ, વિષ્ણુપુરાણ આદિ ભારતીય પુરાતન ગ્રંથો-

માંથી મળતી સંજ્ઞાઓ—શંખદ્વીપ, કુશદ્વીપ, અમર-અમૃત સરોવર (વિક્ટોરિયા સરોવર), ગિરિમંદાર (કિલિમાંજારો, ચંદ્રગિરિ) (MOUNTAIN OF THE MOON), રેવણગિરિ (રુવેન્ઝોરી), કૃષ્ણા (નાઈલ) –ભારત આફ્રિકાના અતિજૂના સંબંધોની જ સાખ પૂરે છે. આફ્રિકાના સાહસવીર કેપ્ટન જોન હેન્નિંગ સ્પેકને એડનની લશ્કરી બરાકમાંથી પ્રાપ્ત થવા પામેલી વિષ્ણુપુરાણની નકલમાંની નાઈલ વિષેની માહિતીથી તે નાઈલનું મૂળ શોધવા પ્રેરાયો એ વાત તો જગપ્રસિદ્ધ છે. બાઈબલમાંનાં તેમ જ આરબ મુસાફરોએ ખૂબ જૂના સમયમાં કરેલાં વર્ણનો દ્વારા પણ આ સંબંધ સારી પેઠે ફલિત થાય છે.

ગુપ્ત સામ્રાજ્યની શરૂઆત થઈ ઈ. સ. ૩૧૯માં. એ વંશનો પ્રથમ રાજવી હતો ચંદ્રગુપ્ત. બુદ્ધગુપ્ત-જેણે ઈ. સ ૪૯૫ લગી રાજ્ય કર્યું. અને ભાનુગુપ્ત પછી આ વંશ સદાયને માટે અસ્ત પામ્યો. આ ગુપ્તકાળના સિક્કાઓ રોમન સિક્કાઓને અનુસરીને બનાવવામાં આવેલા હતા. થોડા જ સમય પૂર્વે માડાગાસ્કરમાંથી મળી આવેલા સિક્કાઓ ગુપ્તકાળના સિક્કાઓ હતા એવું અનુમાન કરવામાં આવ્યું છે. માડાગાસ્કરમાં મળી આવેલા આ સિક્કાઓ પણ ભારત–આફ્રિકાના ગાઢ સંબંધની સાબિતી આપવા માટે પૂરતા છે. ભારતનો કડીબદ્ધ ઇતિહાસ આરંભાય છે ઇસવીસન પૂર્વે ૬૦૦ની સાલથી, અને આ પ્રાચીન યુગની પૂર્ણાહુતિ થાય છે હર્ષવર્ધનની મૃત્યુસાલ ઈ. સ. ૬૪૭થી. ૧૨૦૦ વર્ષનો આ ગાળો ઇતિહાસકારોના મંતવ્ય પ્રમાણે ભારતીય સર્વોપરિતાનો તેમ જ અકલ્પ્ય સમૃદ્ધિનો કાળ છે. આ સમૃદ્ધિના પીઠબળરૂપ હતાં ભારતનાં અડીખમ જહાજો. તે કાળના સાગરખેડુઓની પાસે ભીષણ દરિયાઈ તોફાનોનો અડગતાપૂર્વક મુકાબલો કરી શકે તેવાં વિરાટકાય જહાજો હતાં, એટલું જ નહિ પણ આવાં જહાજો તૈયાર કરવાના વાડા પે ભારતમાં અનેક હતા.

ઇતિહાસ એ વાતનો પણ ઉલ્લેખ કરે છે કે ભરૂચના તત્કાલીન રાજવીએ પરદેશમાંથી નોકરો તેમ જ વાસણો મગાવ્યાં હતાં. તેમના આગમન પછીથી તેવા નોકરોને ઉપયોગની ચીજો ભારતમાં આયાત થવા લાગી હતી. લગભગ ૨૩૦૦ વર્ષ પૂર્વે ભરૂચ સોળે કળાએ વિકસેલું બંદર હતું. એ પછીના કાળમાં મલબાર, નાલાસોપારા, કલ્યાણ આદિ ભારતનાં અન્ય બંદરો પણ જાણે તેમણે યૌવન પ્રાપ્ત કર્યું હોય તેમ પ્રવૃત્તિથી ધમકવા લાગ્યાં હતાં. ભારતનાં દક્ષિણે આવેલાં કેટલાંક બંદરોને લીધે જગતના કેટલાક લોકો દક્ષિણ ભારતને ભારત ગણવા લાગ્યા હતાં. સોનું, હાથીદાંત આદિની આફ્રિકાની પેદાશ હજારો વર્ષ પુરાણી છે. કદાચ આજે પ્રાપ્ત થાય છે તેટલા પ્રમાણમાં એ વખતે એ ભલે પ્રાપ્ય ન હોય. એ મૂલ્યવાન ચીજોને મેળવવા અને બદલામાં પોતાની ચીજોની નિકાસ કરવા માટે પરદેશી પ્રજાઓ અસંખ્ય વર્ષો પૂર્વે આવજા કરતી હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. આવી વેપારી પ્રજાઓમાં ભારતની પ્રજાનો આફ્રિકા સાથેનો સંબંધ આદિકાળથી નિકટનો રહ્યો છે તે નિશ્ચિત છે. ઈ. સ. પૂર્વે તૃતીય સહસ્ત્રાબ્દિમાં આર્યોના આગમન પૂર્વે આફ્રિકાના હબસીઓએ અરબસ્તાન મારફતે પશ્ચિમ અને દક્ષિણ ભારતમાં પ્રવેશ કરેલો તેવી માન્યતાને ય સમર્થન મળ્યું છે. દક્ષિણ અને ઉત્તર ભારતની કેટલીક આદિમ જાતિઓમાં હબસીઓનો અંશ હોવાની વાત નિષ્કારણ નથી. સૌરાષ્ટ્રનાં કેટલાક ગામોમાં આજે પણ હબસીઓ જોવા મળે છે, પછી ભલે તેમણે કાળબળે જે તે પ્રદેશની ભાષાને સ્વીકારી હોય એમ તો આજે આફ્રિકામાં વસતી ભારતની પ્રજામાંથી કેટલાક લોકો તો અહીંની ભાષાઓને પણ ક્યાં છટાથી અને માતૃભાષાની આગવી વિશિષ્ટતાથી નથી બોલતા? સિન્ધુનું નામ પર્શિયનોએ હિંદુ પાડ્યું. ગ્રીક લોકોએ 'ઇન્દોસ' શબ્દ પ્રચલિત કર્યો. ખરી રીતે જંબુદ્વીપ એ ભારત જ હતો. વૈદિક યુગના વીર ભરત પરથી એ નામ ભારત કર્યું. આમ જુદા જુદા

તબક્કામાં જુદા જુદા પ્રદેશોનાં નામ–જેમ ભારતનાં બદલ્યાં તેમ–બદલતાં રહે છે પરાં; પરંતુ એથી કોઈ પણ પ્રદેશનો ઇતિહાસ જ્યારે પ્રાપ્ય ન હોય ત્યારે એ પ્રદેશ બીજાની સાથે સંકળાયેલો ન હોય કે વેરાન જ હોય એ પ્રકારનું અનુમાન બુદ્ધિજન્ય ગણી શકાય નહિ. ભલે • કડીબદ્ધ ન હોય પણ છૂટાં છૂટાં અનુમાનો દ્વારા સમર્થન પામેલો ભારતનો ઈ. સ પૂર્વે ૩૫૦૦ વર્ષનો ઇતિહાસ મળી શકે તેવો છે. એ પ્રાગૈતિહાસિક કાળમાં ભારતમાં રહેતા લોકો કાળા, ઠીંગણા અને બરછટ વાળવાળા હતા. કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે આ લોકો હબસી જાતિના જ હોવા જોઈએ. તેઓ ફળમૂળાદિનું ભક્ષણ કરતા, વલ્કલ પહેરતા અને ગુફાઓમાં વસતા. આ પથ્થરયુગના માનવીઓ અને દ્રવિડ જાતિના લોકો ભારતના આદિવાસીઓ હતા. આર્યો ભારતમાં આવ્યા તે પૂર્વે આ લોકો સારાયે ભારતમાં વસેલા હતા. કેટલાક નૃવંશશાસ્ત્રીઓ એવું યે પ્રતિપાદન કરે છે. હજારો વર્ષ પૂર્વે ભારતની કેટલીક આદિમ પ્રજા આફ્રિકાના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં વસેલી. આ બધાં અનુમાનો પરથી એક વાત તો સ્પષ્ટ છે કે ભારત આફ્રિકાનો સંબંધ પ્રાગૈતિહાસિક કાળનો છે. આ સંબંધને જગતની એક કે બીજી પ્રજા સ્વીકારે કે નહિ, પણ એથી એ સંબંધને નકારી શકાય નહિ. એ પણ શક્ય છે કે એ કાળમાં આજે ભારત અને આફ્રિકા અલગ પડી ગયા છે તેટલા દૂર ન હોય. આ વાતને પણ સમર્થન મળે છે હિમાલયમાંથી મળી આવેલા જળઘોડાનાં અસ્થિ પરથી.

લગભગ ૨૯૦૦ વર્ષ પૂર્વે વિશ્વવિખ્યાત રાજા સોલોમને ભારતીય વેપાર પર આધિપત્ય જમાવ્યાની ઘટના પણ ઇતિહાસસિદ્ધ છે. ઈ. સ. નાં પ્રારંભિક વર્ષોમાં વિશ્વની માનવજાતિને એક અજ્ઞાત સાહસિકનું–'પેરિપ્લસ ઑફ ધી ઇરિથ્રિયન સી'–નામક પુસ્તક પ્રાપ્ત થયું. આ પુસ્તકમાં 'ઇરિથ્રિયન સી'–નો ઉલ્લેખ છે તેમાં–તે સાહસિક 'ઇરિથ્રિયન સી' દ્વારા અરબી સમુદ્ર, રાતા મહાસાગર તેમ જ પૂર્વ

આફ્રિકાના કિનારાની સાગરપટ્ટીનો સમાવેશ કર્યો છે. આ કાળમાં ભારતના ભરૂચ બંદરેથી રંગબેરંગી મોતીઓની અને મણકાઓની નિકાસ ખૂબ જ પ્રમાણમાં થતી હતી એ સમયનાં ભારતથી ઊપડતાં કેટલાક વહાણોં બે સઢવાળાં હતાં. માછલીનાં ચિહ્નવાળી મુદ્રાઓથી અંકિત• સિક્કાઓ પણ જોવામાં આવતા. દક્ષિણ આફ્રિકાના કેટલાક પ્રદેશોમાં વસનાં હબસીઓ એ વહાણો મારફત કહેવાતાં મોતીઓને કાનનાં આભૂષણ તરીકે બહોળો ઉપયોગ કરતાં. ઈ. સ ૪૭ની સાલમાં આ પ્રકારના વેપારમાં સંકળાયેલા ગ્રીક સાગરખોળ હિપ્પેલસનું નામ ઇતિહાસપ્રસિદ્ધ છે. ભારતથી થતી ભિન્ન ભિન્ન વસ્તુઓની નિકાસ અને ભારતમાં થતી આયાતનો વ્યવહાર આ કાળ દરમિયાન સ્થાયી સ્વરૂપમાં જોવા મળતો. પંદરમો વર્ષ પૂર્વેનાં હજાર વર્ષ દરમિયાન ઇથિયોપિયા અને દક્ષિણ આફ્રિકા વચ્ચે વસતા માનવ-સમાજે સાંસ્કૃતિક સિદ્ધિઓ મેળવ્યા હોવાના પુરાવાઓ આજે મળે છે. મોનો મોટાપા(રોડેશિયા)ના તત્કાલીન સામ્રાજ્યના ઇતિહાસ-માંથી આ પુરાવાઓ ઉપલબ્ધ થાય તેમ છે. ત્યાંનાં ખંડિયેરો આ વિષયનાં સંશોધનોમાં અગત્યનો તેમ જ પ્રમાણભૂત ફાળો આપે તેવાં છે એ કાળ દરમિયાન આફ્રિકી લોકોમાં કૃષિ તેમ જ શિલ્પવિદ્યાનું ગૌરવ પણ હોય તેમ જણાય છે. પોતાના નાનકડા વિસ્તારમાં અને તે ય એ વિસ્તારમાં ભટકતી ટોળીઓના સમાજ પર અંકુશ ધરાવતી હોય તેવી અગ્રણીઓની રાજ્યપ્રથા એ સમયે અસ્તિત્વમાં હોવાની ધારણા બિનપાયાદાર ઠરે તેવી નથી: મધ્ય અને દક્ષિણ આફ્રિકામાં વસતા વતનીઓએ પોતાનાં જીવનને અને જીવનધોરણને ત્યાંના હવામાનને અનુકૂળ તેમ જ આધીન રહીને સ્થાયી સ્વરૂપ આપ્યું હતું. ત્યારના લોકો નાઈજીરિયાની તથા ઈથિયોપિયાની લોહયુગીન સંસ્કૃતિથી વિમુખ થતા જતા હતા. ઝિમ્બાબ્વેની સંસ્કૃતિ પર પડતી ભારતીય સંસ્કૃતિની અસર દઢીભૂત થતી જતી હતી. ભારતની ધાતુઓની માગને કારણે અહીંની સંસ્કૃતિનો ઉદય અને વિકાસ થવા લાગ્યો હતો—

નૂતન સંસ્કૃતિની સાથે સ્થાનિક સંસ્કૃતિનો આમ સમન્વય આરંભાયો હતો. આ રીતે આફ્રિકાના પ્રવેશીમાંના ઇસ્લામના ઉદય પૂર્વેની આફ્રિકી કિનારા પરની વસાહત તેમ જ સંસ્કૃતિ મહત્ત્વના સંશોધનનો વિષય છે. પુરાતત્ત્વવિદો અને સંશોધકો આ બાબતમાં વિમુખ રહેવા પામ્યા નથી એ બીના સંતોષપ્રદ છે. આ દિશામાંનાં સંશોધનોનું કાળબળે નક્કર પરિણામ આવશે એવું માનવું એ અતિશયોક્તિ નથી.

દક્ષિણ ચીનની સાથેનો આઠમા સૈકાનો તેમ જ આફ્રિકાના અગ્નિખૂણે આવેલા મોઝાંબિક–તે કાળમાં 'સોફાલા' નામથી વિખ્યાત બનેલા–બંદર સાથેનો દશમા સૈકાનો ભારતનો ઘનિષ્ઠ સંબંધ ઇતિહાસ-સિદ્ધ અને આધારભૂત છે. આવા જ કોઈક સંબંધના અવલંબને તેરમી શતાબ્દીમાં આફ્રિકનોએ કરેલું પિત્તળ પરનું ધાતુકામ અને નાઈજીરિયાના બેનિન નગરમાં થયેલું નકશીકામ, જે આજે પણ બ્રિટિશ સંગ્રહસ્થાનમાં જળવાઈ રહેલું જોવા મળે છે તે તત્કાલીન આફ્રિકન સંસ્કૃતિનું દ્યોતક છે. આ ઉપરાંત સિંચાઈ, અનદ્યતન રીતે કરવામાં આવતી ખેતી; નિકલ, સોનું, ત્રાંબું આદિ ધાતુઓનું જૂનવાણી રીતે થતું ખોદકામ, શિકારની પ્રથા વગેરે જીવનનિર્ગમનની નીતિરીતિમાં આપણને આફ્રિકી પ્રજાની પુરાતન સંસ્કૃતિનાં અને તેની સાથે અન્ય-સંસ્કૃતિના આદિ સમન્વયનાં દર્શન થયા વિના રહેતા નથી.

આમ પ્રાયઃ બેહજાર વર્ષ પૂર્વે રચાયેલા 'પેરિપ્લસ' તથા અઢારસો વર્ષ પૂર્વે લખાયેલા, ગ્રીક ભૂગોળશાસ્ત્રી ટોલેમીના, પુસ્તક દ્વારા પણ બારીગાઝા (ભરૂચ) તથા એરિયેકા (વેરાવળ) જેવાં ભારતીય બંદરો આફ્રિકાના મેનાથિયસ (જંગબાર) સાથે સીધા સંપર્કમાં હોવાનાં કથન મળે છે. એ ઉપરાંત આપણને એ માહિતી પણ મળે છે કે આ બંદરો વચ્ચેના વ્યવહાર કાર્તિકથી વૈશાખ માસ પર્યંત ચાલુ રહી શકે તેવી દરિયાઈ અનુકૂળતા રહેતી. આ કારણોને લઈને જ છેક દ્વિતીય ઈસવી શતાબ્દીથી માંડીને ચૌદમા સૈકા સુધી ભારત આફ્રિકાના કિનારા વચ્ચેનો વેપાર વ્યવહાર કેવળ

ભારતીયોના હાથમાં રહેવા પામ્યો હતો એટલું જ નહિ, બલ્કે એ કાળ ભારતી ય વાણિજ્યનો સુવર્ણકાળ રહ્યો હતો. ચૌદમા શતકમાં લખાયેલા વર્ણન દ્વારા ઈબ્નિ બતૂતા નામનો યાત્રી પણ આ બાબતનો આધારભૂત ઉલ્લેખ પૂરો પાડે છે. તને યાદ હશે કે આ જ મોરોક્કોના આરબ મુસાફરે ચૌદમા સૈકામાં ભારતની રાજધાની–દિલ્હીને વિશ્વમાંના એક મોટા નગર તરીકે વર્ણવ્યું હતું. આફ્રિકાનાં તેમ જ ભારતીય બંદરો પરની પોર્ટુગીઝ જમાવટ પછી આ સંબંધ–વ્યવહાર નિર્બળ તેમ જ નિર્મૂળ બનતો ચાલ્યો. જો કે આ નવો સંબંધ જમાવવામાં પણ ભારતીય ભડવીર માલમોની સહાયની નોંધપાત્રતા જોવા મળે છે ખરી. એરિયેકાના વાસી માલમ કાનાએ જ વારકો–ડા–ગામાના વહાણને એરિયેકાને બદલે જાણીબૂઝીને કાલિકટ તરફ દોર્યું હતું. આ દિશાસૂચન પછીથી રાતાસમુદ્રમાં થઈને અરબસ્તાન દ્વારા ભારત આવતાં યુરોપી યજહાજો સવિશેષ દક્ષિણ ભારતના બંદરોમા લાંગરતાં થયા હતાં.

આ છે ભારત–આફ્રિકાના પુરાણ સબંધની ઝાંખી. ભારત–આફ્રિકાના પ્રદેશો પર યુરોપીય સત્તાઓનો પગદંડો જામ્યો અને પાશ્ચાત્ય રાજ્યસત્તાનાં મૂળ ઊંડાં ગયાં ત્યારથી આજ લગીનો ઇતિહાસ તો સુપ્રાપ્ય છે. મને લાગે છે આટલી માહિતી તને થોડો પણ સંતોષ આપશે. બસ ત્યારે રજા લઉં.

લિ સંજયના
વંદેમાતરમ

## પત્ર આઠમો

# જંતરમંતર

પ્રિય જયંત,

તારો કાગળ મળ્યો એ પરથી તારે આ ખંડના તાન્ત્રિકો-જંતરમંતરવાળા વિષે જાણવાની ઇચ્છા છે તેની મે નોંધ લીધી આ વિષય પર આગળ ઉપર લખવાનું ન રાખતા અહીં જ એ વિષે ટૂંક નોંધ કરું છું આફ્રિકા ખંડના અનેક વિષયની જેમ પ્રસ્તુત વિષય પણ વિશાળ સંશોધનને માટે યોગ્ય છે આ બાબત પર જો સામગ્રી એકઠી કરવામા આવે તો ગ્રંથો ભરાય એટલી માહિતી મળે તેટનું જ નહિ, પણ આ ખંડના વતનીઓના જીવનને સમજવામા ય એક અત્યંત ઉપયોગી પાસુ મળી આવે ખરું

ભારતના પૌરાણિક ધર્મજીવનને તપાસવામા આવે તો તેમા પણ ત્યાની આવી પરિસ્થિતિની જાણ થાય ભારતનાં આગમ અથવા તંત્રવિદ્યા પર તો ઘણી રચનાઓ થઈ છે એમા ભિન્નભિન્ન પ્રકારે આધિદૈવિક શક્તિઓની સહાય શી રીતે પ્રાપ્ત થઈ શકે તેની પદ્ધતિઓની ચર્ચા કરવામા આવી છે આવી રચનાઓ મોટે ભાગે ગુપ્ત રહી છે અને જેમને એ વિષે માહિતી નથી તેઓ એ વિષે અતિશય અલ્પજ્ઞાન ધરાવે છે આમાથી નૃવંશશાસ્ત્રના અભ્યાસીને, ધર્મના વિકાસની ઐતિહાસિક ભૂમિકાઓના દર્શન કરવા ઇચ્છનારને

તથા તિલસ્માતી ઘટનાઓ વિષે માહિતી મેળવવા ચાહનારને ઘણું ઘણું સાંપડે તેમ છે. આપણે ત્યાં શુદ્ધ આગમોની પતિત દશા આવી અને જાદુઈ અસર દર્શાવનાર ક્રિયાકાંડ ઉપસ્થિત થયા. એમાંથી વિનિપાત શરૂ થયો અને અજ્ઞાન પ્રજા પર સ્વાર્થી તાંત્રિકોનું વર્ચસ્વ જામ્યું. આની પાછળનું એક માત્ર ધ્યેય હતું માનવના પાશવી સ્વભાવને સંતોષવાનું તથા માનવહૃદયની દુર્વૃત્તિઓને પોષવાનું. તંત્રવિદ્યા, ટૂંકામાં, પૌરાણિક સમૂહજીવનના બર્બર વ્યવહારોનું સુરેખ પ્રતિબિંબ છે.

આફ્રિકા ખંડમાં પણ આ તંત્રવિદ્યા—જંતરમંતર—નો ઉદ્દભવ એવી જ કોઈક રીતે થવા પામ્યો હશે. હજી તો પગભર થતા માનવીને સ્વરક્ષણ માટે નૈસર્ગિક બળો સામે ઝૂઝવાનું હતું. માનવી પ્રકૃતિના અફાટ બળ સામે તદ્દન વામણો બની જતો હતો. એના શરીરમાં એટલી બધી તાકાત ન હતી કે એ એકલો ચોગમ ડારતાં અને ભયાનકતા ઉત્પન્ન કરતાં બળોની સામે પ્રાકૃતિક બલવત્તા સામે ઝૂઝી શકે. એ અગાધ શક્તિનો એને સામનો કરવાનો હતો અને એકલે હાથે એ સાહસ કરવાનું શક્ય હતું જ નહિ. માનવીની વૃત્તિ નિર્બળ હતી. એને એ વૃત્તિઓ સબળ બનાવવાનો કોઈક માર્ગ જોઈતો હતો. આ માર્ગ પૂરો પાડનાર શક્તિરૂપે નીડર માનવીઓએ એક નવી સંસ્થા ઊભી કરી. એ સંસ્થા તે જ આ તાંત્રિકોની. આ લોકોનો એમાં સ્વાર્થ હતો બીજાઓ પર પોતાનું નિયંત્રણ સ્થાપવાનો તેમ જ જીવનની જરૂરિયાતોને સહેલાઈથી પૂરી પાડવાનો. એ સ્વાર્થને પાર પાડવા તેમણે અવનવા પ્રયોગો આદર્યા. એ પ્રયોગોમાં લોકોને ઈલમ દેખાયો, કોઈક નવી શક્તિ દેખાઈ. તેઓ એનાં અદ્દભુત પરિણામોથી મુગ્ધ થવા લાગ્યા અને આ સંસ્થાનાં મૂળ ઊંડાં જવા લાગ્યાં. તેમણે ક્યાંક બળથી અને જ્યાં બળ ન ફાવવા પામ્યું ત્યાં કળથી કામ લીધું અને લોકોનાં આળાં માનસ પર તેમની સર્વોપરિતા ઠોકી બેસાડી.

સમગ્ર આફ્રિકા ખંડ પર દષ્ટિપાત કરીએ તો આવા તાંત્રિક જંતરમંતરવાળાઓની સંખ્યા થોડે વત્તે અંશે સર્વત્ર દશ્યમાન થાય છે. દક્ષિણ આફ્રિકા, પશ્ચિમ આફ્રિકા, કોંગો, નાઈજીરિયા, પૂર્વઆફ્રિકા, રોડેશિયા વગેરે બધે જ ઠેકાણે આ જંતરમંતરવાળાઓ થઈ ગયા છે. ટૂંકમાં MEDICINE-MAN—હકીમ, WITCH-DOCTOR—જંતરમંતરવાળો, BLACK MAGIC—તંત્રવિદ્યા, તિલસ્માત—વગેરે શબ્દો સમગ્ર આફ્રિકામાં સાંભળવા મળે તેવા છે. આફ્રિકા ખંડ વિષે લખાયેલા કોઈ પણ પુસ્તકમાં એ વિષેની વિગતવાર ચર્ચા ન મળે તો આછી નોંધ તો મળે જ. એને માટે જુદા જુદા પ્રદેશોમાં ભિન્નભિન્ન પ્રકારનાં નામો પણ સાંભળવા મળે છે. ક્યાંય છ્યાંગા, તો ક્યાંક બોલોકી કે ન્કાંગા તો ક્યાંક વળી જુ જુ જેવાં નામો ય સંભળાય છે. જેમ ભારતના કેટલાક લોકો આજે ય તંત્રવિદ્યા, ભૂતપ્રેતની સાધનામાં અડગ શ્રદ્ધા ધરાવતા જોવામાં આવે છે તેમ આ ખંડના મૂળ વતનીઓ પણ એવા પ્રકારની માન્યતા સેવે છે. વળી આપણા કેટલાક લોકો બિલ્વ, શમી, પિપ્પલ, તુલસી, કુશ, દુર્વા આદિની પવિત્રતામાં ઊંડો વિશ્વાસ ધરાવે છે તેમ જ આફ્રિકન લોકો પણ વૃક્ષોને પિતૃના નિવાસસ્થાનરૂપ ગણે છે. તેઓ જેમાં પિતૃઓનો વાસ થયેલો માને છે તેવાં વૃક્ષનો કે સ્થળનો નાશ કરતાં અચકાય છે. જો તેને પાડી નાખવાની વાત આવે તો ક્રિયાપૂર્વક—ધામધૂમપૂર્વક તેમને ખીજે, ખસેડયા પછી જ પાડે છે. આફ્રિકનોમાં એવી માન્યતા જૂના કાળથી ચાલી આવતી હતી કે માનવીના મૃત્યુની પાછળ ખરું કારણ તો કંઈક જુદું જ હોય છે. એ કારણ જંતરમંતરવાળા જ દર્શાવી શકે. વળી પિતૃનો શક્તિરૂપે નાશ થતો નથી. એટલે તેઓને સંતુષ્ટ રાખવા જોઈએ તેમનો રોષ સહન કરવાનો વખત ન આવવા દેવો જોઈએ.

જ્યાં જ્યાં આ પ્રકારની ધાર્મિક અંધશ્રદ્ધાનો પ્રચાર હોય,

ન્યા જ્યા આવા વહેમોનુ નિશ્ચિત સ્થાન હોય ત્યાં ત્યા તેમને પોષનારા અને એ દ્વારા સ્વાર્થનુ પાલન કરનારા બજો પણ હોવાના જ આ ખ ડના આવા બજોમા બે પ્રકારના માનવીઓનો સમાવેશ થાય છે—હકીમોનો અને જ તરમ તરવાળાનો. આ બંને સસ્થાઓ બધે અલગ અલગ છે તેવુ નથી પરતુ કેટનેક સ્થળે તેવુ છે જ્યા અલગ છે ત્યા હકીમોનુ સ્થાન ભિન્ન છે આ હકીમો આપણે ત્યા જગલની જડીબુટીઓ અને સર્વથા પ્રબળ અસરકારક ઔષધો લઈને વેચવા નીકળતા કે ક્યાક અડ્ડો જમાવીને બેઠેલા જોવામા આવતા દેશી ઓસડિયાવાળા જેવા છે આફ્રિકન હકીમ એ પણ નિસર્ગો પચાર અને સામાન્ય લોકોથી અજાણ એવી વનસ્પતિનો નિષ્ણાત જાણકાર હોય છે એની દવા જેવી તેવી નથી હોતી, બલકે એની અસર અત્યત ઉગ્ર હોય છે આફ્રિકન હકીમો મોટે ભાગે જગલની જડીબુટીઓનો ઓષધ તરીકે ઉપયોગ કરે છે તેમની પાસે એવા તો કારી ઔષધો હોય છે કે તેમની દરદી પરની અસરથી તેઓ દરદીઓના કે સામાન્ય લોકોના અજ્ઞાન માનસ પર જબ્બર પ્રભાવ પાડે છે અને તેમને વશ કરી લે છે તેમનુ પ્રાકૃતિક નિરી ક્ષણ તેમ જ વનસ્પતિ–પ્રાણીઓનો વ્યવહારુ અભ્યાસ ચકિત કરી દે તેવા હોય છે તેમની સાધના પણ અતિ પ્રશસ્ય ગણાય આથી તો તેઓ રોગોને દૂર કરી શકે છે દેખનારને થોડી જ વારમા આધળો કરી મૂક્વા અને આધળાને નેત્રદાન આપવા સમર્થ નીવડે છે તેઓ નિર્બળને અપાર શક્તિ આપે છે અને ધારેલા માનવીના ઘડીકવારમા પ્રાણ પણ હરી લઈ શકે છે આવા હકીમોની કૃપાથી લાભ પામનાર અને તેમની અવકૃપાને લીધે નુકસાન વહોરનારા આફ્રિકનો તથા અન્ય લોકોના દૃષ્ટાત ઓછા નથી આવા ઉગ્ર ઓષધોની બનાવટમા તેઓ જાત જાતની વનસ્પતિ ઉપયોગમા લે છે જેટલો આ ખ ડ વિશાળ છે તેટલી જ વિશાળ વનસ્પતિની જાતિઓ છે વિષ તરીકે ઉપયોગમા આણી શકાય તેવી વનસ્પતિની તો મ ાલખ જાતો આ

ખંડમાં જોવા મળે છે. વળી સર્પ વગેરે ઝેરી પ્રાણીઓ કે હાડકાંઓ તેમ જ આંતરડાંનો ઉપયોગ પણ તેઓ ઠીક પ્રમાણમાં કરતા જોવામાં આવે છે.

આ કેવળ હકીમો કરતાં જંતરમંતરવાળાઓનો પ્રભાવ પહેલેથી જ વિશેષ રહેતો આવ્યો છે. ભિન્ન ભિન્ન જાતિઓના મોવડીઓ કરતાં પણ તેમનું સ્થાન ઊંચું રહેવા પામ્યું છે. તેમની સલાહસૂચના મળતાં મોવડીઓને પણ નમવું પડે અને તેમનું કહેવું શિરોમાન્ય રાખવું પડે. આ સર્વોપરિતાનું રહસ્ય એ છે કે લોકો અને પિતૃઓની વચ્ચેની કડીરૂપ જંતરમંતરવાળા છે. તેઓ વચ્ચેની સાંકળરૂપ મનાય છે. આફ્રિકનોમાં એક એવી માન્યતા ઘર કરી બેઠેલી હોય છે કે જંતરમંતરવાળા પ્રેત તથા પિતૃઓની શક્તિ સાથે સંપર્ક સાધવા સમર્થ હોય છે. આથી જે કાંઈ તેઓ કહે તે વેદવાક્ય ગણાય. તેમનું કથન મિથ્યા થાય નહિ. વળી કુદરતી આપત્તિરૂપ પિતૃઓનો કોપ આવી પડે, મુશ્કેલી ઊભી થાય, વરસાદ ન આવે, અનાજ ન પાકે ત્યારે આ લોકો જ એ મુશ્કેલીઓના નિવારણમાં મદદરૂપ બને તેઓ જ પૂર્વજોની ઇચ્છાવાસના જાણી લઈને તેનું નિવારણ સૂચવે. તેઓ જ તેમને રીઝવવામાં અને ભયને દૂર કરવામાં સહાયભૂત થઈ શકે.

જંતરમંતરવાળાને તાંત્રિક વિદ્યા સાધ્ય હોય છે. આવી કોઈક વિદ્યાને બળે તેઓ લોકોને આશ્ચર્યચકિત કરી દઈ શકે તેવા ચમત્કાર પણ બતાવતા હોય છે. તેઓ કોઈક આસુરી શક્તિ ધરાવે છે. તેમના કાર્યમાં કોઈ વિરોધ ઊભો કરે અથવા તો વિઘ્ન નાખે તો તેવા માનવીનું નિકંદન કાઢી નાખવામાં તેઓ પાછી પાની કરતા નથી કે એમ કરતાં કંપતા કે થરથરતા નથી. તેમના પ્રયોગોમા જો કોઈ પણ પ્રકારે પાછા પડે તો તેઓ તપાસ કરે છે અને જો કોઈ અન્ય માનવી યા બાહ્ય કારણ એ નિષ્ફળતા માટે જવાબદાર ન નીવડે તો તેઓ કંઈક આંતરિક કારણ અથવા વધુ મહાન શક્તિને

કારણરૂપ ગણી તેને સંતોષવાનાં પ્રયાસો આદરે છે. આદિકન જાતિમાં ઘરમાં આવેલી માંદગી અથવા બીજી કોઈપણ મુસીબતનું કારણ તેઓ શોધી કાઢે છે. એ કારણ તેઓ પોતાનાં કોઈક સાધન દ્વારા માણસોની સમક્ષ એને વાચા આપીને રજૂ કરે છે. આવી વાચા સ્પષ્ટ ન હોવાથી તે પોતે જ લોકોને એનો અર્થ કહી સંભળાવે છે અને એના નિરાકરણના ઉપાયો બતાવે છે. એમાં બલિદાન કે દારૂ વગેરે ચીજો પિતૃઓને ધરવાનો પણ સમાવેશ થાય છે સામાન્ય રીતે આવી ક્રિયાઓ તેઓ અન્ય લોકોના દેખતાં કરતા નથી. આવી ક્રિયાને માટે રાત્રિનો સમય તેઓ ખૂબ જ અનુકૂળ ગણે છે. આ ઉપરાંત તેઓ અન્ય કાર્યો પણ કરતા હોય છે. કેટલીક જાતિઓની વિશિષ્ટ ક્રિયાઓ, ધાર્મિક ક્રિયાઓ, શરીર પર ચિહ્નો અંકિત કરવા માટે સોળ પાડવાની ક્રિયાઓ, યૌવન પ્રવેશની ક્રિયાઓ, જાતિ વફાદારીની સોગંદવિધિ વગેરે તેમને હાથે થતી હોય છે. વળી શત્રુઓથી બચવા, રોગો દૂર કરવા, ધાર્યું કાર્ય પાર પાડવા માટે તાવીજમાં તેઓ વનસ્પતિ, ઔષધો, પાંદડાં, સર્પ, પ્રાણીઓના અવયવો, હાડકાં વગેરે વસ્તુઓનો ઉપયોગ કરે છે. તાવીજને સારુ બલિદાન વગેરે બીજી જે કંઈ ક્રિયાઓની જરૂર જણાય તે પણ તેના અધ્યક્ષપદ નીચે જ કરવામાં આવે છે. જાતિના શ્રેય માટે આ બધું કરનાર જંતરમંતરવાળાને સરકાર તરફથી કે બીજી કોઈ પણ રીતે સહન કરવું પડે કે શિક્ષા ભોગવવી પડે તો તેનો રોષ આખી યે જાતિ પર ઊતરે છે અને પરિણામે વરસાદ ન થાય, અનાજ ન પાકે, જાતિ પર આપત્તિના ઓળા ઊતરી આવે વગેરે અનેક પ્રકારનાં કષ્ટો સહન કરવાનો વારો આવી પડે છે. પોતે કરેલી ક્રિયાઓના બદલામાં જંતરમંતરવાળાને ટોરકાંખર મળે છે, હવે તેઓ નાણું પણ સ્વીકારે છે.

માનવી જેવો માનવી હોવા છતાં જંતરમંતરવાળાનો પહેરવેશ જુદો તરી આવે તેવો હોય છે. એના વાળ લાંબા હોય છે. શરીર

તે વ્યાઘ્રચર્મ લપેટે છે. કેટલાક વાંદરા જેવા કોઈ પશુની પૂંછડીનો ચાબુક રાખે છે. તેઓ મહોરું પહેરે છે—જેથી મોં ઢંકાઈ જાય. આ મહોરાં વિવિધ જાતનાં હોય છે. કોઈક શીંગડાંવાળાં પણ હોય છે. શરીર પર માલીસ કરેલી હોય છે. કાનમાં અને ગળામાં ધાતુના પારાના મણકાના શણગાર હોય છે. તે વેશથી સજ્જ થયેલો હોય ત્યારે કોઈ સાક્ષાત્ આસુરી સંપત્તિનો મૂર્તિમંત પ્રતિનિધિ હોય તેવો લાગે છે. તેની વિકરાળતા ડરાવે તેવી હોય છે. તેનાં સાધનોમાં પણ તેના પહેરવેશ જેવી જ વિચિત્રતા હોય છે. હાડકાં, સર્પ, ચામડાં, તુંબડાં વગેરે અનેક ચીજો તેનાં સાધનોમાં મળી આવે છે. આવા જંતરમંતરવાળાનું ઘર પણ કોઈ સંગ્રહસ્થાન જેવું હોય છે. તેમાં છરી, બાણ, ઢોલક, રણશીંગાં, હાડકાં, ઝેરી દવાઓ વગેરે કંઈ કંઈ જોવા મળે. સામાન્ય સંજોગોમા આજનો જંતરમંતરવાળો નજરે ચડતો નથી, પરંતુ તેની જાતિનાં માણસોને તો એની વિશિષ્ટતાની ખબર હોય છે જ, એટલે ગમે ત્યાં મળે તો પણ તેને ઓળખી કાઢી શકે.

જેમ આપણે ત્યાં માન્યતા છે કે તંત્રવિદ્યાનો જાણકાર પોતાની વિદ્યાને વારસામાં આપે છે તેમ આ જંતરમંતરવાળો પણ પોતાની શક્તિને વારસામાં આપે છે. પછી એ પોતાના પુત્રને કે પોતાના શિષ્યને આપે છે. પુત્ર કે શિષ્યને એ મેળવતાં અનેક વર્ષો ગુરુની પાસે ગાળવાં પડે છે, એટલું જ નહિ, પણ એને કઠિન શિસ્તનું પાલન કરવું પડે છે. એ વારસો મેળવનાર ગુરુનો અંતેવાસી બને છે. તેની આજ્ઞાનું પાલન કરે છે, ગુરુદીધા નિયમોને ચુસ્ત રીતે અનુસરે છે, ગુરુના રોષનો ભોગ કે બીજાની સાથે ભાગીદાર ન બને તેની તકેદારી રાખે છે. વર્ષોની સાધના પછી એ ગુરુનો ઉત્તરાધિકારી બનવા પામે છે.

નૂતન સંસ્કૃતિનો પ્રકાશ આ ખંડની પ્રાચીન સંસ્થા પર પણ પડયા સિવાય રહ્યો નથી. એ ચમત્કારી વ્યક્તિઓ પર આનાથી

એક જબ્બર ફટકો લાગવા પામ્યો છે; તેમ છતાં આ લોકો સાવ નાબૂદ કે નિર્મૂળ થઈ ગયા છે તેમ માનવું ભૂલ ભરેલું છે. હજી યે ક્રિયાઓ થાય છે, બલિદાનો દેવાય છે, સોગંદવિધિ જેવી વિધિઓ પણ થવા પામે છે. તાજેતરમાં જ એક સમાચાર મારા વાંચવામાં આવ્યા હતા. તેમાં જણાવવામાં આવ્યું હતું કે કેનિયામાં હાથ આવેલું એક શબ આવા કોઈ જંતરમંતરવાળાના બલિરૂપે હતું.

જેમ જેમ પ્રજા શિક્ષિત થતી જશે, જેમ જેમ લોકોમાં જ્ઞાનની જ્યોત પ્રસરતી જશે તેમ તેમ આવી વહેમ અને અંધશ્રદ્ધાને ટકાવી રાખતી સંસ્થાઓ અને પ્રણાલિકાઓ દૂર થતી જશે. લોકોમાં ધર્મના સાચા સ્વરૂપની ભાવના પ્રગટ થશે અને રાષ્ટ્રીયતાની માત્રા વધતી જશે. આ ખંડનાં ભોળાં માનવીઓ જેટલાં વહેલાં નૂતન અભ્યુદયને પંથે પળે અને ઉન્નત મસ્તકે વિશ્વની આગેકૂચ સાથે કદમ મિલાવે તેટલું વિશેષ સારું..................

એ ભાવના સાથે આ પત્ર પૂરો કરું.

લિ. સંજયના
વંદેમાતરમ્

## પત્ર નવમો
# ઈશ્વરી સંકેત

પ્રિય જયંત,

આ પત્રમાં હું તને આ ખંડમાં જુદે જુદે કાળે આવેલા મિશનરીઓ અને તેમણે બજાવેલી સેવા વિષે આછો ખ્યાલ આપવા ઇચ્છું છું. એમ કરવા જતાં મારે તેને કયાંક કયાંક તેમના પોતાના ઉદ્‌ગારો પણ જણાવવા પડશે. મને લાગે છે કે આ પત્ર તને અન્ય પત્રોની માફક આ ખંડ વિષેની માહિતી તો આપશે, પણ સાથે સાથે તને એ પરાર્થે સ્વજીવનને સમર્પણ કરનારાઓની પારાવાર યાતનાઓ વિષે ય થોડું જાણવા મળશે.

આફ્રિકા ખંડમાં આવનાર જુદા જુદા યુરોપીય મિશનરીઓનુ નામ તેમ જ કાર્ય આ વિશાળ ખંડના ઇતિહાસમાંથી કદી કયાંયે લુપ્ત થશે નહિ કે ભુલાશે પણ નહિ. તેમણે બજાવેલું સેવાકાર્ય કયારે ય પણ ભૂંસાઈ જશે નહિ. આ ખંડમાં ઘૂમેલા એ સાહસવીર માનવ-પ્રેમીઓનાં જીવન સમક્ષ બે મુખ્ય ધ્યેય છેક જૂના કાળથી જ સ્થિર થયેલાં જોવામાં આવે છે. તેમનું એક ધ્યેય હતું—આ અજ્ઞાત અથવા અલ્પઅજ્ઞાત ખંડનું ભૌગોલિક જ્ઞાન કરીને યુરોપને એ વિષયની સચોટ તેમ જ ઝીણવટ ભરી માહિતી આપવાનું અને તેમનું બીજું ધ્યેય હતું—આ ખંડની અજ્ઞાન પ્રજાનો ખ્રિસ્તીધર્મ પરત્વે સમભાવ

કેળવવાનું, અથવા બીજા શબ્દોમાં કહીએ તો વતની પ્રજાને ઉદ્ધારક ઈસુના વચનામૃતનું પાન કરાવીને તેમને આધ્યાત્મિક રાહે દોરવાનું. આ ઉભય ધ્યેયમાં તેમણે સાફલ્ય પ્રાપ્ત કર્યું છે તેમ કહેવું અયોગ્ય નથી. ક્રાફ, રેબમઈના મંગોપાર્ક રોબર્ટ મોફ્ટ, લિવિંગ્સ્ટન, સ્પેક, બ્રુસ, બર્ટન, ગ્રોટ, બેકર, સ્ટેન્લી આદિ વીરોએ કેવળ આ ખંડ વિષેની ચોક્કસ માહિતી જ પૂરી પાડી છે તેમ નથી, પરંતુ અહીંનાં લોકોને ધર્માભિમુખ કર્યાં છે અને સાચા અર્થમાં જીવન જીવતાં પણ શીખવાડયું છે.

તેમનું એક માત્ર શસ્ત્ર પરમાત્મા પર અડગ શ્રદ્ધા હતું. આ શ્રદ્ધા તેમનાં અંતરમાં નવી જ પ્રેરણા પાતી, તેમનામાં અકલ્પ્ય બળ પ્રગટાવતી. ધર્મપ્રચારના સાધનરૂપ તેમણે આ ભૂમિ પર દેવળોની સ્થાપનાઓ કરી, જ્ઞાનપ્રચારના કાર્ય સારુ તેમણે શાળાઓ સ્થાપી; અને વતનીઓની સુખાકારી તથા નીરોગિતા જાળવવા માટે તેમણે દવાખાનાં ખોલ્યાં—આ બધું ઊભું કરતાં તેમણે ઘણુંખરું કામ—પાયાનું કામ જાતે જ કર્યું. સમય આવ્યે તેઓ શિક્ષકો બન્યા, સુથારી, લુહારી, કડિયાકામ તેમણે પોતે જ કર્યું, તેમણે વૃક્ષો કાપ્યાં, સફાઈકાર્ય કર્યું, નાનાં ઘરો અને દેવળો બાંધ્યાં. તેમણે જુદી જુદી ભાષાઓમાં બાઈબલનાં ભાષાંતર કર્યાં. લોકોની જડતાને પોતાના જીવનના જીવંત ઉદાહરણ દ્વારા ટાળી : તેમનામાં મૈત્રીની ભાવના જાગૃત કરી; તેમની સાથે ઊંડો સંપર્ક સાધ્યો, તેમના હૃદયના મેલને શક્ય તેટલો દૂર કર્યો. તેમણે પારાવાર પરિશ્રમ ઉઠાવ્યો. પરિણામ એ આવ્યું કે માત્ર આફ્રિકાખંડની જ નહિ પણ સમગ્ર યુરોપની પ્રજાનું આ તરફ ધ્યાન દોર્યું. તેમણે અહીંની વતની પ્રજાને ધાર્મિક એકતા તરફ વાળી, લોકોમાં વ્યાપેલાં વહેમ, અજ્ઞાન અને અંધશ્રદ્ધાનો યથા તેટલો નાશ કર્યો, બહુપત્નીત્વ વગેરે જૂના કાળથી ચાલી આવતી પશુક્ક્ષ પ્રથાઓને નિવારવાનો પ્રયાસ કર્યો, તેમનામાં શિસ્તની

ભાવના પ્રગટાવી, ગુલામીના નાશને માટે નક્કર પગલાં લીધા અને લોકજીવનને એક નવે જ માર્ગે ચડાવ્યું.

આ કાર્ય કરવા માટે તેમને ફળ વિપરીત જ મળ્યું. તેમને અનેક યાતનાઓ સહન કરવી પડી, જીવનમાં કદીયે નહિ કલ્પેલા એવા અનુભવો કરવા પડ્યા. કેટલાકને અસાધ્ય રોગો વહોરવા પડ્યા તો કેટલાકને જાન ગુમાવવા પડ્યા. આ હતો તેમને તેમના કાર્ય માટે મળેલો બદલો. આવી અસહ્ય યાતનાઓ અનુભવતા આ સાહસિકોએ આ ખંડના પ્રદેશોના પોતે દર્શન કર્યા અને યુરોપીય પ્રજાને કરાવ્યાં. ૧૭૬૮માં આમ જેમ્સ બ્રુસે નીલનાઈલના દર્શન કર્યા. લિવિંગસ્ટને એ પછીના સૈકામા ઝામ્બેઝી, વિક્ટોરિયા ફોલ્સ, ન્યાસા સરોવર, ટાંગાનિકા સરોવર વગેરે નિહાળ્યા, સ્પેકે નાલુબાલે (વિક્ટોરિયા) સરોવર રિપનફોલ્સ, લુટાન્ઝિગે (આલબર્ટ) સરોવર, મર્ચિસન ફોલ્સ વગેરે જોયાં અને યુરોપીય ભૌગોલિક જ્ઞાનમા વૃદ્ધિ કરી

૧૭૯૩મા સ્કોટ ડોક્ટર મંગો પાર્ક પશ્ચિમ આફ્રિકાને કિનારે ઊતર્યા એના આ સાહસમા પ્રેરક બળ હતુ આફ્રિકન એસોસિયેશનનું પૂરો ૭ ફીટ ઊંચો, કદાવર અને શરીરે સશક્ત નવજુવાન જ્યારે આ ખંડની સફરે આવ્યો ત્યારે કેવળ ચોવીસ વર્ષની વયનો હતો એ નિર્ભય હતો. અથાગ પ્રયત્નોથી પણ ન થાકે તેના આ સાહસિકે આ ખંડની બે વાર સફર કરી સફર દરમિયાન તેણે ગેમ્બિયા, સુદાન, નાઈજર વગેરે નિહાળ્યા બીજી સફર દરમિયાન તેની સાથે પિસ્તાલીસ યુરોપિયનની ટુકડી હતી એમાંના બધા જ એ સફર દરમિયાન મૃત્યુને શરણે ગયા મંગો પાર્ક પોતે પણ નાઈજરના ધસમસતા જળમા ડૂબી ગયો તેનું ધ્યેય હતું—પોતાના દેશવાસીઓને આ ખંડ વિષે તેમ જ વેપાર વસાહત અને ધર્મપ્રચાર કાર્ય વિષે માહિતી પૂરી પાડવાનુ તેણે TRAVELS IN THE INTERIOR DISTRICTS OF AFRICA' નામક પુસ્તકમા પોતાના અનુભવો નોંધ્યા છે. એવી એક નોંધમાં તે જણાવે છે

'હું તરસે પીડાતો હતો. એક વૃદ્ધ પાસે પહોંચ્યો. તે પાણીની ડોલ લઈ આવ્યો, પરંતુ ખ્રિસ્તીના હોઠને અડકતાં ડોલ અભડાઈ જાય એ ભીતિથી તેણે ડોલમાંનું પાણી બાજુના હવાડામાં નાખી દીધું ત્યાં ત્રણેક ગાયો હતી જ. બે ગાયોની વચ્ચે મેં પણ માથું નાખી પાણી પીધું. હું ધરાયો ત્યાં લગી મેં પાણી પીધા કર્યું.'

૧૮૪૪ના અરસામાં બાળકી અને પત્નીના મૃત્યુ સંબંધે જણાવતાં લુડવિગ ક્રાફે કરેલી નોંધ પણ કરુણ છે:

'ભયાનક યમરાજના પાશમાં પડેલા પ્રથમ શિકારને પત્ની રોઝીને, જેને મૃત્યુ પામેલી જોવા ઊઠવાની મારી તાકાત પણ માંદગીએ હરી લીધી હતી તેને-દફનાવીને મહામુશ્કેલીથી પાછાં ફરતાં જણાયું કે બાળકીની માંદગીનાં ચિહ્નો પણ વિઘાતક નીવડયાં હતાં. તેને પણ પત્નીની પાસે, એની દફનભૂમિમાં અમે સુવડાવી આવ્યા.'

આવી યાતનાઓ વચ્ચે પણ આ ધર્માનુયાયીઓએ હસતે મુખે સ્વકાર્યને જીવન પર્યંત આગળ ધપાવ્યા કર્યું. રેબમેન પણ આવું જ કંઈક નોંધે છે.

માચામેના રાજા માન્કિંગાએ મિશન સ્થાપનામાં મદદ કરવાનું કહ્યા પછી તે ક્રાફની અનુમતિ લઈ ત્યાં પહોંચ્યો, ત્યારે તેણે તેનું સર્વસ્વ પડાવી લીધું. તેનું હૈયું ફીબકવા લાગ્યું. તેણે રાજાને જણાવ્યું:

'મારાં સ્વજનોએ સમસ્ત આફ્રિકનોને સોગાદ ધરવા મને જીવનની પરમ કિતાબ આપી. હૈયામાં અનોખાં અરમાન ભરીને હું અહીં આવ્યો, ત્યારે મારું સઘળું ધન હરાઈ ગયું. મને દુઃખ એ વાતનું છે કે મારાં સ્વજનોનો શુભ હેતુ નિષ્ફળ જતો દેખાય છે.'

અને છતાં નિરાશા એને વરી શકી નહિ.

૧૮૪૯માં મધ્ય તથા પૂર્વ આફ્રિકાની સફરે નીકળેલો એકલ પ્રવાસી લિવિંગ્સ્ટન પણ આવા ઘણા અનુભવો જાતે અનુભવી ચૂક્યો

હતો. તેની માલમત્તા, દવાઓ વગેરે બધું જ ચોરાઈ ગયું હતું. એવા અનુભવોને વર્ણવતાં એ જણાવે છે:

'મારું અંતર કંપે છે પરંતુ ગોરી પ્રજાને ન છાજે તેવી ઊર્મિઓના પ્રકંપને મુખમુદ્રા પર પ્રદર્શિત થવા દેવાનો છેહ આપવા નહિ દઉં.'

તેણે ઉજિજી મુકામે સ્ટેન્લીને કહેલા શબ્દો તો અત્યારે ય જાણે અવકાશને ભરી દેતા લાગે છે:

'હું ઈશ્વરનો ઋણી છું કે તમારો સત્કાર કરવા હું અહીં ઉપસ્થિત છું.'

૧૮૭૩ માં બાંગ્વેઓલો સરોવર પાસેની પોતાની રાવટીમાં પથારી પાસે ઘૂંટણિયે પડીને મૃત્યુ પામેલા આ વીરના આખરી શબ્દો પણ નોંધવા જેવા છે:

'પરમાત્મા વિશ્વના ખુલ્લા ઘાવ( ગુલામી )ને રૂઝાવવા'માં સક્રિય સાથ આપવાનું સહુને બળ આપે.'

૧૮૭૭ ના અરસામાં લખાયેલી મેક્કેની નોંધ પણ આપણે જોઈએ:

'હમણાં જ મારા પર એક ઝેરી વીંછી ચડી આવ્યો. એક જ વખતે અનુભવાય તેવી ભયાનક વ્યથાઓ તરફ તમારી દૃષ્ટિ પણ થોડે ઘણે અંશે પડે તેમ હું ઇચ્છું છું. માનવી પગથી તે માથા સુધી થરથરે તેવો સાપ અને કીડીઓનો ઉપદ્રવ, ચોગમ મોટી જીવલેણ માખીઓનો અવિરત ફફડાટ અને ગણગણાટ, ચટકાને લીધે શરીર પર પડ્યાં જતાં લોહીનાં ચકામાં–ચાઠાં અને કેટલેક ઠેકાણે ફૂટી આવતી લોહીની ટશરો! ગઈ રાતે હું સૂવાની તૈયારીમાં પડ્યો હતો, ત્યાં તો મેં જરખનો ધૂધવાટ સાંભળ્યો. હું કૂદ્યો. મેં રાઈફલ અને મશાલ હાથમાં લીધી, પરંતુ બહાર આવી જરખ પર નિશાન તાકું

તે પહેલાં તો કૂતરાએ એને નસાડી મૂક્યું હતું! ઓશીકા નીચે બંદૂક લઈને સૂવું પડે—એ તો કેવું જીવન એમ ઘડીભર તમને લાગે, પણ અહીં તો એ જરૂરી છે. ગમે ત્યારે ગમે તેવો પ્રસંગ આવીને ઊભો રહે! એવા સંયોગોમાં હંમેશાં તત્પર રહેવું એ જ ઉત્તમ ગણાય.'

આવી સ્થિતિમાં પણ આ મિશનરીઓ નિરુત્સાહ થયા ન હતા. પછીના વર્ષની નોંધમાં આ મિશનરી જણાવે છે :

'ભેજ અને કાદવકીચડનાં રોગપ્રચારક જંતુઓ મારી ભયંકર કસોટી લઈ રહ્યાં છે. માંદગીમાંથી હજી હું માંડ ઊભો થાઉં છું. હું અશક્ત છું. શક્તિ હણાઈ ગઈ હોવા છતાં જેમ તેમ આખો દિવસ કામ કર્યે જાઉં છું. હજી તો આ નાનકડો દિવસ લાગે છે. હું તેને આગામી મહાન દિવસનો ઉપોદ્‌ઘાત લેખું છું. નાનકડી શરૂઆત માનવીને ભાવિના ગર્ભમાં રહેલા ઉન્નતતર તેમ જ સુંદરતર ધ્યેય તરફ દોરી જાય છે. એવે સમયે માંડેલાં ડગલાં ભારે અને શ્રમદાયી હોય એ સ્વાભાવિક છે. આખરે એ પ્રલંબ રાત્રિ પૂરી થશે અને પરોઢ ઊગશે. મને શ્રદ્ધા છે કે ત્યારે ભૂતકાલીન વ્યવસ્થાથી તદ્દન ભિન્ન અને નૂતન વ્યવસ્થા જામી ગયેલી જોવા મળશે. કાચી કેરી કાંઈ થોડી જ વારમાં પાકે ખરી? ખાઈ બદેલા અસુરોના ઉદ્યાનને થોડી એકાદ વર્ષની અલ્પ અવધિમાં ઈશ્વરની નંદનવાટિકામાં પલટી શકાય?'

અને એટલે જ

'હું આરોગ્ય કરતો જાઉં છું. હું શીખવું છું, ભાષાંતર કરું છું, છાપકામ કરું છું, લોકોને દવાદારૂ પણ આપતો જાઉં છું, સુથારકામ પણ કરું છું. તમને એ ખૂબ વિચિત્ર લાગશે, પરંતુ આમ કર્યા સિવાય આરો જ નથી. માનવીને ઈશ્વરે પોતાની પ્રતિકૃતિ

રૂપ સર્જ્યો છે તેણે એક કામ કર્યું નથી બધા જ પ્રકારનું કામ બજાવ્યુ છે માનવીએ પણ એ જ કરવું રહ્યુ '

આવા 'મિશન' ની પાછળ પ્રેરક બળરૂપે રહેલી યુરોપીય સસ્થાઓના નામ પણ આપુ, કારણ કે એ સસ્થાઓનુ પીઠબળ ન હોત તો આમાનુ ઘણુ થઈ શકત નહિ આ સસ્થાઓમાની કેટલીક છે . આફ્રિકન એસોસિયેશન, ધી ચર્ચ મિશનરી સોસાયટી, રોમન કેથોલિક મિશન, ધી સેવન્થ ડે એડવેન્ટિસ્ટ, ડચ રીફોર્મ્ડ ચર્ચ, ધી અમેરિકન પ્રેસ્બિટેરિયન મિશન વગેરે

મિશનરીઓનો સૌથી મોટો ફાળો છે આ ખડના લોકોના શિક્ષણમા તેમણે ઠેર ઠેર શાળાઓ સ્થાપી અને જ્ઞાનવિતરણ શરૂ કર્યું આફ્રિકાના કેટલાક ભાગમા તો મિશનરી શિક્ષણ લગભગ એંશી ટકા જેટલુ થવા જાય છે તેમણે કેટલેક ઠેકાણે દવાખાનાઓ પણ સ્થાપ્યા આ સેવા દ્વારા અસખ્ય આફ્રિકનો મૃત્યુના મુખમા જતા બચી ગયા માનવ જીવનમા જ્ઞાન અને આરોગ્ય એ બે મુખ્ય તત્ત્વો છે એના વિના માનવી માનવી રહી શકે નહિ મિશનરીઓએ આ બે પ્રકારની સેવા કરીને આફ્રિકનોને નવજીવન બક્ષ્યુ છે એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી આ ખડમા મિશનરીઓ આવતા થયા ત્યારથી તેમની સાથે સ્ત્રીઓ તેમની સસ્કૃતિ પણ લાવ્યા તેમણે અહીંના વતનીઓમા સસ્કાર રેડવાનુ કાર્ય શરૂ કર્યું તેમણે તેમની કેટલીક ભૌતિક જરૂરિયાતો પર તો લક્ષ આપ્યુ જ, સાથે સાથે તેમને પોતાના જીવન અને કાર્યરૂપી પદાર્થપાઠથી નવુ જીવન જીવવાનુ બળ આપ્યુ, અમોઘ પ્રેરણા આપી આમ કરવા જતા તેમણે સહેલી યાતનાના પ્રમાણમા તેમને વરેલી સફળતાનુ પ્રમાણ ઘણું ઓછુ જ ગણી શકાય છતા તેમની સેવાવૃત્તિ, તેમનુ ચારિત્ર્ય, તેમના આદર્શો, તેમની અડગ શ્રદ્ધા–વગેરે માનવજીવનના વિકાસના મૂળભૂત તત્ત્વોની આ ખડને અપાયેલી સોગાદ તો નિરવધિ કાળ લગી ટકી રહેશે તેમા શકા નથી બિશપ મેક્ન્ઝીએ કોઈક ઠેકાણે નોંધ્યુ છે કે

'મિશનકાર્ય એ તો કેવળ પાયાના ખોદકામ જેવું અને એમાં પાયાનો પ્રથમ પથ્થર મૂકવા જેવું છે; પરંતુ એમાંય ઈશ્વરની કેવી મહાન દયા છે કે આપણને એક પથ્થર મૂકવાની પણ પરવાનગી મળી છે! ભલેને એ પથ્થર આફ્રિકાના આધ્યાત્મિક મહાલય નીચે અદૃશ્ય રહે!'

મેં તો થોડા મિશનરીઓની જ વાત આ પત્રમાં કરી છે, પરંતુ આવા મિશનરીઓની સંખ્યા તો અતિ વિશાળ છે. એમાંના બિશપ ટકર, બિશપ મેકેન્ઝી, બિશપ સ્ટીઅર, બિશપ હેનિંગ્ટન વગેરે અનેક પુણ્ય પુરુષોનાં નામ સદાય અમર રહેશે અને આ દેશના વિશિષ્ટ વિકાસના ઈતિહાસની સાથે સંકળાયેલા રહેશે.

આમાંના એક યા અન્ય કાર્ય કે સંદેશને અપનાવીને આ દેશમાં આવેલા પ્રત્યેક સાહસવીરના જીવનની કથા વાંચવા જેવી છે એટલો નિર્દેશ કરી આ પત્ર અહીં જ પૂરો કરું છું.

લિ. સંજયના

વંદેમાતરમ્

## પત્ર દશમો

# મહાવિગ્રહોમાં આફ્રિકા

પ્રિય જયંત,

આજે જ તારા તરફથી એક પત્ર મળ્યો પ્રત્યુત્તરની અપેક્ષા પૂર્વક નહિ લખેલા મારા પત્રના જવાબરૂપે તે એ લખ્યો છે એવો ધ્વનિ હુ એમાથી તારવી શક્યો દરેક પત્રનો પ્રત્યુત્તર મને મળે તેવી હુ અપેક્ષા અવશ્ય નથી રાખતો, પરંતુ એથી તારા કાગળની યે ઝખના નથી કરતો તેમ તો કેમ કહેવાય ? તને જેટલો મારા પત્રથી હર્ષ ઉપજે છે તેટલો જ હર્ષ મને પણ તારા તરફથી સમાચાર મળતા થાય છે. આવો સાફ એકરાર તો મે આગળના પત્રમા પણ કર્યો જ છે તારા પ્રત્યુત્તરમાથી હવે પછી મારે 'બે મહાન વિશ્વયુદ્ધો અને તેની આફ્રિકા પર પડેલી અસર' વિષે લખવુ એ સૂચન પણ મને મળ્યુ જો બે વિશ્વવિગ્રહો પર તો ગ્રથો લખાયા છે એ બન્નેને મારે એક સામટા એક જ પત્રમા સમાવી દેવા તે ધારીએ તેટલુ સહેલુ કાર્ય નથી ખરી રીતે મારે એ વિષય પર ઊડો અભ્યાસ કરવા માટે તારી પાસેથી સમય માગી લેવો જોઈએ પરંતુ જો તલસ્પર્શી અભ્યાસ કરવા જાઉ તો આ પત્રની સીમાને મારે ઓળગી જવી પડે એટલે અહી એક જ બેઠક અને તે પણ વિશેષ અભ્યાસની દરકાર રાખ્યા સિવાય આ પત્ર લખવા બેસી જાઉ

છુ આમ કરવા જતા જો હુ તને ચોક્કસ વિગતો ન આપી શકુ તો તુ મને ક્ષમા કરજે. વળી આફ્રિકાની વાત લખવા જતા એને બે વિગ્રહોની પશ્ચાદ્ભૂ પણ આપવી પડશે એટલે પશ્ચાદ્ભૂમિકા આ પત્રમા તને વધુ પડતી જગ્યા રોકતી લાગે તો પણ તારે નારાજ થવુ જોઈએ નહિ

આપણી આ વીસમી સદી જગતના ઇતિહાસમા હમેશને માટે નોંધાઈ રહેશે આ સદીમા મચેલા આ બે હત્યાકાડો માનવજીવનની અત્યત કરુણ ઘટનાઓ છે આપણા સમાનિત ગ્રથો—રામાયણ અને મહાભારતમાના યુદ્ધો વિષે વાચીએ છીએ ત્યારે આપણામા પણ 'અર્જુન વિષાદ' પ્રગટ્યા સિવાય રહેતો નથી આપણા જીવનકાળ દરમિયાન ખેલાયેલા આ બે યુદ્ધો પણ ગમે તેવા સહૃદયી માનવીના અતરમાં એવો વિષાદ ભરી દીધા સિવાય રહેતા નથી આ બેઉ વિશ્વયુદ્ધોમા એક રાજ્યના સૈન્યે અન્ય રાજ્યના સૈન્ય પર આક્રમણ કર્યુ હોય તેવુ નહોતુ એ યુદ્ધમા તો અનેક રાષ્ટ્રો સડોવાયા હતા પાછલી સદીમા યોજાયેલા નાનકડા યુદ્ધોની સરખામણીમા આ બે યુદ્ધોએ નિપજાવેલી ખુવારીનો આંક અકલ્પ્ય તેમ જ અભૂતપૂર્વ હતો એમા કેવળ જળ અને સ્થળ પરનાં જ યુદ્ધો નહોતા, પરતુ અવકાશી યુદ્ધો પણ હતા સબળ રાષ્ટ્રોએ એ દ્વારા દર્શાવેલી યુદ્ધપ્રિયતા તથા જગતના માનવસમાજને કચડી નાખવાની ધૃષ્ટતાને જગતના માનવીઓ કદી ભૂલી શકશે નહિ

આમાનુ પ્રથમ યુદ્ધ ચાલ્યું ચાર વર્ષ કરતા યે વધુ ૧૯૧૪ થી ૧૯૧૮ નો એ સહારકાળ—દ્વિતીય વિશ્વવિગ્રહ એના કરતા યે બે વર્ષ વધુ લબાયો, અને એ રીતે એ ૧૯૩૯ થી ૧૯૪૫ નો કાળ આગળના સમય કરતા તો કયા ય વધુ ખતરનાક નીવડ્યો પ્રથમ વિગ્રહને ઇતિહાસકારો વિશ્વયુદ્ધ નહિ, પણ યુરોપીય વિગ્રહ તરીકે લેખે છે, જ્યારે દ્વિતીય વિગ્રહને તેઓ ખરા વિશ્વવિગ્રહ તરીકે ઓળ-

ખાવે છે પ્રથમ વિશ્વયુદ્ધના પ્રારંભકાળે જર્મની અત્યંત સબળ સામ્રાજ્ય હતું બ્રિટન અને ફ્રાન્સ તે વખતની મહાસત્તાઓ હતી તેમની રિદ્ધિસિદ્ધિ જોઈને જર્મન સમ્રાટ વિલિયમ બીજાની આંખમાં ઈર્ષાનો દાવાનળ ભભૂકયો તેને પેલી મહાસત્તાઓના પ્રભુત્વમા ભાગ પડાવવાની અદમ્ય ઝંખના જાગી કોઈ ઇતિહાસકારે સાચુ જ કહ્યુ છે કે છેલ્લાં ત્રીસ હજાર વર્ષોમા જીવનની દૃષ્ટિએ માનવીએ પ્રગતિ સાધી નથી એ જ્યા નો ત્યા જ રહ્યો છે સત્તાની લોલુપતા આદિ કાળથી જ ચાલી આવે છે માનવીની એ વાસના—સ્થૂળવાસના કયારે ફીટશે તેની કોને ખબર? સત્તાની ઘોર ભૂખે જર્મનીએ યુદ્ધની તૈયારીઓ માંડી એને બહાનુ મળ્યુ ૧૯૧૪ મા ઓસ્ટ્રિયાના રાજકુમારની હત્યા થઈ ઓસ્ટ્રિયાએ સર્બિયાને એમા કારણભૂત ગણ્યુ બન્ને વચ્ચે યુદ્ધના તણખા ઝરવા લાગ્યા એ યુદ્ધને બીહામણુ બનાવવા જ એમા ભળ્યા અન્ય રાષ્ટ્રો જર્મનીએ ઓસ્ટ્રિયાનો પક્ષ લીધો તેમને સાથ મળ્યો તુર્કસ્તાન તથા બલ્ગેરિયાનો બીજો પક્ષ પણ દુર્ગમ રચાયો બ્રિટન, ફ્રાન્સ રશિયા તથા અન્ય કેટલાક નાના રાજ્યો એમા ભળ્યા જ્યારે માલિકના ઘરમા યુદ્ધ જામે ત્યારે ઘરના નોકરોએ તો માલિકને સાથ આપવો જ રહ્યો! આમ કેનેડા, ભારત દક્ષિણ આફ્રિકા ન્યૂઝીલેન્ડ વગેરે એ બ્રિટિશ રાષ્ટ્રના પક્ષકારો તરીકે ભાગ લીધો કે તેમને લેવો પડયો આ રીતે ઓસ્ટ્રિયા—સર્બિયાની લડાઈ પ્રચંડ વિગ્રહમા પરિણમી જર્મનીને બે સરહદો એકસાથે સંભાળવાની આવી પડી એક તરફ પૂર્વમા એને રશિયા સાથે ઝઝૂમવાનુ હતુ, ત્યારે બીજી બાજુએ પશ્ચિમમા ફ્રાન્સ અને બ્રિટન જોડે આમ જર્મનીને માટે આ કાર્ય ખૂબ વિકટ બની રહ્યુ

જય અને પરાજયની દોલા પર ઝૂલતા અને અસ્થિરતા અનુભવતા જર્મનોએ અદ્‌ભુત શૌર્ય બતાવ્યુ તેમણે સબમરીનો દ્વારા ઘણો વિનાશ સર્જ્યો અંગ્રેજોના અનાજ પુરવઠાને ડુબાડી ભયાનક

વર્ષના ગાળામા તો આમ પૂર્વ આફ્રિકામા જર્મન સુરક્ષિત વસાહત ઊભી થઈ ગઈ ટાગાનિકા તેમ જ રુઆન્ડા–ઉરુન્ડી જર્મનીના સરથાન બની ગયા અને તેમને નામ અપાયુ જર્મન પૂર્વ આફ્રિકા આ રીતે કેવળ કિનારાનો જ નહિ, પણ આતરિક ભાગ પણ તેમની સત્તા નીચે આવ્યો આ સ્થાપના દરમિયાન તેમને દક્ષિણ ટાગાનિકાની આગોની જાતિનો સામનો કરવો પડ્યો એ આફ્રિકન જાતિ પરદેશીઓ પ્રત્યે અત્યત ઘૃણાભરી દષ્ટિથી જોતી હતી વળી તેમની જમીન પર આ સત્તાનો અધિકાર જામતો જતો જોઈ એ લોકો ગેષે ભરાયા તેમણે બળવો કર્યો પરતુ જર્મન સત્તાએ ગામો અને ખેતરો ઉજ્જડ કરી નાખ્યા અને અસખ્ય આફ્રિકનોને મારી નાખ્યા જોર જુલમથી ૧૯૦૬મા આ બળવો દાબી દેવાયો

આ રીતે સ્થાપિત થયેલા આ જર્મન સરથાનમા આ ગાળામા ઠીકઠીક પ્રગતિ સધાઈ હતી દારેસ્સલામ પાટનગરનુ સ્થાન ભોગવતુ થયુ ભારતીય વેપાર કઈક અશે વધ્યો નવી રેલવે લાઈન નખાઈ જર્મનોની લાલ આખને લઈને ભય અને ત્રાસ ઓછા થયા પરતુ પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળતા તેની અસર અહી પણ પહોચી અગ્રેજોએ જર્મનો પર આક્રમણ કર્યુ અનેક ભારતીય સૈનિકો જર્મનોને હાથે સહાર પામ્યા જર્મનોને શરૂઆતમા વિજય પણ મળ્યો વેપાર બધ પડી ગયો જર્મન સેનાપતિ પૉલ વૉન લેટોવ વૉર્બેકનુ યુદ્ધતત્ર આ લડાઈમા અત્યત સયુક્તિક હતુ જર્મનોનો યુરોપમા પરાજય થયો ત્યારે ય તેણે મચક આપી નહિ તેણે ઘોર નિરાશાની પળોમા પણ નૈરાશ્ય સેવ્યુ નહિ તેણે અગ્રેજ સૈન્યને ખૂબ હફાવ્યુ એમા તેના વફાદાર આફ્રિકન સૈનિકોએ પણ નોધપાત્ર ફાળો આપ્યો સેનાપતિ સ્મટસના સૈન્યને ય તેણે કુશળતાપૂર્વક હફાવ્યા પરતુ જ્યારે યુરોપમા જર્મની હાર્યુ અને વિગ્રહ બધ પડ્યો ત્યારે લેટોવે પણ સેનાપતિની અદાથી શસ્ત્રો હેઠા મૂક્યા

ઇતિહાસ વોન લેટોવને એક અદના સેનાપતિ તરીકે બિરદાવે છે. તેણે અસહાય શત્રુ પર કે દુશ્મન સૈન્ય પર હાથ ઉઠાવ્યો નહિ કે કદી તેમની નિર્બળતાનો લાભ ઉઠાવ્યો નહિ આખરે આ યુદ્ધબંધી પછી ટાંગાનિકા પર બ્રિટનનું સંરક્ષણ આવ્યું અને જર્મન સત્તાનો ઊંચે ચડેલો સૂર્ય અસ્ત થયો.

બીજી તરફ જોઈએ તો પોર્ટુગીઝ તથા વલંદા લોકોની સત્તાના દોર નીચે રહેલું કેમેરૂન બ્રિટનની સત્તા નીચે આવવા જતું હતું. પરંતુ જર્મનોએ એના અધિકાર વિષે બ્રિટન કરે તે પૂર્વે જ સ્થાનિક મુખીઓ સાથે સહીસીક્કા કરી લીધા હતા. આમ કેમેરૂન પર પણ જર્મન સત્તા હતી. પ્રથમ વિશ્વવિગ્રહ દરમિયાન અંગ્રેજ–ફ્રેંચ–દળોએ કેમેરૂનને પણ તાબે કરી લીધું. આમ જર્મનોની સત્તા ત્યાંથી પણ નાબૂદ થવા પામી. યુદ્ધવિરામ બાદ 'લિગ ઑફ નેશન્સ' વતી કેમેરૂનનો વહીવટ ફ્રાન્સ તથા બ્રિટન પાસે આવ્યો. કેમેરૂનનો વિશાળ ભાગ ફ્રાન્સની હકુમત નીચે રહ્યો, જ્યારે નાનકડા ભાગનો વહીવટ અંગ્રેજોને ફાળે ગયો. ઇજિપ્તમાં પણ જર્મનો છેક જૂના કાળથી વેપાર અર્થે આવેલા હતા. અગત્યના ઘણા હોદ્દાઓ જર્મનો ભોગવતા હતા. તેમના સ્થાનને પણ આ યુદ્ધ ફટકો લગાવ્યો. આમ જર્મનોને યુરોપમા તેમજ આફ્રિકામાં પોતે આદરેલા દુઃસાહસનો બદલો મેળવવાનો સમય આવી લાગ્યો. તેને યુદ્ધખોરી માટે મોટો દંડ ભરવો પડ્યો એટલું જ નહિ પણ તેમનાં વિનાશક શસ્ત્રો પર પણ નિયંત્રણ મુકાઈ ગયું. આફ્રિકામાંનું તેમનું વર્ચસ્વ લગભગ નાબૂદ થઈ ગયુ.

આ યુદ્ધે 'લીગ ઑફ નેશન્સ'ને જન્મ આપ્યો. પરતુ એમા વિશ્વના બધાં જ અગ્રગણ્ય રાષ્ટ્રો એક યા અન્ય કારણે સ્થાન ન પામ્યાં. તેમાં જોડાયેલાં રાષ્ટ્રો પણ સમય આવ્યે સભ્યપદ છોડી દઈને સત્તા વધારતાં રહ્યાં. જર્મની પડ્યું તો ખરું, પરંતુ એના આંતરિક

પ્રત્યાઘાતો શમ્યા નહિ આતરિક પરિતાપ અને સઘર્ષને પરિણામે જર્મનીમા એક નવો પક્ષ ઊભો થયો. એ પક્ષ હતો રાષ્ટ્રીય સમાજ વાદી પક્ષ એને નેતારૂપે મળ્યો એડોલ્ફ હિટલર એ પક્ષ તે જ નાઝી પક્ષ—આ પક્ષ પ્રબળ બનતો ગયો તે વખતે પણ જર્મનીને પ્રતિવાર્ષિક ખ ડણી ભરવી પડતી હતી હિટલર સત્તા પર બિરાજ્યો કે તેણે એ યુદ્ધદ ડ ભરવાનુ બ ધ કર્યુ તેણે બેકાર લોકોને કામ આપી સતોષ્યા, અને સ્વરાષ્ટ્રને ફરીથી સજ્જ કરવાનુ બીડુ ઝડપ્યુ એ સમય દરમિયાન જેના હાથમા ખરી સત્તા હતી તે મુસોલિનીએ પણ ઈટાલિમા ફાસીસ્ટ પક્ષની રચના કરી જ્યારે તેણે સમ્રાટપદ ધારણ કર્યું ત્યારે તેના અ તરમા પણ પુરાતન રોમન સામ્રાજ્યની પુન સ્થાપના કરીને મહાન રોમનસમ્રાટ થવાનુ સ્વપ્ન સાકાર કરવાનુ કાર્ય હાથ ધર્યું ૧૯૩૬મા તેણે આફ્રિકાખ ડના રાજ્ય—ઈથિયોપિયા પર આક્રમણ કરી તેને જીતી લીધુ તેણે મહાન હિટલરની મૈત્રી સાધી—૧૯૩૯ના વર્ષ લગીમા તો હિટલરની યુદ્ધ તૈયારીઓ પૂરી થવા આવી આગળ જર્મનીએ કરેલી ભૂલને તેણે સુધારી લેતા રશિયા સાથે મૈત્રી બાધી રશિયાનો તેને સાથ મળ્યો જર્મનીએ ફરીથી યુદ્ધની નોબત વગાડી તેણે આક્રમણ શરૂ કર્યું પોલેન્ડ પડ્યુ તેને બ્રિટને સાથ આપ્યો એ મેદાને પડ્યુ તેણે ફ્રાન્સને સહાય આપી હોલેન્ડ, ડેન્માર્ક, નોર્વે, બેલ્જિયમ વગેરે પર જર્મનીએ હુમલા કર્યા બ્રિટન આગળ વધ્યુ, પણ ડનકર્ક આગળ તેને પીછેહઠ કરવી પડી અ ગ્રેજ સૈન્ય સ્વદેશમા ભરાઈ ગયુ જર્મનીએ એ પછી ફ્રાન્સ પર હલ્લો કર્યો ફ્રાન્સને શરણે આવવુ પડ્યુ મુસોલિનીએ પણ સમરાગણમા ઝુકાવ્યુ અ ગ્રેજ વડાપ્રધાન ચર્ચિલે અ ગ્રેજોને મહાન પ્રેરણા આપી, અને આગળ વધવાની હાકલ કરી એનામા હિટલરની મતિ ફરી અને તેણે ૧૯૪૧મા એકાએક રશિયા

પર હુમલો કર્યો. રશિયનો અણધારી મુસીબતમાં મુકાઇ ગયા, પરંતુ તેમણે નક્કર સામનો કર્યો અને જર્મનોને પાછા પડવું પડ્યું. અન્ય પક્ષે જર્મનીના સાથી જાપાને પર્લ હાર્બરમાં રહેલા અમેરિકન નૌકાકાફલા પર આક્રમણ કર્યું. એ વખતે અમેરિકાએ કેવળ જાપાન સામે જ નહિ, પણ જર્મની અને ઇટલિ સામે પણ યુદ્ધ કરવાની ઘોષણા કરી. જાપાને અગ્નિએશિયાનો કેટલોક ભાગ જીતી લીધો. ભારત તેમ જ ઓસ્ટ્રેલિયા પર પણ જાપાની ભયના ઓળાઓ ઝૂમવા લાગ્યા. ત્યારે ઇટલિ અને જર્મનીએ મળીને ઉત્તર આફ્રિકાનો ઘણો ભાગ કબજે કરી લીધો. અહીં ફ્રાન્સની પડતી થતાં મોરોક્કો, અલ્જિરિયા, ફ્રેન્ચ વેસ્ટ આફ્રિકા વગેરે હિટલરના કબ્જામાં આવ્યાં. અંગ્રેજોએ તેમને આગળ વધતા રોકયા. ઇજિપ્તમાં અલ આલામેઇન આગળ તેમણે જર્મનીને શિકસ્ત આપી. જર્મનો ટયુનિસ તરફ ભાગવા લાગ્યા. ત્યાં ઘણા સૈનિકો પકડાઈ ગયા. આ દરમિયાન આઈઝન હોવરની સરદારી નીચે અમેરિકન લશ્કર પણ અંગ્રેજોની મદદે પહોંચ્યું. અંગ્રેજ અને અમેરિકન લશ્કરે મળીને ઇટલિ પર હુમલો કર્યો. ઇટાલિ પડ્યું. મુસોલિનીને જબરો આઘાત લાગ્યો. ત્યારબાદ થોડા જ કાળમાં તેની હત્યા થઈ. જર્મન સૈન્યનું બળ પણ ખૂટયું. એની હાર થઈ. એ પછી સંયુક્ત દળોએ ફ્રાન્સમા પણ જર્મનીને ફટકો આપ્યો. એક બાજુએ આ સંયુક્ત દળ અને બીજે પક્ષે રશિયા! જર્મની પરાજિત થયું. હિટલરે આત્મહત્યા કરી. જર્મનોએ શરણ સ્વીકાર્યું. અમેરિકનોએ હિરોશિમા અને નાગાસાકી પર બોંબમારો કર્યો જાપાન પણ એથી ભયભીત થઈ ચૂકયું.

બ્રિટનના વડાપ્રધાન ચર્ચિલ, અમેરિકન પ્રેસિડેન્ટ ફ્રાંકલિન રૂઝવેલ્ટ, અને રશિયન સરમુખત્યાર જોસેફ સ્ટાલિનની તહેરાન તથા ક્રીમિયામાં થયેલી સલાહસંમતિનું શુભફળ આવ્યું. 'લીગ ઑફ

નેશન્સનું સ્થાન સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાએ લીધું અને જગતને આ યુદ્ધ બાદ એક રાષ્ટ્રનું, શાંતિનું અને સહઅસ્તિત્વનું નવું સ્વપ્ન લાધ્યું. જો કે પારાવાર ''ખુવારીરૂપી ચૂકવેલા મૂલ્યના પ્રમાણમાં આ ઘણું ઓછું ગણાય.

આ મહાવિગ્રહની અસર આફ્રિકા પર ઘણી જ પ્રબળ થઈ. ઉત્તર આફ્રિકા આ ખંડમાં જાણે યુરોપીય સત્તાઓની મુખ્ય યુદ્ધ-ભૂમિરૂપ બની ગયું. પ્રથમ વિશ્વયુદ્ધ વખતે સાથ આપ્યો હતો તેના કરતાં સંખ્યામાં અઢીત્રણગણા આફ્રિકનોનો સાથ આ બીજા વિગ્રહમા રહ્યો. લીબિયાના સીરેનેઇકા પ્રાંતની રાજધાની પર તો અસંખ્ય વખત હુમલાઓ થયા. ઇટલિની હાર થતાં ઈથિયોપિયા ૧૯૪૧માં તેની ચૂડમાંથી મુક્ત થયું. લીબિયામાંની ઈટાલિયન સત્તા પણ નાશ પામી. ત્યાંની વ્યવસ્થા અંગ્રેજોના હાથમાં આવી.

ટયુનિસમાં રહ્યાસહ્યા જર્મન વર્ચસ્વનો અંત આવ્યો. તેનો કબજો અંગ્રેજ-અમેરિકન દળોએ લઈ લીધો. કાસાબ્લાંકા ખાતે યોજાયેલી પરિષદમાં પ્રેસિ. રૂઝવેલ્ટ હાજરી આપી. ઇજિપ્ત એક રીતે તટસ્થ જ રહ્યું હતું, પરંતુ કેરો મધ્યપૂર્વની યુદ્ધસામગ્રી વારતેનું અગત્યનું મથક બની ગયું હતું. આફ્રિકામા થયેલ આ યુદ્ધમાં ઈથિયોપિયન, ભારતીય તેમ જ અંગ્રેજ લશ્કરે મળીને ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો. સીએરાલીઓનનું ફ્રીટાઉન બંદર તો આ યુદ્ધ દરમિયાન આવજા કરતાં અનેક જહાજોનું જાણે મુખ્ય મથક નીવડ્યું. ૧૯૪૫માં જ્યારે પેરિસમાં ઉત્તર આફ્રિકાના તાંજીરને લગતી સલાહ-વિચારણા થઈ ત્યારે તેમા બ્રિટન અને ફ્રાંસે ખૂબ રસપૂર્વક ભાગ લીધો. ટૂંકમાં ઉત્તર આફ્રિકા-આ દ્વિતીય વિશ્વવિગ્રહનું અત્યંત અગત્યનું યુદ્ધક્ષેત્ર અને સાક્ષી બની રહ્યું.

અને તેમ છતાં એ યુદ્ધની અસર તો સમગ્ર આફ્રિકા પર

પડયા સિવાય રહી નહિ. આફ્રિકનોને વિશ્વની મહાસત્તાઓમાં કોણ કેટલામાં છે તેનો આછો ખ્યાલ આવ્યો. જેમ વિશ્વના નકશામાં ફેરફાર થયા તેમ આફ્રિકાના નકશામાં પણ પરિવર્તન આવ્યું.સૌથી અગત્યનો આડકતરો ફેરફાર તો એ થવા પામ્યો કે યુરોપનાં મહાન રાષ્ટ્રોની આફ્રિકા પ્રત્યેની નીતિમાં જબ્બર પરિવર્તન આવ્યું. આ ખંડના લોકોમાં સ્વાતંત્ર્યની નવી ભાવના જાગી. લોકો રાજદ્વારી બાબતોમાં પ્રજાજનોના અધિકારો, લોકમત, આત્મનિર્ણયનો અધિકાર, આંતરરાષ્ટ્રીય સલામતી, યુદ્ધસર્જિત વિનાશ, શૈક્ષણિક તેમજ સામાજિક વિકાસ વગેરે પ્રશ્નો પર વિચારતા થયા. રાષ્ટ્રસમૂહના દેશો વચ્ચેની સાંકળ મજબૂત બનવા લાગી અને તેમાં સ્વતંત્ર થતાં આફ્રિકન રાજ્યો, પણ જોડાવા લાગ્યાં. સંયુક્ત રાષ્ટ્રમંડળના સભ્યોની નજર પણ આ વિરાટ ખંડ અને તેનાં પ્રજાજનો પર પડી આ ખંડના વિકાસ કાર્યક્રમોમાં પણ જગતની મહાન સત્તાઓની સહાય મળવા લાગી. આ વિશ્વવિગ્રહે આ ખંડના લોકોનું વૈજ્ઞાનિક વિકાસ પરત્વે પણ ધ્યાન ખેંચ્યું. એણે માનવ કલ્યાણની અને માનવહિતની પણ નવી દૃષ્ટિ આપી. આમ દ્વિતીય વિશ્વવિગ્રહ પછી આ ખંડમાં જાણે કે નવોત્થાન અને નવસર્જનની મોસમ આવી હોય તેમ જણાય છે.

ઇતિહાસકારો નોંધે છે તેમ યુદ્ધોત્તર સંસ્કૃતિએ ભૌતિક ક્ષેત્રમાં તો વિશ્વમાં કોઈ પણ કાળે વિકાસ પામેલી સંસ્કૃતિના શિખરને સર કર્યું છે. સાથે તેણે ભય પણ એટલો જ વધારી દીધો છે કે હવે પછી એકાદ વધુ વિશ્વયુદ્ધ થવા પામે તો માનવજાતિ અને માનવ–સંસ્કૃતિનો એવો વિધ્વંસ આવે કે એમાંથી કશું બચવા પામે જ નહિ. આથી જ કદાચ ત્રીજા વિશ્વયુદ્ધના ઓળાઓ ક્યારેક છવાતા લાગે છે ત્યારે પણ ઊડી જતા દેખાય છે.

આ બધો વિચાર કરીએ છીએ ત્યારે મનમાં પ્રશ્ન ઊઠે છે કે સત્તા અથવા આધિપત્ય જમાવવાના મોહમાંથી શું મહાન સામ્રાજ્યો

છૂટશે જ નહિ ? જગતનાં લોકો—જાતિ, રંગ આદિ ભેદને સર્વથા મિટાવીને–ખભેખભા મિલાવીને ક્યારે લોકકલ્યાણની–વિશ્વકલ્યાણની ભવ્ય મંજિલ પ્રતિ પ્રયાણ કરશે અને એ માનવમહેરામણના અવિરત ગુંજતા પ્રશાંત સૂરોથી ત્રિભુવનને ભરી દેશે ?

માનું છું મહાવિગ્રહોમાંના આફ્રિકાની વાત તને વાંચવી ગમશે.

લિ૦ સંજયના
વંદેમાતરમ્

## પત્ર અગિયારમો

# ઐતિહાસિક નિર્ણય

પ્રિય જયંત,

મારા જુદા જુદા પત્રોમાંથી તને હવે એ ખંડના પ્રાચીન ઇતિહાસ વિષે ઠીક ઠીક માહિતી ઉપલબ્ધ થઈ હશે એ માહિતી તને બીજા તો કોઈ વ્યવહારુ ઉપયોગમાં આવે તો કોણ જાણે? પણ આ ખંડમાં તેં પગ મૂક્યો નથી તો પણ તું એ વિષે બેધડક વાત કે ચર્ચા તો જરૂર કરી શકે. આગળના મારા પત્રો પરથી તને એ તો ખ્યાલમાં આવી ગયું હોવું જોઈએ કે વિશેષતઃ દ્વિતીય વિશ્વયુદ્ધ પછી જગતનાં અગ્રગણ્ય રાષ્ટ્રોની દૃષ્ટિ આ અલ્પવિકસિત ખંડ પર પડવા પામી. હવે આ મહાખંડના વિકાસમાં પોતાનો ફાળો આપવા ઉત્કંઠા ધરાવતાં રાષ્ટ્રોને એ કાર્યમાં સાથ આપ્યાથી લાભ તો છે જ. આવા રાષ્ટ્રો એક તરફ વિશ્વના અન્ય વિશાળ દેશ તરફ તેમની ફરજ અદા કરે છે તો બીજી તરફ સહાયક દેશને પણ એથી ફાયદો થયા વિના રહેતો નથી. જેમ જેમ પરદેશો તરફથી સહાય મળતી જાય તેમ તેમ ઉદારતાપૂર્વક મદદ પૂરી પાડનાર દેશને એ મદદનું વળતર પણ મળતું જાય. અહીંની કાચી પેદાશમાં વૃદ્ધિ કરનાર દેશ એ કાચી પેદાશોમાંથી પાકો માલ બનાવીને એને અહીં જ વેચવા માટે એક મોટું બજાર ઊભું કરી શકે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી વિકાસ યોજનાઓ

દ્વારા નવસર્જન અને નવવિધાનને રાહે પડેલા દેશની સાથેની મૈત્રી હાનિકારક તો ન જ નીવડે. આવાં રાજદ્વારી કારણોસર જ હજી યે કેટલાક દેશ અને વિશ્વનાં કેટલાંક રાષ્ટ્રો જગતને સારુ 'ઈશ્વરે અનામત રાખેલા, પ્રદેશ તરીકે ઓળખે છે. કુદરતે જે ધરતીના પેટાળમાં જગતની પેદાશના અઠ્ઠાણું ટકા હીરા, ત્રીજા ભાગનાં મેંગેનીઝ અને ફોસ્ફેટ જેવા પદાર્થો ભર્યા છે તેમ જ દશમા ભાગનું ઊન જે પ્રદેશ વિશ્વને પૂરું પાડે છે તેવી દૂઝણી ગાય જેવી ભૂમિ પર કોની નજર ના જાય? વળી જેમ જેમ એ ધરતીની માવજત થતી જાય છે તેમ તેમ તેનો પાક પણ અનેકગણો વધતો જાય છે. જેટલી આ વસુધાને રીઝવવામાં આવે છે તેટલા જ પ્રમાણમાં એ તુષ્યમાન થઈને વધુ અને વધુ વસુ (લક્ષ્મી) એ જગતને ચરણે ધરે છે. હાલના એક અંદાજ પ્રમાણે આ ખંડમાંથી વીસ અબજ કિલોવોટ વીજળી ઉત્પન્ન કરી શકાય તેટલો પાણીનો પુરવઠો છે. આ દિશામાં આફ્રિકાએ વિકાસ સાધવો આરંભી દીધો છે. કોંગોમાં કટાંગા તથા યુગાંડામાં 'ઓવન ફોલ્સ, વગેરે સિદ્ધ થયેલી યોજનાઓ ઉપરાંત રોડેશિયામાં કરિબા યોજના તેમ જ કોંગો નદી પરની વિશ્વમાં મોટામાં મોટી ઇંગા યોજના પૂરેપૂરી કામ કરતી થઈ જશે ત્યારે આ દેશની સમૃદ્ધિમાં કેવી છોળ આવશે? હમણાં હમણાં તો આફ્રિકાની ભૂમિએ એલ્યુમિનિયમ તથા તેલ પણ જગતમાં વહેચવાની યોજના સ્વીકારી છે. 'અંધકાર ખંડ' નું આળ પામેલો આ દેશ આજે વિશ્વનાં અગ્રગણ્ય રાષ્ટ્રોને પણ સમૃદ્ધ કરવાની સ્થિતિએ પહોંચતો જાય છે.

જાણે ગયા 'પત્રના અનુસંધાનમાં જ ન લખવા બેઠો હોઉં' તેમ કાગળ લખાતો ગયો. હું યે શરૂઆતથી જ એ વિચારના પ્રવાહમાં તણાતો ચાલ્યો. જ્યારે આ પત્ર લખવાનો આરંભ કરતો હતો ત્યારે મનમાં કંઈક જુદું જ લખવા વિષેનો વિચાર ચાલતો હતો. પરંતુ

કંઈ નહિ; પ્રથમ પત્રથી જ મેં આવા પ્રકારની અસંબદ્ધતા માટે તારી ક્ષમા ક્યાં નથી માગી લીધી? એમ કરી લેવાની પાછળનું કારણ એ હતું કે હું ક્યાં કોઈ વિદ્યાપીઠની ઉપાધિ સારુ મહાનિબંધ લખવા બેઠો છું કે મારે રૂપરેખા (synopsis) દોરવાની જરૂર પડે અને અસંબદ્ધતામાં પણ ક્યાં મજા નથી આવતી? તને તો ખબર છે કે મને જેટલો વ્યવસ્થા (orderliness)માં રસ છે તેના કરતાં અવ્યવસ્થામાં વધુ રસ નહિ તો તેટલો તો છે જ! વ્યવસ્થા રહિતતા(chaos)માંથી જ વ્યવસ્થા નથી પ્રગટતી? અહીં પણ એવી જ રીતે આગળ ચાલું.

તને યાદ હશે કે આ ખંડમાં હબસીયો, બુશમેન, હેમિટિક, નાઈલો હેમિટિક, હોટેન્ટોટ, સેમિટિક વગેરે લોકો વસે છે. કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે આ વિભાગોને જાતિની સાથે સંબંધ છે તેના કરતાં વિશેષ સંબંધ છે—ભાષા, પ્રણાલિકાઓ તથા રીતરિવાજો સાથે. એ રીતરિવાજોને અનુસરીને જ ભિન્ન ભિન્ન આફ્રિકન જાતિઓના પારસ્પરિક સંબંધ વિવિધ પ્રકારના હોય છે. બગાન્ડા, કિકુયું, મસાઈ, યોરૂબા વગેરે જાતિઓનું આધિપત્ય પણ આને જ આભારી છે. પિગ્મી, બુન્યોરો, હાઉસા, કામ્બા આદિ જાતિઓની લઘુતા પણ આનું જ ફળ છે. આ દૃષ્ટિએ જોઈએ તો અંદરોઅંદર પણ વિવિધ આફ્રિકન જાતિઓના સંબંધ વિવિધ પ્રકારના હોય છે. આફ્રિકનોના સ્થાનિક વસાહતી પ્રજાઓ સાથેના સંબંધ તો જુદા જુદા હોય જ. દક્ષિણ આફ્રિકા, દક્ષિણ રોડેશિયા, કેનિયા વગેરે સ્થળે, જ્યાં વસાહતી પ્રજાનું પ્રમાણ વિશેષ છે ત્યાં, તેમનો આફ્રિકન જાતિઓ તરફથી થતો વિરોધ પણ એટલો જ જોવા મળે છે. દક્ષિણ આફ્રિકાની પરિસ્થિતિથી તો સહુ કોઈ વાકેફ છે. ત્રણસો જેટલાં વર્ષોથી ત્યાં ધામા નાખીને પડેલી વસાહતી પ્રજા ત્યાંના પ્રદેશને સ્વમાલિકીનો પ્રદેશ જ ગણે છે. અલબત્ત ત્યાં પ્રવર્તમાન ઉદ્યોગોને લઈને તેમને આફ્રિકનોના સાથ કે

સહકાર વિના ચાલે તેમ નથી એ ખરું, પરંતુ તેમની સંસ્કૃતિ રીત-રિવાજ, રહેણીકરણી અસ્પૃશ્ય અથવા અગ્રાહ્ય છે અને અન્ય પ્રજાઓ કે આફ્રિકનો એ દેવાંશી તત્ત્વોથી વિમુખ રહેવાને સર્જાયેલાં છે એવી ભાવના પ્રતીતિકર નથી. આ નીતિ રાજ્યકર્તાઓને ભલે અલગતાવાદ, વાડાવાદ, જાતિવાદ (APARTHED) પર ભાર મૂકવા પ્રેરે, પરંતુ એ પ્રજામત છે, એ અલગ વિકાસ, અલગ નિવાસ, અલગ કેળવણી વગેરેની ભાવના સમગ્ર પ્રજાજનોની દષ્ટિનું પરિણામ છે તેમ ગણી શકાય નહિ. જ્યાં સ્થાપિત આપખુદ રાજનીતિ અમુક ચુસ્ત પ્રકારની હોય ત્યાં પ્રજામતનું ગજું કેટલું ? આ નીતિમાં કેમ, ક્યારે અને કેવી રીતે પરિવર્તન આવશે—જો કે જ્યારે સમગ્ર વિશ્વની દૃષ્ટિમાં પરિવર્તન આવ્યું છે અને આવતું જ રહેવાનું એ નક્કર વાસ્તવિકતા છે ત્યારે પણ—એ પ્રશ્નને આપણે કાળના હાથમાં સોંપી દઈએ એ જ યોગ્ય છે. દક્ષિણ રોડેશિયા અને કેનિયાની વાત કરીએ તે પૂર્વે આપણે આવા થોડા પ્રદેશોની યુરોપિયન–આફ્રિકન વસ્તીના પ્રમાણને જરા જોઈ લઈએ.

| | | | |
|---|---|---|---|
| દક્ષિણ આફ્રિકા : | ૧ : ૪ | ન્યાસાલેંડ : | ૧ : ૩૫૦ |
| દક્ષિણ રોડેશિયા : | ૧ : ૨૭ | એંગોલા : | ૧ : ૪૦ |
| કેનિયા : | ૧ : ૧૦૦ | મોઝામ્બિક : | ૧ : ૧૧૨ |
| ટાંગાનિકા : | ૧ : ૩૫૦ | કોંગો : | સ્વાતંત્ર્ય બાદ કેટલો ફેરફાર થયો તે કહેવું મુશ્કેલ છે. |

આ પ્રમાણ તરફ આપણે દૃષ્ટિ કરીએ કે તરત જ આપણને ખ્યાલમાં આવે કે દક્ષિણ આફ્રિકાની પરિસ્થિતિ કરતાં દ. રોડેશિયાની પરિસ્થિતિ ભિન્ન છે. એ ઉપરાંત દ. આફ્રિકાની યુરોપીય વસાહત ૩૦૦ વર્ષ જેટલી પુરાણી છે, જ્યારે દ. રોડેશિયાનો ઇતિહાસ લગભગ પોણોસો વર્ષ જેટલો જ જૂનો છે. આ સાથે એ વાત પણ ધ્યાનમાં રાખવી ઘટે કે દ. આફ્રિકાના યુરોપીય વસાહતીઓની માફક દ. રોડેશિયાના વસાહતીઓનો સ્વદેશીય સંબંધ તદ્દન નહિવત્ થઈ જવા પામ્યો

નથી. આથી બંને દેશોમાં યુરો–આફ્રિકન સંબંધ વિશિષ્ટ હોય તે બિલકુલ સ્વાભાવિક છે. કેનિયાનો વસાહતી ઇતિહાસ પણ સોએક વર્ષ જેટલો જ પુરાણો છે. અને છતાં છેલ્લા દશકાથી પ્રવર્તતી કિકુયુ ચળવળ–જેને માઉ માઉ ચળવળનું નામ આપવામાં આવ્યું છે તેની ઉગ્રતા તો જાણીતી છે જ. ન્યાસાલૅંડનો પ્રશ્ન પણ હજી સાવ સમાધાન પામી ગયો દેખાતો નથી. અલબત્ત થોડા કાળ પહેલાં ત્યાં જે ઉગ્ર વિરોધનો વંટોળ ઊઠ્યો હતો તેનાં ચિહ્નો અત્યારે જણાતાં નથી. આ અને આવા અનેક પ્રશ્નોનું શાંતિમય નિરાકરણ કરવામાં આફ્રિકનોની વિચારસરણી અને તેમનું ઐક્ય, તેમની વસાહતી પ્રજા પ્રત્યેની આદરમાનની દૃષ્ટિ અને તેમનું સ્વહિત તરફનું લક્ષ અગત્યનો ભાગ ભજવશે.

આફ્રિકાનાં પોર્ટુગીઝ સંસ્થાનોનો પ્રશ્ન પાછો ઉગ્ર બન્યો છે. પોર્ટુગીઝ શાસન પ્રણાલિથી તો સહુ કોઈ માહિતગાર છે. યુનોમાં પણ એ વિષય ઠીકઠીક ચર્ચાનો વિષય બની ગયો છે. તાજેતરના સમાચાર જણાવે છે કે કોંગો અને એંગોલાની સરહદ પર આ ત્રાસને પરિણામે અસંખ્ય આફ્રિકનો હૃદયદ્રાવક દશામાં જોવાં મળે છે. આફ્રિકનોએ જગાવેલી રાષ્ટ્રવાદી જેહાદને કેવળ બળવો ગણીને એંગોલાની સત્તાએ અસંખ્ય આફ્રિકનોની કતલ કરી છે. સાચા સમાચારોથી વિશ્વની ઊર્મિઓ ઊકળી ન ઊઠે તેટલા ખાતર એના પર સારો એવો જાપ્તો–પ્રતિબંધ રાખવામાં આવે છે, ત્યારે બીજી બાજુથી પોર્ટુગીઝ સરકાર આફ્રિકાની પોતાની વસાહતોની 'વિકાસ લોન' પણ જાહેર કરે છે. પોર્ટુગીઝ સત્તા હજી વિશ્વજાગૃતિના પવનની પલટાયેલી દિશા જોઈ શકી હોય તેમ જણાતું નથી અરધી સદી કરતાં યે થોડા વધારે સમય લગી શાસન ચલાવીને સ્વાતંત્ર્ય આપનાર બેલ્જિયન સરકારે પાછળ કેવી પરિસ્થિતિ વારસામાં આપી તે સુવિદિત છે. પોર્ટુગીઝ સત્તા પણ શાસિત પ્રજાનું કલ્યાણ થાય તેમ ધીમે ધીમે તેને આઝાદી પચીના વિકટ તબક્કા સારુ કટિબદ્ધ કરે તો તેણે તેની ફરજ બજાવી ગણાય.

આઝાદીની મોસમ આવી છે. એના મોસમી પવનોએ પોતાની દિશા બદલી નાખી છે. વિશ્વ મહાયુદ્ધના ઉત્તરકાળમાં ફક્ત આંગળીને ટેરવે ગણી શકાય તેટલાં સ્વતંત્ર રાજ્યો આફ્રિકામાં હતાં. ૧૯૬૦નું વર્ષ આફ્રિકી સ્વાતંત્ર્યના ઇતિહાસમાં સ્વાતંત્ર્ય પ્રવેશક વર્ષ તરીકે અગત્યનું સ્થાન ભોગવશે. ૧૯૬૧ના વર્ષ દરમિયાન એ સિદ્ધિ હાંસલ કરનાર રાજ્યોની સંખ્યા સારી પેઠે વધવા પામી છે. ૧૯૬૨નું વર્ષ પૂર્વ આફ્રિકામાં અને એ રીતે જોઈએ તો સમગ્ર આફ્રિકામાં નવી વધામણી લાવનારું વર્ષ બની રહેવાનું છે. આફ્રિકન રાષ્ટ્રીયતાને દાબી દેવાના દિવસો હવે ચાલ્યા ગયા છે. પોર્ટુગીઝ સરકાર કે દક્ષિણ આફ્રિકાની સરકાર પણ એ મિથ્યા પ્રયત્ન હવે લાંબા વખત લગી નહિ કરી શકે એ તો સ્પષ્ટ બાબત છે. પ્રજામતનું દમન ક્યાં લગી ચાલે? કેટલાકને એ વધુ પડતો આશાવાદ લાગે, પણ એ આશાવાદમાં વાસ્તવિકતાનું પ્રમાણ પણ ઓછું નથી.

આ શાસનકર્તા પ્રજાને બાદ કરીએ તો વસાહતી પ્રજાનો બીજો મોટો ભાગ એશિયનોનો ગણી શકાય. આ ખંડમાં વસતા એશિયનોની સંખ્યા લગભગ આઠ લાખ કરતાં વધારે જેટલી હોવાનું અનુમાન છે. રોડેશિયા, ન્યાસાલૅંડ, મોઝાંબિકમાં વસતી એશિયનોની અલ્પ વસતી ઉપરાંત દક્ષિણ આફ્રિકામાં ચારેક લાખ, કેનિયામાં બે એક લાખ, યુગાંડામાં સાઠ–સિત્તેર હજાર, ટાંગાનિકામાં એકાદ લાખ જેટલી તેમની વસતી ગણાય છે. અલબત્ત આમાંથી સ્વદેશ આવજા કરતા લોકોની સંખ્યા બાદ કરવી પડે. આ એશિયન વસતીમાંથી કેટલાક જિનરીમાં, કેટલાક સરકારી નોકરીમાં, કેટલાક વેપારમાં તો કેટલાક વકીલાત–દાક્તરી જેવા ધંધામાં પડ્યા છે. વેપારમાં પડેલી તેમ જ ઉદ્યોગમાં સ્થિર થયેલી એશિયન કોમના પ્રત્યે આફ્રિકનોની થોડી સહકારી અને ઈર્ષાની વૃત્તિ ક્યાંક ક્યાંક જોવા મળે છે. એ વૃત્તિને પરિણામે આ કોમને નુકસાન પહોંચાડવાની વૃત્તિ પણ ક્યારેક પ્રબળ

બનતી જણાય છે. કેટલાક આફ્રિકનો માને છે તેમ એશિયનોને આ દેશના રાજકીય કે સામાજિક પ્રશ્નોમાં છે તેના કરતાં વધારે રસ છે મૂડી બનાવવામાં, 'સ્વદેશના નેતાઓનાં ભાષણો પર ચર્ચાઓ કરવામાં તથા આફ્રિકન વેપાર–ઉદ્યોગને ઉત્તેજન ન આપતાં તેને જેમ બને તેમ પછાત રાખવામાં'–આવી કેટલીક માન્યતાઓની ગ્રંથિને દૂર કરવામાં એશિયનોએ તથા તેમના અહીંના નેતાઓએ શું કરવું જોઈએ તે તેમણે સમય વહી જાય તે પહેલાં વિચારી લેવા જેવો પ્રશ્ન છે.

છેલ્લે અલ્પસંખ્યક આરબો તથા બીજી લઘુમતી કોમોને બાદ કરતાં બાકી રહી તે મિશ્રપ્રજા–મોટે ભાગે તો આ પ્રજા અહીંની સ્થાનિક જાતિઓમાં જ ભળી જશે. જો એમ કાળબળે ન થવા પામે તો તેમને હડધૂત થવાનો પ્રસંગ આવે. જો કે આ દેશમાંથી તેમને ચાલ્યા જવાનો પ્રસંગ તો આવે તેમ લાગતું નથી. છતાં તેમની સ્થિતિ **અતો ભ્રષ્ટા તતો ભ્રષ્ટા** જેવી થાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું બહુ ન ગણાય.

એકંદરે જોઈએ તો યુરોપીય, એશિયન કે પછી ગમે તે બીજી વસાહતી કોમોનો આ ખંડના વિકાસમાં પ્રાપ્ત થયેલો ફાળો કાંઈ નાનોસૂનો નથી. કોઈ લેખકે તો જે પોર્ટુગીઝ સત્તાની દમનનીતિ આજે કેટલાક–તેમની સત્તા નીચેના– આફ્રિકનો ભોગવે છે તેમને વિષે પણ એવા ઉદ્‌ગારો કાઢ્યા છે કે ગમે તેમ થાય તો પણ 'ઐતિહાસિક ચુકાદો તો એ જ રહેવાનો જ કે પોર્ટુગીઝ લોકોએ આફ્રિકાના હબસી વતનીઓના શ્રેય માટે નિતાંત ફાળો આપ્યો છે.' આવાં વિધાનોની પાછળ ગમે તે ભાવના હોય પણ સત્ય એ જરૂર છે કે આ દેશના બહુમુખી વિકાસમાં વસાહતી પ્રજાનો ફાળો અતિ મૂલ્યવાન છે. એ ભિન્ન ભિન્ન પ્રજા આ દેશમાં આવતાં તેમની સાથે સ્વસંસ્કૃતિની મહામૂલી સોગાદ લઈને આવી. તેમનો આશય અહીંની પ્રણાલિકાઓને કચડી નાખવાનો કદી ન હતો, હોઈ શકે

પણ નહિ. પરસંસ્કૃતિના ઝળહળતા આ ખંડની પ્રથાઓ અંજાઈ ગઈ હોય તો તેમાં પરસંસ્કૃતિનો દોષ કેમ ગણાય? કોનું કેટલું અપનાવવું અને કેટલું વર્જ્ય કરવું એ તો પ્રજાના પોતાના હાથની વાત છે, સારું નરસું અપનાવ્યા બાદ વસાહતી પ્રજાને એ અપનાવવા દીધા બદલ દોષ થઈ શકાય નહિ. દરેક પ્રજાની પાસે પોતાનાં ભૌતિક સુખો તેમ જ આધ્યાત્મિક સુખોને લક્ષ્ય બનાવવાની યોજનાઓ તથા પદ્ધતિઓ હોય છે જ. પ્રત્યેક સંસ્કૃતિનું –જીવનનિર્ગમનનાં ધોરણોનું–આગવું મૂલ્ય પણ હોય છે. આ પ્રકારનાં ભિન્ન ભિન્ન મૂલ્યોમાંથી એક નવું જ મૂલ્ય પ્રગટે, વિધવિધ સંસ્કૃતિઓના સમન્વયથી કોઈ નવીનતર તથા શિવંકર સંસ્કૃતિનો ઉદ્ભવ અને ઉદય થાય તે કેટલું ઇષ્ટ ગણાય! ભિન્ન ભિન્ન રાષ્ટ્રોની સંસ્કૃતિ જો આવા વિશાળ ખંડમાં ખભે–ખભા મિલાવીને, સારી–યે વિશ્વસંસ્કૃતિની ઉન્નતિને ખાતર–વિશ્વના નવજાત સંતાનોનાં ઐક્ય તેમ જ બંધુત્વને ખાતર—સમન્વયથી, સહકારથી આગળ વધે અને એક જ વિશ્વગીતના ગાનથી દશે દિશાઓને પ્રતિધ્વનિત કરી મૂકે તો તેના કરતાં વધુ શ્રેયસ્કર બીજું શું હોઈ શકે?

જયંત, આપણે પણ આવી કોઈ મંગલ ભાવનાને અંતરમા સંઘરીને સ્વજીવનને એ રાહે દોરીએ, આગળ ને આગળ ચાલતા રહીએ અને જગતનાં પંથભૂલ્યા પ્રવાસીઓને પણ આપણી કૂચમા સામેલ કરતા જઈએ તો કેવું?

લિ. સંજયના
વંદેમાતરમ્

## પત્ર બારમો

## આફ્રોન

પ્રિય જયંત,

માગે આગળનો પત્ર તને પહોંચી ગયો હશે. તારા પત્રના પ્રત્યુત્તરરૂપે લખાયેલો એ પત્ર તને વાંચવો ગમ્યો હશે. એ પત્ર મર્યાદિત હોવા છતાં તને કેવળ આફ્રિકાનાં એ રાજ્યો વિષે જ નહિ, પરંતુ સામાન્ય રીતે સમગ્ર આફ્રિકામાં પ્રવર્તમાન પરિબળો વિષે ઝાંખો ખ્યાલ આવી ગયો હશે. જો એ પત્ર આ બાબતમાં આધારરૂપ થયો હોય તો મારું કાર્ય પાર પડયું ગણાય. હવેના આ પત્રમાં થોડી જુદી જ વિગતો આપવા ધારું છું. આ પત્ર લખવામાં જરા ઉતાવળ કરું છુ તે એ ભયે કે વળી તું કંઈક જુદું જ—તને ગમે તેવું કે તેં કયાય સાંભળ્યું કે વાંચ્યું હોય તે વિષે માગે તો મારે મારું ધ્યાન વળી એ દિશામાં કેન્દ્રિત કરવું પડે. એક રીતે એ સારું છે કે એથી હું તને તારે જોઈએ તે માહિતી આપી શકું, પણ બીજી રીતે એ અઘરું પણ છે, કારણ કે તારી માગણી પ્રમાણે મારી પાસે માહિતી ન હોય તો મારે વળી માહિતી મેળવવા માટે થોડી તૈયારી કરવી પડે, તો આ પત્રના વિષય પર આવું.

છેલ્લાં થોડાં વર્ષોથી વિશ્વના અખબારોમાં 'ઘાના'નું નામ ચમકતું આવ્યું છે. ભારતનાં અગ્રગણ્ય વર્તમાનપત્રો પણ એ

રાજ્યના સમાચારોને પત્રમાં ચમકાવ્યા સિવાય રહી શકયા નથી. તને એની ખબર હશે. છઠ્ઠી માર્ચ ૧૯૬૧ના રોજ આફ્રિકાના આ પ્રજાસત્તાક રાજ્યની સ્વાતંત્ર્યની ચોથી વર્ષગાંઠ ઉજવાઈ. એ સમાચાર પણ તેં વાંચ્યા હશે. બસોએક વર્ષ લગી વિદેશી શાસન તળે દબાઈ રહેલો આ પ્રદેશ—ડૉ. ક્વામે ન્કુમાહ એ પ્રજાસત્તાકના પ્રથમ પ્રમુખ છે. ગરીબાઈમાં ઉછરેલા અને સાદા તેમજ સરળ સ્વભાવના રાષ્ટ્રવાદી છે એ આદમી ! એ રાજ્યની કુલ ૪,૫૦૦,૦૦૦ માંથી ૯૯.૮ ટકા જેટલી વસતી આફ્રિકનો છે. કિનારા પાસેની ઉષ્ણતમ પટ્ટીની મધ્યમાં અશાન્ટીનું રાજ્ય તથા ઉત્તર–દક્ષિણના વિભાગમાં ઘાનાનું રાજ્ય વહેંચાયેલું છે.

અશાન્ટી જાતિનો સૂચક શબ્દ છે. આ જાતિનો હજારેક વર્ષનો ઇતિહાસ સંશોધનક્ષમ છે, તેમ ઇતિહાસવિદો માને છે. ઘાનાની આદિમ જાતિ 'આકાન' અતિ પ્રાચીન કાળમાં 'ગુઆન' નામથી પ્રસિદ્ધ હતી. સમય જતાં આ જાતિ બે વિભાગમાં વિભક્ત થઈ ગઈ. તેમાંનો એક ભાગ કિનારાના પ્રદેશમા રહ્યો અને બીજો વિભાગ અંદરના જંગલોના ભાગમાં ચાલ્યો ગયો. કિનારાના પ્રદેશમાં જે ભાગ વસ્યો તે 'ફાન્ટી' ના નામથી ઓળખાવા લાગ્યો અને જંગલોમાં જેઓ વસવા લાગ્યા તે 'અશાન્ટી' ના નામથી જાણીતા થયા. આ અશાન્ટી જાતિના લોકો પોતાની જાતને રાજ્યમાતા 'ન્યાન્કોમાકુ એવુઓ'નાં સંતાનો ગણે છે. આ રાજ્યમાતા મૃત્યુને પણ પાવન કારિણી છે તેવી માન્યતા પણ આ લોકો ધરાવતા હોય છે. આ રીતે જોતાં આ જાતિ માતૃવંશમાં માનનારી ગણાય. આ ઉપરાંત તેઓ એમ પણ માને છે કે સંતાનોમાં લોહી માતાનું અને શક્તિ પિતાની ઊતરે છે. જો મસાઈ જાતિના લોકો મુખ્યત્વે પશુપાલકો છે, તો આધુનિક અશાન્ટી ખેડૂતો છે. ખેતી એ એમના જીવનનું મુખ્ય અંગ છે. તેઓ એવી શ્રદ્ધા ધરાવે છે કે પૃથ્વી એ એક પરમ શક્તિ છે. આપણે પણ

ધરતીને માતા ગણીએ છીએ. લગભગ તેવી જ ભાવના આ લોકો સેવે છે. તેમનામાં એવી માન્યતા છે કે પૃથ્વીની ઉત્પત્તિ ગુરુવારે થઈ હતી. અશાન્ટી પૃથ્વીની પૂજા–અર્ચા પણ કરે છે અને સારો પાક ધરમીમાતા આપે તે સારુ બલિદાન પણ આપે છે.

આમ છતાં મૂળથી તો આ જાતિ લડાયક ગણાતી આવી છે. અતિ જૂના કાળથી આ જાતિ કિનારા પર ગુલામો પૂરા પાડવાનું કામ કરતી હતી. એ ધંધો આ જાતિને આર્થિક રીતે ખૂબ જ લાભદાયી હતો. ગુલામદીઠ તેમને પચ્ચીસેક શિલિંગ મળતા. પચાસ શિલિંગ તો એને મન મોટી આવક ગણાય. આજે ય આફ્રિકનોને મન શિલિંગ તો શું સેન્ટ મૂલ્યનું પણ ઓછું નથી! બે ચાર શિલિંગ મળતાં તો આફ્રિકન રાજાના રેડ થઈ જાય છે. એમાં એમનો શો દોષ? દોષ તો તેમની ગરીબીને દેવો પટે! તું પેલી 'दरिद्रात् मरणं चरम्' વાળી સંસ્કૃત વાર્તા ક્યાં નથી શીખ્યો!

જે લોકો જંગલમાં વસ્યા તેઓ નૂતન સંસ્કૃતિના ઉદયનાં દર્શન કરી શકયા નહિ. ધીમે ધીમે સુધારાનો પ્રવાહ આંતરિક ભાગોમાં પણ ફેલાતો ગયો ખરો, તોપણ આજે ય કેટલાક અશાન્ટીઓ જૂના આચારવિચારમાં સજ્જડ શ્રદ્ધા ધરાવતા દેખાય છે. તેઓમાં આવી એક દૃઢ શ્રદ્ધા છે પિતૃપૂજામાં તેઓ એવો પણ વિશ્વાસ ધરાવે છે કે મૃતદેહ ગત દેહની સાથે ભળી જાય છે અને જીવંત લોકો સાથે તેનો સંબંધ રહે છે. જો રાજ્ય કુટુંબમાં કોઈનું મૃત્યુ થતું તો તેઓ શબને દાટી દેતા. પછી જ્યારે તેનો વારસ મરી જતો ત્યારે એને પણ એ જ જગ્યાએ દફનાવવામાં આવતો. એ વખતે પ્રથમ શબને ત્યાંથી લઈને કબ્રસ્તાનમાં દફનાવી દેવામાં આવતું. થોડાં વર્ષો પહેલાં પણ આવો રિવાજ અસ્તિત્વમાં હતો. જ્યારે રાજ્યકુટુંબની અગ્રગણ્ય વ્યક્તિ મરણ પામે ત્યારે તેની સાથે કેટલાક માણસોને–ખાસ કરીને બાળકોને–મારી નાખીને દફનાવવામાં

આવતા. એની પાછળનું કારણ તો એ જ હતું કે એથી મૃતાત્માને એકાકીપણાનું દુઃખ અનુભવવું ન પડે. ઇજિપ્તમાં પણ આ પ્રકારની પ્રથા હતી. વળી મૃતાત્માના જીવંત માનવીઓ સાથેના સંબંધમાં શ્રદ્ધા ધરાવતા આ લોકો મૃતાત્મા પાસે મોવડીઓ કે મુખીઓનાં આયુષ્ય, નિઃસંતાન સ્ત્રીઓ માટે સંતાનની તેમ જ આરોગ્ય વગેરેની યાચના કરતા. તેઓની એવી પણ માન્યતા હતી કે પિતૃઓ પાત્રને જરૂર સહાય આપે છે અને કુપાત્રને શિક્ષા કરે છે. જમીનની માલિકી પણ તેઓ પિતૃઓને જ ગણતા. જમીનના વારસનો અધિકાર તો એ પૈતૃક સંપત્તિનું સંરક્ષણ અને તેનો સદુપયોગ કરવાનો. આવી જમીનનો અધિકાર માતાનો જ ગણાતો.

આ જાતિનો સર્વસત્તાધીશ રાજવી વારસાગત જ નિમાતો. એવી નિમણૂંક કરવાનો હક્ક રાજમાતાનો રહેતો. આમ જનતાને ય પોતાની પસંદગી વ્યક્ત કરવાનો અધિકાર આપવામાં આવતો. મોટા મોટા ગુનાઓની પતાવટ કરવાનું કાર્ય પણ રાજા જ કરતો. આવા કિસ્સાઓ અશાન્ટે હેનની આગળ રજૂ કરવામાં આવતા. આ અશાન્ટે એટલે અશાન્ટી લોકો, હેને એટલે મુખી અથવા મોવડી (CHIEF). અશાન્ટે હેને એટલે અશાન્ટી લોકોનો અગ્રણી–રાજા. રાજાની બાબતમાં આ લોકોનો શિરસ્તો એવો હતો કે રાજાના શરીરના કોઈ પણ અવયવનું જરાક પણ ખંડન થાય—પછી એ એ જાણતાં, અજાણતાં કે કોઈ અકસ્માતમાંથી–તો એને રાજ્યસિંહાસન પરથી પદભ્રષ્ટ કરવો. તેમનું આ રાજ્યકુટુંબ છેલ્લાં ત્રણસો-એક વર્ષથી આ અગ્રણીપદ ભોગવતું આવ્યું છે. અત્યારનો તેમનો અગ્રણી 'પ્રેમ્પેહ' બીજો છે.

આ અશાન્ટી અગ્રણીનું પુણ્ય પ્રતીક છે સુવર્ણમેજ—આસન. તે લોકો એમ માને છે કે એ આસનમાં અશાન્ટી પિતૃઓનો આત્મા રહેલો છે. આ પ્રતીક અશાન્ટી અગ્રણીને ખૂબ જ જૂના કાળમાં

કોઈ ધર્મગુરુ પાસેથી સ્વર્ગમાંથી પ્રાપ્ત થયું–તેવી દૃઢ શ્રદ્ધા તેમનામાં પ્રવર્તતી આવી છે. એ પ્રતીક–આસન સંપૂર્ણ સુવર્ણનું બનેલું નથી. એને સોનાના વરખથી મઢી લેવામાં આવ્યું છે. એના પર છત્ર રાખવાની પ્રથા છે. જૂના કાળમાં જો એના પર કોઈ અનધિકૃત વ્યક્તિ નજર ફેરવે તો તેનાં નેત્રો ફોડી નાખવામાં આવતાં. રાજા પણ એના પર કાયમ બેસે તેવો રિવાજ નહોતો. ચાલીસેક દિવસમાં એકાદ વખત એ પવિત્ર આસન પર બિરાજી લે. આ પ્રતીક કોઈ જોઈ ન જાય તેવે ગુપ્ત સ્થળે રખાતું આવ્યું છે. અંગ્રેજ સત્તાધીશોએ એકવાર હાથ કરવાના પ્રયાસ કર્યા હતા. તેમાંથી લડાઈ ફાટી નીકળી. આખરે એ લોકોએ એને ક્યાંક એવી જગ્યાએ છુપાવી દીધું હતું કે એ વર્ષો સુધી હાથ આવવા પામ્યું ન હતું. આમ કરવાની પાછળ એક જ લાગણી કામ કરે છે કે સ્વર્ગમાંથી કોઈ એક પવિત્ર વૃક્ષ આગળ ઊતરી આવેલા સુવર્ણાસનનું ગમે તે ભોગે જતન થવું જોઈએ. એના પર બેસનાર અશાન્ટે હેનેને લોકો દૈવી શિરસ્તાના એક માત્ર ઘટક રૂપે પૂજતા આવ્યા છે. એ જાતિમાં ઐકય, આબાદી વગેરે જળવાઈ રહે છે. તેને માટે જવાબદાર પણ તેઓ આ દૈવી શિરસ્તાને ગણે છે. એને લઈને જ અશાન્ટી લોકોનું જીવન ભર્યુંભાદર્યું ચાલ્યા કર્યું છે. આ રીતે જોતાં તેમની આ આસન તેમ જ તેના પર બિરાજનાર વિષેની લાગણી ખૂબ જ ઊંડી છે.

એકંદર, એક જાતિમાંથી વિભક્ત થઈ ગયેલી આ બે જાતિઓ–ફાન્ટી અને અશાન્ટી–નાં સ્ત્રીપુરુષો સુંદર બાંધાના, કેટલેક અંશે પછાત માનસવાળાં અને વહેમી હોય છે. તેઓ તેમના પરમાત્મા ટેન્ડોને લોહીના બલિદાનથી રીઝવે છે. બંને વિભક્ત થઈ ગયા પછી તેમની વચ્ચે ઘણીવાર લડાઈઓ થવા પામી. આ બંનેમાંથી ફાન્ટી લોકો વિશેષ સાહસિક લાગે છે. તેઓમાં સ્વાતંત્ર્ય અને સ્વાધીનતાની ભાવના પણ છે. જૂના કાળથી ચાલ્યો આવતો વારસો હોય તેમ

જણાય છે. આ લોકો ઘાનાની ભૂમિમાંથી પ્રાપ્ત થતા સોના પર સારી એવી કારીગરી પણ કરી જાણે છે. અશાન્ટી લોકો આમા વધારે નિપુણ છે ફાન્ટી લોકો પણ વહેમમાં ઊતરે તેવા ન હતા. તેઓ તેમના અગ્રણીને દૈવી પુરુષ જ માનતા--તેથી તેમનામાં એવી પ્રથા હતી કે અગ્રણી તેમની પાસે કે તેઓ અગ્રણી પાસે–એકબીજાની સમક્ષ વાત ન કરે. આ કામ માટે દુભાષિયો રાખવામાં આવતો. ક્વેગ્યિર એગ્રે (AGGREV)–જેનું નામ પશ્ચિમ આફ્રિકાના ઇતિહાસમાં એક પ્રખર શિક્ષણકાર તેમ જ આફ્રિકનોના તારણહાર તરીકે સદાને માટે નોંધાયેલું રહેશે તેઓ–આવા દુભાષિયા ફાન્ટી કુટુંબના હતા.

આજે તો આફ્રિકાને ખૂણે ખૂણે સાંસ્કૃતિક પરિવર્તન થતું જોવામાં આવે છે. એ પ્રકાશ આંજી નાખે તેવો છે. જ્યાં જ્યાં એ પડે છે ત્યાં તળ ભૂમિની પ્રજાના રીતરિવાજોમાં અસ્થિરતા આવતી લાગે છે. આવા નૂતન સૂર્યના ઉદયને લીધે જૂનાનું પરિવર્તન થતું ચાલ્યુ છે. વળી શહેરી જીવન પ્રત્યે વધતા જતા રસને પરિણામે પણ આદિ સંસ્કૃતિમાં ફેરફારો થતા દેખાય છે. આ ઉપરાત, આંતર-પ્રાદેશિક અવરજવરના ફળસ્વરૂપ પણ પુરાતન પ્રણાલિકાઓ–નાં મૂલ્ય બદલતાં જાય છે, કારણ જૂનાં મૂલ્ય સાવ ઓસરતાં જાય છે. જો કે ઘાનાની સ્વાધીનતા બાદ જૂનાં મૂલ્યોને ટકાવી રાખવાની દિશામાં પ્રયાસો થયા છે ખરા, પણ નવા પ્રવાહમાં કેટલું તણાઈ જાય અને કેટલું રહેવા પામે તે કહેવું કઠણ છે. આ પ્રજાનો ઇતિહાસ પ્રાચીન છે અને તેમને પ્રાચીન પ્રણાલિકાઓ પ્રત્યે આદર છે એ તો સ્પષ્ટ રીતે જોઈ શકાય તેવી બાબત છે. 'ગોલ્ડ કોસ્ટ' એવું પરદેશીઓએ પાડેલું નામ રાષ્ટ્રવાદીઓએ સ્વીકાર્યું નથી. એમને તેમાં 'ગુલામીની પ્રથા' તરફનો નિર્દેશ ન ગમ્યો તે તેમની સંસ્કૃતિપ્રિયતા છે. એટલે જ તેમણે 'ઘાના' એવું ઐતિહાસિક નામ સ્વીકાર્યું છે.

પંદરમી સદીના ઉત્તરાર્ધથી પોર્ટુગીઝ પ્રજાના સાહસે અહીંની

વતની પ્રજાને તેમના સંપર્કમાં આણી ત્યારથી તો એ ઉત્તરોત્તર યુરોપિય પ્રજાના સહવાસમાં આવતી ગઈ. સોળમી સદીથી અંગ્રેજોનો રસ એ પ્રજામાં વધ્યો અને ત્યારથી ધીમે ધીમે અંગ્રેજ સત્તાનાં મંડાણ થવા લાગ્યાં ત્યાં લગી અહીંની પ્રજાનો મુખ્ય રસ ગુલામોના વેપારમાં જ રહ્યો. આ કારણોને લઈને જ આંતરિક ભાગમાં વસતા અશાન્ટી જાતિના લોકો બળવાન અને મગરૂબ બન્યા યુગાંડાની એમોઈ જાતિના લોકોની જેમ અશાન્ટી લોકો કાંઈ પચાસ સાઠ વર્ષથી જ નવી સંસ્કૃતિનો પ્રકાશ પામ્યા નથી. આ રીતે તેમનો સંપર્ક પુરાણો છે. એને પરિણામે જ તે લોકો શહેર તરફ ઢળતા જાય છે.

સ્વતંત્રતા બાદ છેલ્લા પાંચેક વર્ષથી તો તેઓ ગ્રામ્યજનોને તાલીમ પણ આપવા લાગ્યા છે તેમનું સંગઠન વધતું જાય છે. હવે આ લોકો સંસ્કાર મંડળો, સહકારી મંડળો વગેરેમાં અભૂતપૂર્વ રસ ધરાવતા થયા છે ઔદ્યોગિક કેન્દ્રો પણ પ્રવૃત્તિથી ધમકવા લાગ્યાં છે. શિક્ષણનો આંક પણ ઊંચો ચડવા લાગ્યો છે. વસાહતી પ્રજાનો આ રાજ્યની ઉન્નતિમાં ઘણો ફાળો છે. આ પ્રજાનાં જીવનમાંથી પણ વતની પ્રજા ઘણું શીખી છે અને હજી યે શીખતી જાય છે. આજે તેમની અભિરુચિ શિષ્ટ બનતી જતી દેખાય છે. આ સંબંધમાં કેળવણીનો ભાગ અગત્યનો છે એ જ તેમને જાતિનાં રીતરિવાજો તેમ જ પુરાતન પ્રણાલિકાઓ પ્રત્યે આદર અને ગૌરવ રાખતાં શીખવશે.

આજનું ઘાના સમગ્ર આફ્રિકાના રાજ્યોમા ઉન્નત મસ્તકે ઊભું છે. એના સ્વાતંત્ર્યે આફ્રિકાની અન્ય પ્રજાને પણ ઠીક ઠીક જાગ્રત કરી છે. તેમનામાં આત્મગૌરવની ભાવના રેડવામાં પણ ઘાનાનો ફાળો અગત્યનો છે. એ બધાનો યશ જાય છે એ પ્રજાના પ્રમુખ ડૉ. ક્વામે ન્કુમાહને શિરે બાવન વર્ષની વયના વિચક્ષણ, ગંભીર, સંવેદનશીલ રાષ્ટ્રવાદી નેતા - માત્ર આ ખંડના ભાવિ વિકાસમાં

એક અગ્રણી સલાહકાર અને માર્ગદર્શક બની રહેશે તેમાં શંકા નથી. સ્વાતંત્ર્યનો આ શૂરવીર સેનાની એક પ્રખર વિચારક અને ચિંતક છે. એની પ્રજ્ઞા કેવળ ઘાનાની જ પ્રજાને નહિ, પણ સમગ્ર ખંડના નવવિધાનમાં ઉપયોગી નીવડશે. ઘાનાના આ લાડીલા નેતાએ જ્યારે ભારતની-કેવળ ભારતની જ નહિ, બલ્કે એશિયાની-ભૂમિ પર પ્રથમ પગ મૂકયો ત્યારના એના શબ્દો હજી યે મને યાદ છે.

'મેં કદી યે ભારતની મુલાકાત લીધી નથી, પરંતુ ભારતે હંમેશાં સાચા અર્થમાં મારા પર પ્રભાવ પાડયો છે. જે કાંઈ હું કરી શક્યો છું તેમાં મહામાનવ મહાત્મા ગાંધી અને તમારા (નેહરુના) પોતાના અધિમાનવતાવાદી વિચારોની અસર નીચે આવ્યા સિવાય રહ્યો નથી.'

કોકોથી છલકાતો આ પ્રદેશ આ પ્રમુખ ન્કુમાહના નેતૃત્વ નીચે સાચા અર્થમાં પશ્ચિમ આફ્રિકાનો 'સુવર્ણ કિનારો' બની રહેશે એવી શ્રદ્ધા વધુ પડતી નથી. કળા કારીગરી અને કોતરકામ તેમજ વણાટમાં પાવરધી એવી અશાન્ટી જાતિ ભૂતકાલીન યુદ્ધોને ભૂલી જઈને રાષ્ટ્રના અભ્યુદય કાર્યમાં મન પરોવીને લાગી જતાં આ રાજ્યની આર્થિક, સામાજિક તેમજ રાજકીય પ્રગતિને ઉદાહરણરૂપ બનવામાં વાર લાગશે નહિ.

જયંત, આટલે જ અટકું વળી આવતે પત્રે વાત.

લિ. સંજયના

વંદેમાતરમ્

## પત્ર તેરમો

# રાજકારણના રંગો

પ્રિય જયંત,

તને એ ખ્યાલ નહિ હોય કે જેમ જેમ આ મહાખંડ વિષેની માહિતી આપતા પત્રો હું તને લખતો ગયો અને તારી જિજ્ઞાસાને ઉત્તેજતો ગયો તેમ તેમ વધુ અને વધુ જાણવાની શક્ય તેટલી બધી જ માહિતી તને આપવાની મારી પોતાની જિજ્ઞાસાવૃત્તિને પણ હું પ્રોત્સાહિત કરતો ગયો છું. આમ એક રીતે મેં તને આ વિશાળખંડ વિષે વાકેફ કરવાનો પ્રીતિશ્રમ આદર્યો તો બીજે પક્ષે, ભલે પરોક્ષ રીતે પણ, એ શ્રમને ઉલ્લાસપૂર્વક વધારતો જવામાં તું પ્રેરકબળ બનતો ગયો છે. આ પત્ર લખવા બેસું તે પૂર્વે જ મને તારા તરફથી પત્ર મળી ગયો છે. ફરમાયશ મળી છે તેમ કહું તોય ખોટું નહિ. એને લઈને જ હું કાંઈક જુદું લખત તેમાંથી અટકી જઈને તારી ઈચ્છા સંતોષવા કલમને તારા ઇષ્ટ માર્ગે વિહરવા દઉં છું. તને આફ્રિકાની વર્તમાન પરિસ્થિતિમાં મધ્ય આફ્રિકન સમવાય અને યુગાંડા—એ બે વિષે જાણવાની વૃત્તિ છે તે જાણીને અહીં એ વિષે ઉપરટપકે નોંધ લખું છું.

મને સામાન્ય રીતે રાજકારણમાં રસ નથી એ તો તારી જાણ બહાર નથી, છતાં વિશ્વના આંતરરાષ્ટ્રીય સંબંધોથી સંકળાયેલા

માનવીઓ વર્તમાન વિશ્વરાજકારણ કે રાષ્ટ્રીયરાજકારણથી વિમુખ રહે કે નજર તળે બનતી જતી ઘટનાઓને ઉવેખે તે ઠીક ન ગણાય. ગમે તેવી અનાસક્તવૃત્તિ ધરાવતા માનવી માટે એ મોટે ભાગે શક્ય પણ નથી. રાજકારણના અભ્યાસીને પડે તેટલો રસ તેને ન હોય એ ખરું, પણ બદલાતાં વહેણોની ઝાંખી રેખા તો એની પાસે હોય જ. મારી પાસે પણ આવી આછી રેખા જ છે. તને એનાથી સંતોષ થશે કે નહિ એની તો મને શી ખબર?—પણ સાવ અસંતોષ તો નહિ જ થાય. તો ચાલ હું તને તારો ઇચ્છિત વિષયમાં થોડું સમજાવી-પટાવી લઉં. આમાંની પ્રથમ વાત પહેલાંથી લઈ લઉં અને બીજી પછીને ક્રમે.

મધ્ય આફ્રિકન સમવાય (CENTRAL AFRICAN FEDERATION)માં રોડેશિયા—ઉત્તર તથા દક્ષિણ—તેમ જ ન્યાસાલેંડનો સમાવેશ થાય છે. ૧૯૫૩ની સાલથી આ સમવાય અસ્તિત્વમાં આવ્યું. ત્યારથી કેટલીક બાબતોને બાદ કરતાં ત્યાં આંતરિક સ્વશાસનની શરૂઆત થઈ. આફ્રિકામાં સ્વાતંત્ર્યનો વંટોળ વાઈ રહ્યો છે ત્યારે આ સમવાયનાં રાજ્યો લાંબા વખત સુધી પ્રજારાજના અધિકારથી વંચિત રહી શકશે નહિ. સમવાયનું ક્ષેત્રફળ લગભગ ૪૮૮,૦૦૦ ચોરસ માઈલનું છે.

| પ્રદેશ | આફ્રિકન વસ્તી | ટકા | યુરોપિયન વસ્તી | ટકા |
|---|---|---|---|---|
| ન્યાસાલેંડ | ૨,૬૩૦,૦૦૦ | ૯૭.૨૨ | ૭૫,૦૦૦ | ૨.૦ |
| ઉત્તર રોડેશિયા | ૨,૧૬૦,૦૦૦ | ૯૬.૬ | ૭૩,૦૦૦ | ૨.૨ |
| દક્ષિણ રોડેશિયા | ૨,૩૫૦,૦૦૦ | ૯૨.૪ | ૧૯૩,૦૦૦ | ૭.૦૬ |
| સમવાય | ૭.૧૪૦,૦૦૦ | ૯૫.૪ | ૩૩૧,૦૦૦ | ૩.૭ |

આફ્રિકનો આવા સમવાયનો સખત વિરોધ કરે છે. સ્વરાજ્ય અને સંપૂર્ણ સ્વાતંત્ર્યના અધિકારો પ્રાપ્ત કરવાને આતુર બનેલા આફ્રિકનો અન્ય કોઈ પણ વિદેશી ધૂંસરી સ્વીકારવાને તૈયાર ન થાય

તે સ્વાભાવિક જ છે. ન્યાસાલેંડના આફ્રિકન નેતા ડૉ હેસ્ટિંગ્ઝ બાંડા કહે છે તેમ:

'કોઈના ઉપર અમારે સત્તા ચલાવવી નથી કે કોઈ અમારા પર અધિકારો જમાવે તે અમારે ચાખવું નથી. અમારે તો બહુમતીનું રાજ્ય જોઈએ છે અમને અમીરઉમરાવો ખપતા નથી અમારા રાષ્ટ્રને માટે શું કરવું ઘટે—એ નક્કી કરવાનો અબાધિત અધિકાર અમારો જ હોઈ શકે આ સમવાયના અસ્તિત્વને મિટાવી દેવું એ અમારો ધર્મ છે. એને ખાતર કારાગારની દીવાલો પાછળ ગોંધાઈ રહેવું પડે તો પણ શો વાંધો? આજે આફ્રિકનોમા રાષ્ટ્રીયતાની માત્રા વધતી ચાલી છે. એને કોઈ ચળાવી શકશે નહિ.'

આ જ કારણે સમવાયના રાજતંત્રનો અગ્નિ ઘણા સમયથી ધૂંધવાયા કરે છે રમખાણો થવાનું કારણ પણ એ જ હતું. એક બાજુ આફ્રિકનો રાષ્ટ્રીય જાગૃતિ સેવતા થયા છે ત્યારે બીજે પક્ષે એ રાજનૈતિક જાગૃતિવિષે અધિકૃત વર્તુળોમા પણ સમાનતા વ્યાપતી ગઈ છે છતા સત્ય એ છે કે રાજનૈતિક ઘટનાઓ સામે આંખમીચામણા ક્યાં લગી સંભવી શકે? અને એ સંભવે તો ચાલે ય કેટલીવાર? સમવાયના આફ્રિકનો તરફ સરકારી દૃષ્ટિબિંદુ પલટાતું અને ઉદારતા તરફ ઢળતું જણાય છે. પણ એ પૂરતું ન જ ગણાય આ પ્રકારનુ પરિવર્તન શાસક અને શાસિત–ઉભયમાં સાધન અને શુદ્ધિ પરત્વે આત્મનિરીક્ષણાત્મક ચિંતન જન્માવે તોય ઘણું એમ આપણે માનીએ

સમવાયનો સિદ્ધાંત જ્યારે રજૂ કરવામાં આવ્યો ત્યારે તેમા વતની પ્રજાનાં હિતોનું બહુમાન સમાયેલું હતુ તેવી સહુને શ્રદ્ધા હતી પરંતુ શાસક પ્રજાનાં સ્વહિતો પ્રત્યેના સવિશેષ આદરે આ ભૂમિની પ્રજાનાં દિલમાં અવિશ્વાસ જન્માવ્યો. આજે પણ એક બાજુએ સમવાયના વડા સર રોય વેલેન્સ્કીના મતાનુયાયીઓ એને ટકાવી રાખવા મથે છે, ત્યારે બીજે પક્ષે વિશાળ આફ્રિકન સમુદાયનો અસંતોષ

ભાવિ આફ્રિકાના વિકાસમાં ડૉ. ક્વામે ન્ક્રુમાહ તથા જુલિયસ ન્યેરેરે જેવા અગ્રણી નેતાઓની રાહબરી નીચે ઉઠાવાયેલાં કદમ શિખરો સર કરે તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. આ વિરાટ ખંડના ૨૨૦,૦૦૦,૦૦૦ આફ્રિકનોની એવી વિરાટ કૂચ જગતનું ધ્યાન ખેંચ્યા સિવાય નહિ રહે.

યુગાંડાના આફ્રિકનો પણ આ જાગૃતિથી પર નથી. યુગાંડાએ સ્વતંત્રતા જાહેર કર્યા પછી યે છમકલાં થવા પામ્યાં નથી કે યુગાંડાની પ્રથમ સામાન્ય ચૂંટણીઓ શાંતિપૂર્વક પતી જવા પામી છે એ ચિહ્નો પણ આશાજનક છે—આગામી સમાધાનનાં સૂચક બળો છે. પ્રાથમિક ચૂંટણીમાં બે પ્રબળ પક્ષો હતા 'ડેમોક્રેટિક પાર્ટી' અને 'યુગાંડા પિપલ્સ કોંગ્રેસ'. આ ચૂંટણી એ આ દેશના ઇતિહાસમાંના અનોખા પ્રકરણનું એક રંગીન ચિત્ર ગણાય. યુગાંડા પ્રાંતની ચૂંટણીના બહિષ્કારની અસર હોવા છતાં ૮૨ જગ્યા માટે ૨૮૦ જેટલા ઉમેદવારો ઊભા રહે અને સાડા તેર લાખ જેટલા મતદાતાઓ મતદાન કરવા તત્પર બને તે નાનીસૂની સિદ્ધિ ન ગણાય. એ મતદાનને પરિણામે ડેમોક્રેટિક પક્ષ ૪૪, યુગાંડા પિપલ્સ કોંગ્રેસ ૩૫, યુગાંડા નેશનલ કોંગ્રેસ ૧, સ્વતંત્ર ૨, ચૂંટાઈ આવ્યા. ગવર્નર નિયુક્ત ૭ અને ૩ સરકારના સભ્યો પણ એમાં ઉમેરાયા. ડેમોક્રેટિક પક્ષના નેતા બેનેડિક્ટો કિવાનુકાએ—જેમણે મુખ્ય પ્રધાનનો હોદ્દો ધારણ કર્યો છે તેઓએ—સરકારની રચના કરી અને યુ. પી. સી.એમિલ્ટન ઓબોટેના નેતૃત્વ નીચે વિરોધપક્ષ રચ્યો. આ ચૂંટણીમાંના બે સ્વતંત્ર ઉમેદવારો તે આપણા એશિયન—ભારતીય છે. પ્રથમ શ્રી સી. કે. પટેલ અને બીજા શ્રી ડાહ્યાભાઈ કવિ. બંને અગ્રગણ્ય વકીલો છે. જિન્જાના ભૂતપૂર્વ નગરપતિ અને બાહોશ વકીલ તરીકે શ્રી. સી. કે. નું નામ ઘણા કાળથી જાણીતું છે.

બે એક વર્ષ પર યુગાંડામાં રાષ્ટ્રવાદની ચળવળે બહિષ્કારનું

શરૂ ઉઠાવ્યું હતું. આની પાછળ રાષ્ટ્રીયતાના વિકાસનો આશય હતો, પરંતુ એમાં હિંસક તત્ત્વે પણ પોતાનો ભાગ ભજવ્યો હતો ખરો. બીજું, કંઈ નહિ તો યે ઓગસ્ટીન કામ્બા જેવાના પ્રમુખપદ નીચે 'આઝાદવૃક્ષ'ને આશરે મળેલી સભાઓ જાગૃતિની પ્રતીક તો હતી જ. આવી ચળવળ બંધ થઈ ગઈ છે એ યુગાંડાનું સદ્‌ભાગ્ય છે. જો કે એનાથી એશિયન વેપારને સારો ફટકો પડયો છે. ધીમે ધીમે એ વેપારે અસલ સ્વરૂપ પકડવા માંડયું છે.

આ દૃષ્ટિએ વિચાર કરતાં યુગાંડા સ્વાતંત્ર્યને આરે આવીને ઊભું રહ્યું છે. ૧૯૬૨ નું વર્ષ યુગાંડાના ઇતિહાસમાં એક નવું જ પ્રકરણ ઉઘાડશે એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી. સ્વતંત્ર ટાંગાનિકા, સ્વતંત્ર કેનિયા અને સ્વતંત્ર યુગાંડાના નેતાઓની પોતપોતાના પ્રદેશના નવવિકાસની યોજનાઓ વિશેની જવાબદારી ત્યારથી વધશે, પરંતુ વિકાસ પોતાનો ક્રમ જાળવશે જ એ નિશ્ચિત છે. એ વખતનું આફ્રિકન વિરાટનું દૃશ્ય અનોખું હશે. તેમનો ઉત્સાહ અનન્ય હશે. તેમની રાષ્ટ્રીયતાએ નિશ્ચિત સ્વરૂપ ધારણ કર્યું હશે. જગતની પ્રજાનું આ પ્રજા પ્રત્યેનું દૃષ્ટિબિંદુ બદલાયું હશે.

આ બધું નિહાળીએ છીએ ત્યારે આ ખંડનો અને એના લોકોનો ભૂતકાળ ઝડપથી સરીને અંધકારમાં વિલીન થઈ ગયો જણાય છે.

આ બધું નિહાળીએ છીએ ત્યારે આફ્રિકાના આંતરિક ભાગોમાં વસતા વતનીઓની સાઠ સિત્તેરેક વર્ષ પૂર્વેની સ્થિતિ યાદ આવ્યા વગર રહેતી નથી. આપણી જે પરિસ્થિતિ નર્મદ યુગમાં હતી તેથીયે વધુ અજ્ઞાનજનક પરિસ્થિતિ ત્યારે આવા આફ્રિકનોની હતી. ટ્રેઇનનું એંજિન ચાલુ હોય તો તેની સામે દૃષ્ટિ ઠેરાવવાની હિંમત પણ તે વખતે આફ્રિકનમાં ન હતી. બાજુમાં કોઈ ન હોય તો તેનો ધુમાડો જોઈને પણ એને ભય લાગતો. આવી લાંબી લપસીંદર જેવી

ગાડી જોઈ તેના કુતૂહલને કોઈ સીમા ન રહેતી. અને ગાડીમાં બેસવાનું મળતાં તો તેની સમગ્ર ભૂમિ જાણે પૃથ્વીની પ્રદક્ષિણાએ નીકળી પડતી! આજનું આફ્રિકા ભૂતકાળના આફ્રિકા કરતાં ક્યાંય ભિન્ન છે. આજના વતનીઓ ગઈ કાલના આફ્રિકનો કરતાં ક્યાંય જુદા તરી આવે તેવા છે. તેમનો વેશ જુદો છે, તેમનો રૂઆબ જુદો છે, તેમનું વર્તન પણ ભિન્ન છે! અને આવતી કાલ તો ક્યાં યે અનોખી હશે. ભાવિ સમૃદ્ધિ અને ભાવિ વિકાસનાં પગરણ ક્યારનાં મંડાઈ ચૂક્યા છે. ત્યારે એક વાત નિશ્ચિત છે કે આ ખંડમાં હજી યે દૃષ્ટિએ પડતી ભેદનીતિ જવી જોઈએ. આફ્રિકનમાં એશિયન કે યુરોપિયનની બુદ્ધિ કે શક્તિ કરતાં ઓછી બુદ્ધિ શક્તિ છે, કાર્યનિપુણતા કમ છે, જુસ્સો અલ્પ છે—એવું વિચારવાનો સમય ક્યારનો ય ચાલ્યો ગયો છે. શાસક પ્રજાની આ પ્રકારની નીતિ હવે ટકી શકે તેમ નથી. શાસક શાસિત વચ્ચેના ભેદ સ્વરાજ્યની અને સ્વશાસનની તમન્નાએ દૂર કર્યો છે. વિશ્વને આજે જરૂર છે સ્વાતંત્ર્ય, સમાનતા અને સ્વાવલંબનની. જ્યાં સંકુચિતતા છે, ત્યાં અધોગતિ છે. જ્યાં અસમાનતા છે, ત્યાં બીષણ દ્વંદ્વ છે. જ્યાં પરાધીનતા છે, ત્યાં અનુદ્યમ અને પરાશ્રયની અકલ્પ્ય યાતના છે. જીવનનાં અનેક ક્ષેત્રોમાં કૂદકે અને ભૂસકે આગળ વધતું વિશ્વ એવી ક્ષુદ્રતા સાંખી લે તેમ નથી. એને માનવ વિકાસનો અવરોધ આજે પાલવે તેમ નથી. પ્રત્યેક માનવી કે માનવ સમાજ પાસે પોતાનું સાધ્ય છે. સાધન પણ હાથવેંત જ છે. માત્ર એને સિદ્ધિનો રાહ લેવાનો જ બાકી છે. આજના માનવીને પથ્થર યુગના પ્રયોગોને ફરી અજમાવવાની જરૂર નથી. એને તો પાકા રસ્તા પર જ કે અવકાશમાર્ગે જ આગળ વધવાનું છે. એનું વર્તમાન કાર્ય છે માનવતાને એના પરમ શિખર પર પહોંચાડવાનું. એ સિદ્ધિ મળ્યે જ એની ઝંખના પૂરી થશે. સમગ્ર માનવતાનો એમાં જ જય જય-કાર છે. એ સિદ્ધિ કોઈ એક રાષ્ટ્રની હોય એ દિવસો વીતી ગયા છે. એ વિજય તો હશે જગતનાં નાનાં મોટાં સઘળાં માનવીઓનો.

એનો ઉલ્લાસ છવાયેલો હશે પ્રત્યેક જનની મુખમુદ્રા પર.

આજના આફ્રિકનનો પ્રાણ જાણે કે પુકારી રહ્યો છે. એ પોતાના અંતરનો સાદ જગતના દરવાજામાં ગજવી રહ્યો છે. એનો નાદ જાણે આજે પ્રતિઘોષ પાડતો શ્રવણે પડે છે.

'વિશ્વની આગેકૂચ કરતી પ્રજા આજે જે નાનાંમોટાં કાર્યો યંત્રો પાસે કરાવે છે, તે અમે સૈકાઓથી હાથે કરતા આવ્યા છીએ. અમારાં વાજિંત્રોમાં વિદેશી સૂરો ઘૂસી ગયા છે, પણ અમે અમારું સ્વત્વ ગુમાવી દીધું નથી. અમે પરદેશીઓને જીહજૂરી કરી છે, પણ અમારું સ્વમાન અમે વેચી દીધું નથી. પરદેશી પ્રજાઓએ અમને વિકાસના પ્રથમ પાઠ ભણાવ્યા છે. અમે તેમના ઋણી છીએ, પણ અમારા વિકાસમાં અમારો પોતાનો શ્રમ પણ ઓછો નથી. અમારા પરિશ્રમની અને અમારી યાતનાઓની નોંધ સરખી પણ ન લેનારને અમે અમારા કેમ માનીએ? તમે નગરો વસાવ્યાં તો એના પાયામાં પથ્થર પૂરનાર અમે હતા. તમે કંપાલા, નાઈરોબી કે જોહાનીસબર્ગ જેવી રળિયામણી અલબેલી નગરીઓ બંધાવી તો અમે અમારા શરીરને એનાં બાંધકામમાં ખરચી નાખ્યાં. તમે ઉદ્યોગો ઊભા કર્યા, આ ખંડની માટીમાંથી સોનું કાઢ્યું, લક્ષ્મીને બહાર લાવવાના પ્રયત્નો કીધા તો અમે એને માટે અમારી તાકાત વાપરી—પસીનો પાડ્યો. તમે આગળ ચાલ્યા, તો અમે તમારી પાછળ પાછળ હતા. આજે હવે સમય આવ્યો છે અમારે આગળ વધવાનો—નેતૃત્વ લેવાનો. હવે અમારી કૂચ અમે જ આગળ લઈ જશું. અમારા વાદ્યોમાં હવે અમે અમારા દેશી સૂરો છેડીશું—લોકો ભલે એને હસે કે એની મજાક ઉડાવે. અમારો ખંડ અમારા નાદથી ગુંજશે જગતની કોઈક પ્રજાનો તો એને સહકાર હશે, કોઈકનું તો એમાં પ્રોત્સાહન હશે.'

નૂતન આફ્રિકા ઝિંદાબાદ!

લિ. સંજયના
વંદેમાતરમ્

## પત્ર ચૌદમો
# સ્વાહિલી

પ્રિય જયંત,

મને કોણ જાણે કેમ પણ ગયા વખતનો છેલ્લો પત્ર લખતાં હૃદયમાં ઊંડે ઊંડે એવી લાગણી થયા કરતી હતી કે તું હવે આ પત્રોથી થાક્યો હશે. સતત વરસાદ આવે ને હેલી લંબાયા કરે ત્યારે માણસો કંટાળી જાય તે સ્વાભાવિક છે. મારા પત્રોનો વરસાદ પણ આમ સતત જ રહ્યો છે, એટલે મને એમ થતું હતું કે તને કંટાળો આવતો હશે. તારો પત્ર મળતાં મારી આ શંકાસ્પદ લાગણીઓનું નિવારણ થયું છે. પરિણામે સહેજ નિષ્ક્રિયતા ધારણ કરવા જતી લેખિની ફરી સક્રિયતા અપનાવે છે, અને એક કાંકરે બે પક્ષીઓ પાડવાને તત્પર બને છે. આ ખંડની માહિતીને હું એક પક્ષી ગણું છું, જ્યારે એ દ્વારા મારા પરનાં આ ખંડના ઋણને વાળવા અને એ રીતે યથા શક્તિ સરસ્વતીની આરાધના કરવાના અવસરને બીજું ! આગળના પત્રમાં મેં તને એક વિશિષ્ટ આફ્રિકન જાતિ વિષે લખ્યું હતું. આ પત્ર લખું છું ત્યારે 'ઝાંઝીબાર' અને 'સ્વાહિલી'–એવા બે શબ્દો વિષે કંઈક લખવા કોણ જાણે શાથી, પ્રેરણા મળે છે. કદાચ એની પાછળનાં કારણો એ હોય કે થોડા વખતથી ઝાંઝીબારનો શાંત ટાપુ અશાંત છે, અને ત્યાં પૂર્વ આફ્રિકાની જાણીતી કોમ સ્વાહિલી વસે છે. વળી ૧૯૬૧-

ના વર્ષનો મધ્યભાગ ઝાઝીમારના ઇતિહાસમા ત્યાંના રાજકીય પક્ષોના વિખવાદ પ્રકરણરૂપે નોંધાઈ રહે તે પણ કારણ હોય

વર્ષાના પવનોએ અત્યત પ્રાચીન કાળથી માનવીને દરિયાખેડ બનવા પ્રેર્યો છે ત્રણેક હજાર વર્ષનો ઇતિહાસ માનવીને આ લાભ મળતો હોવાની સાખ પૂરે છે જૂનથી ડિસેમ્બર લગી ફૂકાતા મોસમી પવનોએ વહાણવટીઓને પોતાના વહાણો આફ્રિકાના કિનારા પરથી મહાસાગર દ્વારા ભારત તથા પૂર્વના દેશોમા લઈ જવા સારુ પૂરતી સહાય આપ્યા કરી છે એ જ રીતે આફ્રિકન કિનારા પર વાતા ઊનળ પવનોએ હિંદી મહાસાગરને પાર કરી તે દેશના લોકોને આફ્રિકાને કિનારે લઈ આવવામા મદદ કરી છે. આ કારણે જ પૂર્વ આફ્રિકાનો ભારત આદિ દેશો સાથેનો સબંધ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે એ વાતનો ઉલ્લેખ મેં બીજે કોઈ સ્થળે કર્યો છે વળી મે એ પણ જણાવ્યુ છે કે આવા સબધના ફળસ્વરૂપ એશિયાઈ દેશો માથી આફ્રિકામા શેરડી, લવિંગ, કેળા, ચોખા, નારગી, ખૂંધવાળા ઢોર વગેરે આવવા પામ્યા અને ક્રમે ક્રમે અહીથી હાથીદાત, સોનુ ચામડા વગેરે ત્યા નિકાસ પામતા થયા આ રીતે દરિયાઈ સાહસિકોએ આફ્રિકા સાથે તેમના દેશોનો સબધ બાધ્યો આફ્રિકા સાથે આમ સકળાયેલા દેશોમા ભારત, ચીન, પર્શિયા અને અરબસ્તાનના નામ સૌથી મોખરે રહે છે પર્શિયન લોકો ખાસ કરીને બશિરે અને શિરાઝ આદિ નગરોમાથી તથા આરબો સમુદ્રકિનારા પાસેના ગામો એમેન અને ઓમાનમાથી આફ્રિકા આવ્યા આ લોકોનો વેપાર આટલા પૂરતો મર્યાદિત ન રહેતા ઇજિપ્ત વગેરે બીજે સ્થળે પણ વિસ્તરવા પામ્યો હતો રણપ્રદેશની નજીક વસતા આરબોને તો આમેય વસાવટ સારુ નવા સ્થળો શોધ્યા સિવાય ચાલે તેમ ન હતુ વળી આવા સ્થળોમા આફ્રિકાનો પૂર્વ કિનારો તેમને અતિશય સગવડરૂપ હતો પર્શિયનો પણ આ પ્રદેશને 'શ્યામવર્ણા લોકોના પ્રદેશ' તરીકે ઓળખતા

હતા. તેઓ તેમને LAND OF ZENJ અથવા LAND OF BLACKS કહેતા હતા. 'ઝાંઝીબાર' શબ્દ હજી યે આ જ અર્થનું સૂચન કરે છે. ઝાંઝીબારની વાત કરું છું ત્યારે તને પૂર્વ આફ્રિકાના કિનારા પરના અન્ય ટાપુઓનો પણ સંક્ષિપ્ત પરિચય આપી દઉં.

પૂર્વ આફ્રિકાના કિનારા પર છેક છેડે એક ટાપુ છે. એનું નામ છે કિલ્વા કિસિવાની. આ ટાપુ પર પર્શિયાની અસર અત્યંત જૂની છે. એમ કહેવાય છે કે ઈ. સ. ૯૭૫માં શિરાઝથી આવેલા હસન બિન અલીએ ત્યાં પોતાનો અડ્ડો જમાવ્યો હતો. તેણે ખાડી બનાવડાવીને ત્યાંની નહેરને ઊંડી ગળાવી હતી—આવો જ અન્ય ટાપુ છે 'માફીઆ' ત્યાં પણ પર્શિયનો ખૂબ જ જૂના કાળથી ઊતર્યા હતા. આજે પણ તેમનાં કેટલાક વંશજો પોતાની જાતને 'શિરાઝી' તરીકે ઓળખાવે"છે. માફીઆની ઉપરના ભાગમાં દારેસલામ છે. ઝાંઝીબાર અને પેમ્બા ટાપુઓ માફીઆની માફક કિનારાથી દૂર છે. મોમ્બાસા તો સાંકડી ખાડીથી છૂટો પડી ગયેલો કિનારા પાસે જ આવેલો ટાપુ છે. મોમ્બાસાથી આશરે પોણોસોએક માઈલ દૂર 'મલિન્ડી' છે. ઇતિહાસ નોંધે છે તે પ્રમાણે વાસ્કો–ડા–ગામા અહીં ૧૪૯૮ માં ઊતર્યો હતો. ત્યાંથી લગભગ ૧૪૦ માઈલ દૂર 'લામુ' નામનો ટાપુ છે ત્યાં આરબોની વસતી ઘણી છે.

તું દુનિયાની ભૂગોળમાં ભણી ગયો હશે કે ઝાંઝીબાર તથા પેમ્બા લવિંગના પ્રખ્યાત મથકો છે. દુનિયાની કુલ પેદાશનાં એંશી–પંચાશી ટકા લવિંગ ત્યાં ઊપજે છે. ઝાંઝીબાર અને પેમ્બામાં મળીને ૪૦,૦૦૦,૦૦૦ લવિંગનાં વૃક્ષો છે તેવી ગણતરી છે. આ વૃક્ષને લાવનાર ઝાંઝીબારના સુલતાન જ હતા. ઝાંઝીબારની વાત શરૂ કરતાં મેં 'વિશ્વવાદ–પ્રકરણ' શબ્દનો ઉપયોગ કર્યો છે એ તારા ખ્યાલમાં રહી ગયું હશે. કદાચ એના વિષે તને પ્રશ્ન પણ ઉદ્ભવે એટલે આગળ

કશું કહેતા પૂર્વે એ વિષે થોડુંક કહી દઉં

સુનતાનના લાંબા રાજ્યકાળ પછી હજી થોડા વખતથી જ ઝાંઝીબારમા પ્રજા-રાજયના મંડાણ થયા હતા ગુલામીની પ્રથાથી ત્યાર સુધીનો કાળ આ ટાપુને માટે શાંતિમય હતો ૧૯૬૧ના જૂનના પ્રારંભમા ચૂંટણી શરૂ થઈ ઝાંઝીબાર નેશનાલિસ્ટ પક્ષ-જેના મોવડી છે શેખ અલી મુહસિન અલી અને આફ્રોશિરાઝી પક્ષ-જેના નેતા છે શેખ આબીદ કારુમે-એ બે વચ્ચે પક્ષીય વિરોધ જાગ્યો વાગ્વિવાદે લડાઈનું સ્વરૂપ ધારણ કર્યું અને પાંગા (લાંબી ધારવાળું નાનું હથિયાર-જે પૂર્વ આફ્રિકામા બાગકામ માટે વપરાય છે) અને તલવાર ચમકવા લાગ્યા બંને નેતાઓએ શાંતિ માટે હાકલ કરી પણ બળ વાપરીને તાત્કાલિક શાંત થયા નહિ લૂંટ અને મારામારી પ્રવર્તતી જ રહી બ્રિટિશ રેસિડેન્ટ સર જ્યોર્જ મુરિગને આ વણસેલી પરિસ્થિતિ કાબૂમા લેતા સારી એવી જહેમત ઉઠાવવી પડી મતદાનનું પરિણામ બંને પક્ષોને ભાગે સરખું આવ્યું બંનેને દસ દસ બેઠકો મળી પણ સરકાર રચનાનું કાર્ય ગયું રાષ્ટ્રવાદી પક્ષને ફાળે, તેને મળેલા 'પીપ'સ' પક્ષના સહકારને કારણે આંતરિક સ્વશાસનની સ્થાપનાને સ્થિર કરતા પહેલા જ ઝાંઝીબારને નહિ અનુભવેલી એવી યાતનામાથી પસાર થવું પડ્યું તે વાત રાજકારણના પ્રકરણમાથી શી રીતે લોપાશે? તેને તો આ ઝેરના મૂળ શોધવાનું કઠણ કામ પણ હાથ ધરવું પડશે એમા એને કેટલી સફળતા મળે તેની કોને ખબર?

આ ટાપુ આરબોનું જાણે મથક હોય તેવો લાગે છે ઝાંઝીબાર અને પેમ્બા આરબો અને મિશ્રજાતિના મુસલમાનોનું ધામ છે વિરોધ અને બળવો એ આ શાન્ત ટાપુઓના ઇતિહાસમા અનોખી લેખાય તેવી ઘટના ગણી શકાય આ બંને ટાપુઓમા મળીને વસતીનું પ્રમાણ આ પ્રમાણે છે: આફ્રિકન વસતી ૨૬૫,૦૦૦, આરબો ૪૫,૦૦૦, એશિયનો ૧૬,૦૦૦ યુરોપિયનોની સંખ્યા ૪૦૦ જેટલી-ઉપર કહ્યું

તેમ ઝાંઝીબારની પ્રજા પ્રાયઃ આરબ–શિરાઝી–આફ્રિકી જાતિની મિશ્ર પ્રજા છે. જેમ માફીઆમાં શિરાઝી લોકોની વસતી છે. તેમ ઝાંઝીબારમાં પણ તેઓ આઠમા–નવમા સૈકાથી વસેલા છે. આ ઉપરાંત, ન્યાસાલૅંડ, ટાંગાનિકા વગેરે પ્રદેશોમાંથી આરબોએ પકડેલા અને પાછળથી મુક્ત થયેલા આફ્રિકનો પણ ત્યાં વસે છે. આ આરબો અને આફ્રિકનોની મિશ્રજાતિ પણ અહીં સૈકાઓથી વસેલી છે. યુરોપિયનોની વસ્તી આટલી મર્યાદિત હોવાનું કારણ એ છે કે અહીં કામ કરતા અમલદારો સિવાય બીજા કોઈએ એને વસાહતી પ્રદેશ બનાવ્યો નથી.

આમ સ્વાહિલી લોકો મિશ્ર જાતિનાં છે. ખરી રીતે જોઈએ તો આ સ્વાહિલીઓ કિનારા–સાહેલ–ના વતનીઓ છે. અલબત્ત આરબ અને આફ્રિકન પ્રજાના મિશ્રણથી એ પ્રજા અસ્તિત્વમાં આવી પણ એને શુદ્ધ આફ્રિકન જાતિ ગણી શકાય નહિ. આનું કારણ એ હતું કે આરબ પ્રજાએ ઘણાં વર્ષો લગી આ ટાપુઓ પર પોતાનું વર્ચસ્વ જમાવી રાખ્યું. ઈ. સ. ૧૪૯૮ પછી પોર્ટુગીઝ પ્રજાએ એ પ્રભુત્વનું ખંડન કર્યું. ફરી પાછા એકાદ બે શતકમાં તો આરબોએ એને ગુલામોના વેપારનાં મથક બનાવી દીધાં. આનું રહસ્ય એ હતું કે અંદરના ભાગમાં વસતી આફ્રિકન જાતિઓ વિશે આરબો સિવાય ભાગ્યે જ બીજી કોઈ પ્રજાને પૂરતી માહિતી હતી. એથી વર્ષો લગી ઝાંઝીબાર ટાંગાનિકા, અને કોંગોના સરોવરો સુધીના વણઝાર માર્ગનું મુખ્ય કેન્દ્ર બની રહ્યું. આફ્રિકાનાં ઊંડાણમાં પેસવાના પ્રવેશદ્વાર રૂપ પણ ઝાંઝીબાર હતું. બર્ટન, સ્પેક, લિવિંગ્સ્ટન આદિ સાહસિક મિશનરીઓએ પણ આ જ માર્ગે આફ્રિકામાં પ્રવેશ કર્યો હતો.

બ્રિટિશ સલ્તનતે અથાગ પ્રયાસને અંતે ગુલામીની પ્રથાને નાબૂદ કરી, એટલું જ નહિ પણ ઝાંઝીબારની પ્રજા આ પ્રથા નાબૂદ થતા દેવામાં સજ્જડ વિરોધ ધરાવતી હતી છતાં વિચક્ષણ અંગ્રેજ

પ્રજાએ ઝાંઝીબારના સુલતાન જોડે મૈત્રી સંબંધ જાળવી રાખ્યો. આ ઝાંઝીબારના સુલતાન હતા સૈયદ સર ખલીફા બિન હારુબ. તેઓ ૮૧ વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવી ૧૬ મી ઑક્ટોબર ૧૯૬૦ ના રોજ દેહાન્ત પામ્યા. પશ્ચિમી રાષ્ટ્રસમૂહના દેશોની મુલાકાતેથી પાછા ફર્યા બાદ ત્રીજે જ દિવસે તેમનું અવસાન થયું. તેમણે લગભગ અડધી સદી સુધી રાજ્ય કર્યું. એમણે છેક ૧૯૨૬ ની સાલથી વિધાન મંડળની રચના કરી ને રાજ્યમાં પ્રજા-રાજ્યનાં મૂળ નાખ્યાં હતાં. ત્યાર બાદ લોકજાગૃતિ આવ્યા બાદ તેમણે વિધાન સભાસદોની ચૂંટણીની પ્રથા દાખલ કરી હતી. પોતાના રાજ્યમાં વસતી પ્રજાની યોગ્ય ઉન્નતિ થાય, તેમને શિક્ષણ અને વેપારની તક મળે તેવી દૃષ્ટિ રાખી હતી. આ સુલતાનને તેના જીવનકાળ દરમિયાન સમ્રાટ જ્યોર્જ પાંચમા, જ્યોર્જ છઠ્ઠા અને સામ્રાજ્ઞી એલિઝાબેથના રાજ્યાભિષેક વિધિના સાક્ષી બનવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું. તેમના પછી નવા સુલતાન તરીકે સૈયદ સર અબ્દુલ્લા બિન ખલીફા પચાસ વર્ષની વયે ઝાંઝીબારની ગાદી પર આવ્યા.

મોમ્બાસા સુલતાને પટ્ટે આપેલું બંદર છે. ઝાંઝીબાર ટાપુ પણ ઘણા કાળ લગી બ્રિટિશ સરકારના આશ્રય નીચે સુરક્ષિત રહ્યો. હવે ઝાંઝીબારની વસતી પણ વૈવિધ્ય પૂર્ણ છે. અનેક જાતિઓનાં મિશ્રણ દ્વારા ઉત્પત્તિ પામેલી આ જાતિઓના લોકોનું શરીર સૌષ્ઠવ આકર્ષક હોય છે. બાન્ટુ કુટુંબના અંગરૂપ આ સ્વાહિલી લોકોમા જાતિની નિશ્ચિતતા કહી શકાય તેવી નથી. સ્વાહિલીઓ મુખ્યત્વે ઇસ્લામ ધર્મ પાળે છે, પણ તેઓ ધર્મસહિષ્ણુ છે. ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરનારા લોકો પ્રત્યે તેમને દ્વેષ હોતો નથી. તેમના મત પ્રમાણે ઉપયોગી આસ્તિક સ્વાહિલી નિરુપયોગી નાસ્તિક સ્વાહિલી કરતાં વધારે સારો છે. આમ સ્વાહિલી ભલે સાચી રીતે કોઈ આગવી આફ્રિકન જાતિ ન હોય, પણ તે ભાષા અને ધર્મના સૂત્રે પરોવાયેલી પ્રજા તો છે જ. મોગાડિશુથી કિલ્વા

કિસિવાની, ઝાંઝીબાર, પેમ્બા વગેરે ટાપુઓ પરના રહેવાસીઓ માટે વપરાતો એ શબ્દ છે. તેમનામાં ઇસ્લામ સંસ્કૃતિની પ્રખર અસર હોવા છતાં ક્યાંક ક્યાંક ભિન આફ્રિકી તેમ જ ઇન્ડોનેશિયન ચિહ્નો દગ્ગોચર થાય છે. એક જ કુટુંબમાં વસતાં ભિન્ન ભિન્ન સભ્યોમાં પણ વૈવિધ્ય નજરે પડે છે. એક સભ્યના વાળ ઊન જેવા તો બીજાના રેશમ જેવા તો વળી ત્રીજાના સીધા પણ જોવામાં આવે છે. આમ છતાં તેઓને તેમની આગવી પ્રણાલિકાઓ અને આગવા રીત રિવાજો છે.

સ્વાહિલી સ્ત્રીઓની વેશભૂષા પર ભારતીય સજાવટની પ્રખર અસર જોવા મળે છે. નાનકડી નથડી અને ચંદનહાર તેમને અત્યંત પ્રિય જણાય છે. કેટલીક સ્વાહિલી સ્ત્રીઓમાં મિથ્યાભિમાન જોવા મળે છે. શૃંગાર અને કેશ ગુંથન પાછળ તેઓ કલાકોના કલાકો વ્યતીત કરતી દેખાય છે. તેઓ સશક્ત બાંધાની અને દેખાવે કુટડી થવાનો પ્રયાસ કરે છે. લવિંગના ઉદ્યોગમાં પડેલી સ્ત્રીઓ ઝાડ પર ચડીને લવિંગ ચૂંટે છે. કળિયો ચૂંટયા બાદ તેઓ દાંડલીઓને તેમાંથી જુદી પાડે છે. એ કળિયોને ત્યાર બાદ તેઓ કલાકો લગી તાપમાં સૂકવે છે. એ સૂકવણી થઈ ગયા પછી તેઓ તેમનો દવાઓ, પીપરમિન્ટ, અત્તરો વગેરેમાં ઉપયોગ થઈ શકે તેમ તૈયાર કરી રાખે છે.

મુક્તાહૃદયનાં સ્વાહિલીઓ જીવનના પ્રત્યેક પ્રસંગને ધામધૂમથી ઊજવે છે. જન્મથી માંડીને મૃત્યુ લગીના તમામ અવસરોને માટે તેઓ નૃત્ય (ન્ગોમા) મહોત્સવ યોજે છે. મરણને પણ જન્મની માફક મહોત્સવ માનનાર આ પ્રજા કેવી નચિંત તેમ જ જીવનનો ઊંડો મર્મ સમજનારી હોવી જોઈએ? મરનારની પાછળ ભારતમાં થતી રોકકળ તેઓ જુએ તો તેમના મન પર શી અસર પડે? આ પ્રજાની મૃત્યુ વિશેની ફિલસૂફી માન ઉપજાવે તેવી ન ગણાય? આ

લોકોમા પણ શબને દાટવાનો રિવાજ છે આગળ મેં તને ' મસાઈ' ની બાબતમા લખ્યુ હતું તેમ આ પ્રજા પણ શબને એકલુ દાટતી નથી આ પ્રસગે તેઓ કોઈક પ્રાણીનો વધ તો કરે છે, પણ તેને શબની સાથે દાટે છે. ઇજિપ્ત અને ઘાનાના લોકોમા પણ આ પ્રકારની પ્રથા સભવિત હતી. કુટુંબના અગ્રણીના મૃત્યુ બાદ પાછળ રહેનાર વડીલને શિરે બધી જવાબદારી રહે છે.

નૃત્ય અને વાદન તેમ જ એ બંનેમાથી નિષ્પન્ન થતી તાલબદ્ધતા કોઈપણ સ્વાહિલીના અંતરને ઘડીકમા રિઝવી દે છે. આવી પ્રજાનું આ સિવાય અન્ય મનોરંજન પણ કયું હોઈ શકે ? ઉત્સવને પ્રસંગે એકઠા મળતા સ્ત્રી–પુરુષો નવા સસારની રચના કરે છે. લગ્નપ્રસગે તેઓમા પણ દાયજો આપવાની પ્રથા પ્રવર્તે છે ઢોર એ અન્ય આફ્રિકનોની માફક તેમને મન પણ મોટી મિરાત મનાય છે. ' પોમ્બે '–દારૂ એ આવા પ્રસગે મીઠું પીણું બની રહે છે માસ એ તેમનુ પ્રાસગિક ભોજન ગણાય છે તલાક ( Divorce ) તો જેમ અન્ય આફ્રિકન કોમોમા છે તેમ તેમનામા પણ છે. પત્નીને છૂટાછેડા આપનાર પતિએ દાયજામા પત્નીને મળેલી બધી ચીજો પરત કરવી પડે છે

જન્મ પછી બાળકની નામકરણવિધિ પણ તેઓ કરે છે તેની ઊજવણી નિમિત્તે દારૂ માસની મહેફિલ ઊડે છે. જેમ આફ્રિકાની અન્ય જાતિઓ માને છે તેમ આ જાતિ પણ વહેમ અને અધશ્રદ્ધામા માને છે તેઓ જંતરમતરવાળાઓમા અતિશય શ્રદ્ધા ધરાવે છે. આમ છતા એ લોકોની સભ્યતા આપણને ગમી જાય તેવી હોય છે કોઈ પણ સ્વાહિલી અન્ય જાતિભાઈની આગતા સ્વાગતામા પાછો પડતો નથી મહેમાનની હાજરીમા તે એકલો ખાતો પીતો નથી. બીજા માનવીઓ સાથેની લેવડદેવડમા પણ, આપણે જેમ પ્રભુનો પ્રસાદ લેતા બને હથેળી ધરીએ છીએ તેમ, તેઓ બે હાથ ધરે છે તેઓ

જમણો હાથ લબાવીને ડાબો હાથ જમણાને અડકાડી રાખે છે સભ્યતાની બાબતમા તો આવી જડ–બોગી રીતે જ તો–ગણાતી પ્રજા પાસેથી પણ જગતને ઘણુ શીખવાનુ મળે તેમ છે

સ્વાહિલી લોકોની ભાષાનુ નામ સ્વાહિલી છે પૂર્વ કિનારાની આ આફ્રિકન ભાષા ખૂબ વિસ્તરી છે પૂર્વ આફ્રિકાના આતરિક ભાગમા પણ એ પ્રચલિત છે સોમાલિલેન્ડના કિનારા પર તેમ જ કૉંગોમા પણ આ ભાષા સાભળવા મળે છે ખરી જો કે સ્થળે સ્થળે સ્થાનિક ભાષાના રગો તેમા આવે છે ખરા આરબોના વેપાર વણજમા કે યુરોપિયન–એશિયન–આફ્રિકનના અગત વ્યવહારમા આ ભાષાનો ઉપયોગ ખૂબ બહોળા પ્રમાણમા થાય છે આ ભાષાનુ મડાણ અરબી શબ્દો અને બાન્ટુ વ્યાકરણ પર થવા પામ્યુ છે કેટલાક ભાષા નિષ્ણાતોની માન્યતા પ્રમાણે 'ટાના' ખીણ પર વસેલા બાન્ટુઓની 'પોકોમો' બોલી સ્વાહિલીના પાયામા હોવી જોઈએ, કારણ કે 'પોકોમો' જાતિ આરબો સાથે મિશ્રિત થનામા પ્રથમ હતી આ પ્રકારનુ સમિશ્રણ ઈસુની પ્રથમ શબ્દીમાં થયુ હોવાનો પુરાવો ઇતિહાસ આપે છે સ્વાહિલી ભાષા વિશે જાણનાર અને જગતને જાણ કરનાર પ્રથમ યુરોપિયન હેનરી ગેલ્ટ હતો ઈ સ ૧૮૧૪મા પ્રકાશન પામેલા તેની મુસાફરીના વર્ણનમા તેણે એ વાતનો ઉલ્લેખ કર્યો છે સ્વાહિલીને માટે એ 'સોવા ઉલી'–શબ્દ પ્રયોજે છે, લુડવિગક્રાફ નામના જર્મન મિશનરીની વાત મે તને આગળ કરી છે એણે આ ભાષાનો પ્રથમ શાસ્ત્રીય અભ્યાસ કર્યો અને સ્વાહિલી શબ્દકોશ તૈયાર કર્યો એ શબ્દકોશ આજે પણ અધિકૃત મનાય છે હવે તો આ ભાષામા પત્રો પણ મળે છે 'બરાઝા' જેવા દૈનિકો 'ટાઝામા' અને 'ન્ચિયો' જેવા સામાહિકો સારી એવી સખ્યામા પ્રગટ થાય છે ઝાંઝીબારની 'કિ–ઉન્ગુજા' મોમ્બાસાની 'કિ–મ્વિગ', લામુની 'કિ–આમુ', 'કિ–ગોઝી' અને 'કિ–ટાએ' વગેરે સ્વાહિલી

બોલીના પુરાતન સ્વરૂપો છે સ્વાહિલી માટેનો ખરો શબ્દ કિસ્વાહિલી છે જૂના કાળમા લખાયેલી સ્વાહિલી ગદ્યપદ્ય કૃતિઓ સાપ્રદાયિક તેમ જ બિનસાપ્રદાયિક-ક્યાક ક્યાક સઘરાયેલી મળી આવે છે તેને કદાચ 'પદ્ય' શબ્દ વાચી આશ્ચર્ય થાય સ્વાહિલી પદ્ય પણ જોવા મળે છે 'અલ-આફ્રિકા અને ફ્રેટ' જીસસ, મોમ્બાસા' એ સ્મારક અલી હિનવેએ તૈયાર કરેલી નાનકડી પુસ્તિકા વાચવામા આવી હતી તેમા તેમણે જૂના પદ્યના નમૂનાઓ આપ્યા છે એમા શેખ સુફ ગિન સૈદ અલ માસ્રિરીની રચના ખરેખર સુદર છે એ વિરોચિત પદ્ય વાચતા મને સાચે જ આનદ થયો હતો અને એવુ તો ઘણુ યે અપ્રગટ દશામા પડ્યુ હશે-નાશ પામ્યુ હશે તેની કોને ખબર? સ્વાહિલી ભાષા પર અન્ય યુરોપી ભાષાઓમા પણ ઘણા પુસ્તકો લખાયેના છે ગુજરાતીમા પણ સાવ નથી તેમ તો ન કહી શકાય છતા એક વાત છે કે ગુજરાતીઓ આવી દૈનિક વપરાશની ભાષાઓનો શાસ્ત્રીય અભ્યાસ જોઈએ તેટલા પ્રમાણમા નથી કરતા ત્યારે એના સશોધનની વાત તો ક્યા આવે? એ ભાષા શીખનારને માટે ખૂબ સહેલી છે ઉચ્ચારની બાબતમા પણ એ અઘરી તો ન જ કહી શકાય તેમા પૂર્વગો અને પ્રત્યયોનો ઉપયોગ બહોળા પ્રમાણમા છે જેમ કે—

ચાવી-ઉફુન્ગુઓ

ઉઘાડ-કુન્ગુઆ

બધકર-ફુન્ગા

'બારણુ ઉઘાડ' એમ સ્વાહિલીમા કહેવુ હોય તો 'કુન્ગુઆ મ્લાગો' એમ કહેવાય જેમ અગ્રેજીમાથી સ્વાહિલી શીખવાને માટે 'અપ-કન્ટ્રી સ્વાહિલી' જેવા પુસ્તકો છે તેમ ગુજરાતીમા પણ 'એ ગાઈડ ટુ ધી સ્વાહિલી લેન્ગ્વેજ' 'સ્વાહિલી ભાષાપ્રવેશ' આદિ પુસ્તકો છે ગુજરાતીમા સ્વાહિલી શબ્દકોષ પણ છે હુ પણ

શાસ્ત્રીય રીતે તો આ ભાષાનો અભ્યાસ કરી શકયો નથી એનો દોષ મારો પોતાનો જ છે, પણ થોડા શબ્દોથી ગાડું ચાલ્યા કરે છે. એટલે 'થશે' એમ કરતા કરતા દિવસો વીતતા જાય છે. વળી ક્યારેક એમ પણ થાય છે કે પેટ ભરવાને બહાને નોકરી કરવાની જંજાળ ન હોય અને બીજું કંઈક પ્રોત્સાહન હોય તો? ક્યારેક એવો વિચાર પણ આવે છે કે માત્ર સ્વાહિલી જ નહિ પણ 'લુગાંડા' 'આફ્રિકાન' આદિ ભાષા પણ શીખવા મળે તો કેવું સારું! જે ખંડમાં કિનારાથી છેક અંદરના ભાગોમા સાંભળવા મળે તેવી ભાષા બોલનારના શાસ્ત્રીય અભ્યાસથી વંચિત રહે એ કેવું કરુણાજનક છે! માનવી પોતે ધારે તે કરી શકે તેમ હોય તો જગતને કેટલો બધો લાભ થાય! એનું ખરાબ પરિણામ ન આવે તેવું પણ નથી.

•

આ તબક્કે આ પત્ર લાંબો થતો જાય છે તેવી ભાવના જાગે છે. ત્યારે એને ટુંકાવવાનું કરું. જોકે એ દ્વારા મારું પોતાનું આ ખંડ પ્રત્યેનું અંગત ઋણ અદા કરવાનો સંતોષ પણ ઊંડે ઊંડે છે જ. આ ખંડમાં વસતી વસાહતી પ્રજાના પ્રત્યેક સભ્યે આ વિશાળ ખંડ પ્રત્યે પોતાનું ઋણ ચૂકવવાનું છે. કઈ રીતે એ ઋણ વાળી શકાય તે વ્યક્તિગત પ્રશ્ન છે. આ ખંડ પ્રત્યે અને ખંડના વિરાટ જનસમુદાય પ્રત્યે પોતાની ફરજ અદા નહિ કરનાર માનવીને અહીંના ક્રાંતિકારી રાષ્ટ્રવાદીઓ નવોત્થાન પામતા રાષ્ટ્રમાં સ્થાન ન પણ આપે! ભલેને તેઓ હજાગે માઈલનો દરિયો ઓળંગીને આવ્યા હોય તો પણ વસાહતી માનવીઓ જૂની વિચારસરણી મુજબ આજે '**अर्थैक दृष्टिमन्त:**' રહી શકે નહિ. તેમને નવનિર્માણ કરવા ઇચ્છતા આદિવાસીઓની સાથે ખભેખભા મિલાવીને ઊભા રહેવું પડશે, જરૂર પડ્યે તેમને દોરવા પડશે અને કદાચ અત્યાર લગી કલ્પના પણ ન કરી હોય તેવાં બલિદાન પણ દેવા તત્પર રહેવું પડશે.

નહિ તો —

'ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે,

ખંડેરની ભસ્મકણી ન લાધશે'

તેવો સમય પણ નજીક આવે. આ નૂતન ભાવનાને અંતરમાં ધરતાં હું અહીં વીરમું.

લિ. સંજયના

વંદે માતરમ્

પત્ર પંદરમો

## ગૌરવની સ્મૃતિ

પ્રિય જયંત,

તારે ભારતથી આફ્રિકાના આંતરિક ભાગ લગીની–ખાસ કરીને હું જ્યાં યુગાંડાના છેક ઊંડાણમાં વસું છું ત્યાં લગીની–મુસાફરીની વાત જાણવી છે ને ! તો આ પત્રમાં તને પણ હું મુંબઈથી યુગાંડાની મુસાફરી કરાવું. તું મને વળાવવા આવ્યો ત્યારે સ્ટીમર પર આવ્યો જ હતો, એટલે એ સ્ટીમરની–તેમાંની સગવડોની વાત હું નહિ કરું, મહાસાગરની સપાટી પર ડોલતી સ્ટીમરમાં મુસાફરી કરતા યાત્રાળુની પ્રથમ એમાદ બેદિવસની મુસાફરી એને કોઠે પડતી નથી. સવિશેષ પહેલી જ વાર મુસાફરી કરનારને, દરિયાઈ પાણી, દરિયાઈ હવા, ભલે રોજિંદો અને સારો હોય તેવો ખોરાક વગેરે એને શરૂઆતમાં એટલાં મઝાનાં ન લાગે. પણ આ બધું કોઠે પડી જતાં બહુવાર નથી લાગતી. અલબત્ત કેટલાંક યાત્રાળુઓને આવી લાંબી સફર આખે રસ્તે માફક નથી આવતી, પરંતુ ઘણાં ખરાં મુસાફરો ને તો પછી આનંદ આપવા લાગે છે. મન બહેલાવી શકાય તેવું પણ સ્ટીમરમાં ઘણું હોય છે. ટેબલ–ટેનિસ, રિંગની રમતો, સિનેમા વગેરે માનવીને પૂરતો આનંદ આપી શકે છે. વળી એ કશામાં રસ ન હોય તેને સમુદ્રના ઊછળતા તરંગો, શીતળ સમીરની માદક લહરીઓ, અફાટ જળવિસ્તાર, પ્રકૃતિના પલટાતા રંગો, ઉપર આભ અને નીચે અગાધ વારિરાશિ—વગેરે પણ ઓછો આનંદ આપનાર નીવડતા

નથી. માનવીનાં અનુપમ સાથી પુસ્તકો પણ આવી મુસાફરીમાં ખૂબ જ આવકારદાયક થઈ પડે છે. આખરે સાતથી નવ દિવસમાં મુસાફરી પૂરી કરી મોમ્બાસાને કિનારે પહોંચતો માનવી આ યાત્રાના દીર્ઘત્વને ઝંખે—ઝંખતો થઈ જાય તેમાં આશ્ચર્યકારક કશું જ નથી. મે પણ એવી ઊર્મિઓ એક કરતાં વધુ વખત અનુભવી છે.

મોમ્બાસાને કિનારે ઊતર્યા બાદ યુગાંડા તરફ જવા માગતા મુસાફરની મુસાફરીનો બીજો તબક્કો શરૂ થાય આ યાત્રા તેને રેલગાડી દ્વારા કરવાની હોય છે. કિનારાથી યુગાંડા લગીનો—યુગાંડાના પાટનગર કંપાલા લગીનો—૮૮૪ માઈલનો લાંબો રેલમાર્ગ એમાંથી હવે ચાલીસેક માઈલ ઘટવા પામ્યા છે. આપણા જેવા ચુસ્ત મુસાફરને આ મુસાફરી જરાક વસમી લાગે ખરી ખાવાપીવાનુ ન ફાવે, બેસીને કંટાળી જવાય. બે રાત્રિ ગાડીમા એ રીતે વિતાવવી પડે જો કે સંબંધીઓને ખબર કર્યા હોય તો વચ્ચે વચ્ચે ક્યાક ખાવાનો બંદોબસ્ત થઈ શકે ખરો, પણ આની સરખામણીમા તો સ્ટીમરની સપ્તાહની મુસાફરી ક્યાય સારી તેમ છતા આમા પણ આનંદ નથી તેમ તો ન કહી શકાય મોમ્બાસાથી ઊપડીએ અને એક રાત્રિ વીતે કે બીજી સવારમાં જ ગાડી કેનિયા નેશનલ પાર્કમાંથી પસાર થાય મુસાફર અહીં પ્રકૃતિને ખોળે રમતી વન્યપશુઓની વણઝાર નિરખતો જાય. સવાર બપોરમાં પરિણમે તે પૂર્વે તો ક્યારનુ ય કેનિયાનું પાટનગર નાઈરોબી આવી જાય મુસાફર બહાર ફરીને પગ છૂટો કરી શકે આખાયે માર્ગ પર આવુ માનવ અવાજથી ગાજતુ એક જ વિશાળ સ્ટેશન! બીજાં બધા જ નાના! રેસ્ટોરંટ કારમા ન જવા માગતા યાત્રાળુને અહીં બ્રેડ, દૂધ, બિસ્કીટ, આદિ મળી રહે ઓળખીતું કોઈ હોય તો ખાવાપીવાનું પણ આવી જાય

ગાડી આગળ વધે એટલે ગાડીની બારીમાથી દૂર દૂર કેનિયા પર્વતનાં શિખરોના પણ ક્યારેક દર્શન થાય જો વાતાવરણ ધૂંધળું

હોય તો એ ગિરિરાજ દર્શન ન દે ગાડી પણ ધીમે ધીમે હાંફવા લાગે ચડાણ આવે ત્યા એના ગૂડા ગળી જાય જગનો અને ઝાડીઓ, ટેકરીઓ અને ખીણોમા થતી થતી યુગાડા રેલગાડી આગળ વધતી જાય ક્યાક ઉચ્ચ સપાટ પ્રદેશ આવે, ક્યાક સાડા આઠથી નવ હજાર ફીટ જેટલી ઊચાઈ આવે, ક્યાક હજાર—દોઢ હજાર ફીટ જેટની ઊડી ખીણ આવે ત્યારે ગતિમા ફેરબદલ ધારણ કરતી ગાડી ચાલ્યા જ કરે કપાલાથી દોઢસો–પોણા બસો માઈલ દૂર એ યુગાડાની ધરતી પર પ્રવેશે ત્યારે તો એ ચારેક હજાર ફીટની ઊચાઈ પર સરી પડી હોય ત્રીજા દિવસનો મધ્યાહ્ન થતા થતા તો એ યુગાડાના પાટનગરના પ્લેટફોર્મ પર આવીને લાબા વિરામને માટે ઊભી રહી જાય

કિનારાથી કપાલા લગી અને કપાલાથી કિનારા લગીની ગાડી એકાતરા જ મળે જો કે થર્ડ કલાસ ટ્રેઈન રોજ મળે ખરી કપાલાથી નાઈરોબી અને ત્યાથી મોમ્બાસા લગી ટ્રેઈન મળ્યા જ કરે, પણ મોટા ભાગના માણસો આવી લાબી સફર સેકન્ડ કે ફર્સ્ટમા જ કરવાનુ પસદ કરે અનમત્ત મોટરગાડીઓવાળા ઘણે ભાગે રેલવે આધારે રહેતા નથી, કારણ મોટરમા જતા સમય અડધા કરતા પણ ઓછો લાગે છે તો પણ રેલગાડીમા જતા આવતા મુસાફરોની સખ્યા અલ્પ નથી, કારણ મધ્યમવર્ગનો માનવી ભાગ્યે જ વર્ષે એકાદ વાર કિનારા સુધી જવાનુ સાહસ કરતો હોય છે સામાન્ય સયોગોમા સ્વદેશની મુસાફરી તો ત્રણચાર વર્ષે ભાગ્યે જ એકવાર થાય આવી મુસાફરી કર્યાને જેમને દશેક કે વધારે વર્ષ વીતી ગયાં હોય તેના માણસોની સખ્યા પણ નહિ હોય તેવુ નથી

જ્યારે યુગાડા રેલવે દ્વારા મુસાફરીની વાત કરુ છુ ત્યારે આ રેલવેનો ઇતિહાસ પણ મારી સ્મૃતિએ ચડી જાય છ એની થોડી વિગતો અહી આપી દઉ તો આ પત્ર પૂરતી તુ એને અનાવશ્યક

નહિ ગણે તેની મને ખાતરી છે. આ રેલવેના ઈતિહાસને અર્વાચીન ઘટના જ ગણી શકાય તેમ છે. એની શરૂઆતને સદી તો શું-પૂરા સિત્તેર વર્ષ પણ નથી વીત્યાં. ઈ. સ. ૧૮૯૫ માં એનો પ્રારંભ થયો. એને માટેનાં જવાબદાર કારણો આવાં હતાં: યુગાંડાના વિકાસનો આધાર આ રેલવે પર હતો. જ્યાં લગી રેલવેની શરૂઆત ન થાય ત્યાં લગી યુરોપિયન પેઢીઓની આ દેશમાં અવરજવર ઝડપી બની શકે તેવું અન્ય કોઈ સાધન હતું જ નહિ. વળી અંદરના ભાગોમાંથી ગુલામીની પ્રથાને સદંતર નાબૂદ કરવી હોય અને સૈન્ય-સરંજામ લાવવો લઈ જવો હોય તો પણ બીજો કશો માર્ગ ન હતો. બ્રિટિશ કારભારીઓને આ લાઇન પાછળ જંગી ખર્ચ કરવો પડે તે માટે તેઓ તૈયાર ન હતા, પણ જો તેઓ આ બાબતમાં કંઈ ન કરે તો જર્મનો પહેલ કરી દે અને તેમનું વર્ચસ્વ સ્થાપિત થઈ જાય તેવો ભય પણ અંગ્રેજોના મનમાં હતો. આથી તેમણે નદીનાળાં પર પુલો વગેરે ઘટાડીને પણ આ યોજના હાથ ધરવાનો નિશ્ચય લીધો. તેમનો મૂળ આશય તો બે અઢી લાખ પૌન્ડ જેટલો જ ખર્ચ કરવાનો હતો, પરંતુ આખરે તો એ યોજના ત્રીશ લાખ પૌન્ડ કરતાં પણ વધારે ખર્ચ ઉઠાવી ગઈ. આનાં બે ફળ એ આવ્યાં કે યુગાંડાનો બ્રિટન જોડેનો સંબંધ બંધાયો અને સ્થિર થયો અને યુગાંડાના વિકાસનો પ્રાથમિક તબક્કો શરૂ થયો.

આ રેલવેના ઇતિહાસમાં જાણવા જેવી તો અનેક વિગતો છે. જો એની વિગતો આપવા બેસું તો આવા અનેક પત્રો એ લઈ જાય. એથી એના બાંધકામ વિષે ટૂંકો ખ્યાલ જ તને આપું છું. આ આ વિગત છોડી ન દેવાનું મન એટલા માટે થાય છે કે એના ઇતિહાસ સાથે ભારતીય વસાહતનાં મૂળ પણ ગુંથાયેલા છે. રેલવે બાંધકામની શરૂઆત કરવા માટે ભારતીય કારીગરો સિવાય ચાલે તેમ ન હતું. આફ્રિકનોએ તો કોદાળી જેવાં સાધનોથી પણ કુશળતા પૂર્વક કામ કર્યું ન હતું ત્યારે તેમની બીજી કાર્યકુશળતા પર આધાર

તો શી રીતે રખાય? બ્રિટિશ સત્તા ભારત પર પણ હતી એટલે એ તરફ નજર દોડે તે સ્વાભાવિક છે. કરારો થયા અને ભારતીય કારીગરોની પ્રથમ ટુકડી ૧૮૯૬મા આવી. આ કારીગરોને એવા અધિકારો પણ આપવામા આવ્યા હતા કે જો તેમને ભારત પાછા ન ફરવુ હોય અને તેઓ તેમનો પાછા જવાનો ખર્ચ માગરો માંડી વાળે તો તેમને આ દેશમા વસવા દેવા—આમ એક જ વર્ષના ગાળામા આ રેલવે લાઈન પર લગભગ ચારેક હજાર જેટલા કારીગરો કામ કરતા થઈ ગયા. તેમણે તેમને વસવા માટે લાઈન પર ઝૂપડિયો બાંધી દીધી, માલ સામાન ભરવાની વ્યવસ્થા કરી દીધી અને કામ શરૂ થયુ.

રેલવેની આટલી જ મુશ્કેલી હોત તો તો વાંધો ન આવત, પણ ખોરાકની યે તંગીક હતી; કેટલાક પ્રદેશમા પાણીના પુરવઠાની યે મુશ્કેલી હતી, કેટલાક પ્રદેશમા રોગચાળો પણ અસ્વાભાવિક ન હતો, જીવજંતુ ત્સે ત્સે માખીનો ડર પણ ઓછો ન હતો. આ બધું યે છતા કામ આગળ વધ્યુ. બન્ને વર્ષની સતત જહેમતને પરિણામે લાઈન પોણાબસોથી થોડીક જ વધારે આગળ ગઈ, અને ત્યા વિઘ્નોનુ એક નવુ જ પ્રકરણ આરંભાયું. માનવ-લોહીમાસને આરોગવા સદાય આરોગી જવા આતુર એવા આદમખાઉ સિંહોએ અંતરાય નાખ્યાં. આમ ત્સાવોના પુલનુ બાંધકામ રઝળવા લાગ્યુ. આ આદમખાઉ સિંહોએ પચ્ચીસથી ત્રીસ ભારતીય કારીગરોને શિકાર બના વ્યા. અસંખ્ય આફ્રિકનો પણ એના ભોગ બન્યા. આખરે લેફ્ટેનન્ટ કર્નલ પેટર્સન–જેમની દેખરેખ નીચે આ કામ થતુ હતુ તેઓ—આ બન્નેને મારી નાખવા સમર્થ બન્યા. આકદસ માણસોથી યે જેમનુ શરીર ન ઊપડે તેવા આ આદમખોરોની વાત કર્નલે તેમના 'ત્સાવોના આદમખોર' પુસ્તકમા વિગતવાર નોંધી છે. જાત અનુભવોના નિષ્કર્ષ સમુ એ પુસ્તક કેનેડ઼ે ઇતિહાસનુ એક અનન્ય સ્મરણ છે. આમ આ ભારતીયોનુ લોહી આ બાંધકામમા રેડાયુ છે એ વાત એ લાઈન પર મુસાફરી કરનાર ભારતીય શી રીતે વીસરી શકે?

બાંધકામ અટકી પડતું જોઈને લાઈન પરના આફ્રિકન મજૂરોને વહેમ પાકો થતો જતો હતો. તેઓ એમ માનતા હતા કે માણસોનો ભોગ લઈ જતા આ સિંહો કોઈ આસુરી શક્તિનું સ્વરૂપ જ છે. તેમને આ આફ્રિકન ભૂમિને નાથવાનો પ્રયાસ ગમતો નથી, એટલે તેમાં અવરોધ નાખવા માગે છે. જ્યારે એ બન્નેનો નાશ થયો ત્યારે તેમની અંધશ્રદ્ધા થોડે અંશે દૂર થઈ હશે આ સુશીઅતોની સાથે કારીગર મજૂરોની ચડસાચડસી, વધુ મહેનતાણું મેળવવાની આફ્રિકનોની વૃત્તિ તેમ જ દેખરેખ રાખતા યુરોપિયન અમલદારોનું કાસળ કાઢી નાખવાની વાત પણ અનુભવ બહારની તો નથી જ. એટલું જ નહિ પણ, આ બાંધકામમાં અંતરાય ઊભો કરવાના પ્રયાસો વતનીઓ તરફથી પણ થયા સિવાય રહ્યા નથી–જેઓ રેલવે લાઈનની આગળને આગળ કામ કરતા જતા હતા તેમાનાં કેટલાકને કિકુયુ લોકોએ બેહાલ કરી મૃત્યુને શરણે પહોંચાડી દીધાની વાત નોંધાઈ છે, પાંચેક વર્ષ કામ ચાલ્યા બાદ નાન્દી જાતિના લોકોએ પણ એમાં અવરોધો ઊભા કર્યા. તેઓ અવારનવાર લૂંટફાટ કરતા એટલું જ નહિ, પણ લોકોને કે રક્ષકોને પણ મારી નાખતા. લાઈન પરથી તેમને હથિયારો બનાવવા સારુ લોખંડ મળતું. નાન્દી સ્ત્રીઓ તો જે તારનાં ગૂંચળા મળતાં તેમાંથી કડાં–તોડા જેવા અલંકારો બનાવતી–આમ કેટલાક વતનીઓનો સ્વાર્થ પણ આ કામમાં વિઘ્ન રૂપ બનતો. વળી ઉપર જેમ બે સિંહની વાત કરી તેમ જિરાફ, હાથી, ગેંડા વગેરે પણ કાંઈ પછાત રહી જાય તેમ ન હતા. તેઓ પણ લાઈનની વચ્ચે ઊભાં રહી જતાં, સ્ટેશન માસ્તરો પણ મોટે ભાગે ભારતીયો જ હતા. જૂના કેટલાક સ્ટેશન માસ્તરો તેમના અનુભવની વાત કરતાં આજે પણ કહે છે કે કેટલીક વાર તો રાતના સિંહ, હાથી વગેરે પ્રાણીઓ પણ ટિકિટ બારી પર ટિકિટ કઢાવવા આવતાં. 'ઈસ્ટ આફ્રિકા પ્રોટેક્ટોરેટ' ના ૧૯૦૧ થી ૧૯૦૪ સુધી રહેલા કમિશ્નર સર ચાર્લ્સ ઇલિયટ પણ આવી જ વાત નોંધે છે.

"A troop of more intelligent elephants occasionally occupy a station, and in their curiosity ravage the booking office and take tickets which cannot be accounted for afterwards."

આ રેલવેનાં કારણે જ ત્રણ વર્ષના ગાળામાં તો કેનિયામાં વસતા ભારતીયોની વસ્તી તેર હજાર જેટલી થવા પામી હતી. આ રીતે જોતાં યુગાંડા રેલવેના સાહસમાં ભારતીય ફાળો અલ્પ નથી. આજે પણ સ્ટેશનમાસ્તર, ગાર્ડ, ટિકિટ 'ચેકર' વગેરેનું કામ ભારતીયો કરે જ છે. રેલવે લાઈનની જ્યારે વાત કરીએ છીએ ત્યારે એના પાયામાં પુરાયેલા આફ્રિકનોની વસતી કંઈ નાનીસૂની નથી. ત્રણચાર હજાર આફ્રિકનો તો માત્ર રોગને લીધે જ મરણ પામ્યા હશે. યુગાન્ડાના આ મજૂરો સિવાય પણ દુષ્કાળ અને શીતળા જેવા રોગના ભોગ પામેલા કિકુયુની વસતી પણ ઓછી નથી. એમ કહેવાય છે કે આને પરિણામે સમગ્ર જાતિનો દસથી પંદર ટકા ભાગ નાશ પામ્યો. આવી વિકટ લાઈનનો આવો ભોગ હોય તે પણ અસ્વાભાવિક નથી. આ કારણે જ આ લાઈનને 'ગાંડી લાઈન' તરીકે કેટલાક લોકોએ સંબોધી છે. અલબત્ત પાંચ વર્ષના ગાળામાં આ લાઈન ૫૮૪ માઈલ લગી પહોંચી ખરી, અને એ રીતે યુગાન્ડાના આંતરિક ભાગને માટે સરોવર માર્ગ સુધીની સરળતા લાવી દીધી, પરંતુ બાકીનો ત્રણસો માઈલનો વિસ્તાર તો પૂરો થતાં બીજાં પચીસ વર્ષ નીકળી ગયાં. આગગાડી ચાલુ થઈ તે કાળમાં તો એને અંતરાય રૂપ બનવાને કારણે અસંખ્ય જંગલી પ્રાણીઓ પણ કપાઈ ગયાં.

આજે મુસાફરી કરનાર માનવી કદાચ આ ઇતિહાસ ભૂલી જાય, પરંતુ મેં તો જ્યારે જ્યારે મુસાફરી કરી છે ત્યારે ત્યારે એ ભારતીય કારીગરોનો શ્રમયજ્ઞ મને યાદ આવ્યા સિવાય રહ્યો નથી. કદાચ થોડો આડો જઉં છું એમ તને લાગે તો પણ ભારતીય

સાહસિકતાની વાત આદરી છે ત્યારે બીજી થોડીક વાત કરી દઉં. ભારતીય સાહસિકતાની ગાથા તો અતિ પ્રાચીન કાળથી જ થઈ છે. આફ્રિકાના કિનારા સાથેનો ભારતીય સંબંધ તો પરાપૂર્વથી ચાલ્યો જ આવે છે, પરંતુ રેલવે નહોતી ત્યારે ભારતીયો યુગાંડાના આંતરિક ભાગમાં ન હતા એમ નથી. અલિદિના વિશ્રામ જેવા નરવીરો તો રેલવે સ્થપાઈ તે પૂર્વેના વીસેક વર્ષોથી વેપાર જમાવી બેઠા હતા. અલબત્ત ભારતીયો વધુ પ્રમાણમાં આંતરિક ભાગોને ખેડતા થયા રેલવે શરૂ થયા પછી જ.

આ છે યુગાંડા રેલવેની સાથે સંકળાયેલા આપણા લોકોનો ઇતિહાસ. આજે પણ આપણા વૃદ્ધો ભારતથી આફ્રિકા આવતાં વહાણમાંના અનુભવોનું ક્યારેક વર્ણન કરતા સાંભળવા મળે છે. ખાવા–પીવાની વ્યવસ્થા વિના કુદરતી હાજતોને કેટલીક વાર અટકાવતાં, હાલકલોલક થતાં અને મહાસાગરની થપાટો ખાતા ખાતા ત્રણચાર અઠવાડિયાં લગી હવામાનને આધીન રહીને મુસાફરી કરનારા આપણા વસાહતીઓની પેઢી હવે અસ્ત થતી જાય છે. આજની મુસાફરી તો સુખસાહ્યબીવાળી છે. યાત્રાળુને યાત્રા આજે નડતી નથી. આગામી વર્ષોમાં તો સ્ટીમર પણ જૂનું વાહન બની જશે. 'બોઈંગ' ૭૦૭' માં આજે તો કેવળ સાત–આઠ કલાકમાં જ પૂર્વ આફ્રિકામાંથી ઊડીને ભારત પહોંચી શકાય છે, ત્યારે વહાણ–સ્ટીમરની વાતો કલ્પનાની વાતો જેવી જ નહિ લાગે? આગામી નવી પેઢી કદાચ એવી વાતોને માનવા તૈયાર પણ નહિ થાય.

રજા લઉં ત્યારે.

સંજયના

વંદેમાતરમ્

## પત્ર સોળમો

## કિકુયુ

પ્રિય જયન્ત,

મારા પત્રો તને નિયમિત મળતા રહે છે તથા તને એ વાંચવામાં આનંદ આવે છે એ મારે મન પણ આલ્હાદદાયક બીના છે. આગળના પત્રો દ્વારા આ ખંડ, અહીં વસતાં આપણા લોકો, હબસી, હેમાઈટ, બાન્ટુ વગેરે લોકો વિષે મેં તને આછી શી રૂપરેખા આપવા પ્રયાસ કર્યો હતો. આફ્રિકાની આદિ વતની જાતિઓ વિષે ઘણું ઘણું લખી શકાય એમ છે, પણ એને માટે આ પત્રો લખવા માટે મળે છે તેના કરતાં વધુ અવકાશ અને વધુ ઊંડા અભ્યાસની આવશ્યકતા ઊભી થાય, એટલે હાલ પૂરતો તો તારે અને મારે આટલાથી—છે તે જ ઠીક માની સંતોષ લેવો રહ્યો. આ પત્ર દ્વારા હું આફ્રિકનોની જાતિના એક પ્રમુખ પેટા વિભાગને કાગળ પર મઢી લેવા અને તારી આગળ એ રજૂ કરવા તૈયાર થયો છું. એ પેટા જાતિ છે કિકુયુ. એ શબ્દનો 'કિકઉયુ' જેવો ઉચ્ચાર પણ સાંભળવા મળે છે. આમ ખરો શબ્દ તો છે 'આગિકુયુ'. આ લોકો મૂળ પૂર્વ આફ્રિકાની બાન્ટુ જાતિના છે કેનિયામાં તેમનું પ્રમાણ સૌથી વધારે છે. બાર લાખ કરતાંયે વધુ કિકુયુ કેનિયામાં વસે છે

તેઓ સ્વસ્થ અને સ્થિર સ્વભાવના, ઉદ્યમી, પ્રગતિવાંછુ,

સાહસિક તેમ જ જબરા મહત્ત્વાકાંક્ષી છે. ઉત્સાહી તથા કોઈ પણ ધંધામાં કુશળતા દાખવી શકે તેવા આ લોકો જબ્બર રાષ્ટ્રવાદી ગણાય છે. આ કિકુયુ પ્રજા લગભગ આઠસો વર્ષોથી કેનિયાના જુદા જુદા પ્રદેશોમાં વસતી હોવાનું અનુમાન બાંધી શકાય તેમ છે. એ જાતિના માણસો પોતાને માતા મુમ્બી અને પિતા ગિકુયુનાં સંતાનો તરીકે ઓળખાવે છે. આપણે જેમ મનુ ભગવાનના વંશજો તે માનવો તેમ માનીએ છીએ અથવા બીજા કેટલાક માણસો જેમ બાવા આદમ અને દાદી હવ્વાનાં સંતાનો તે માનવો તેમ ગણે છે, તેના જેવી તેમની આ માન્યતા જણાય છે. આપણા વિશાળ જગતની અને માનવ કુળની વાતને બાજુએ મૂકીએ તો પણ વિશ્વને કોઈ પણ ખૂણે વસતા લોકોની તેમના કુળની આદિ ઉત્પત્તિની વાત તેમને મન તો ઉલ્લેખનીય ઘટના હોય જ છે. કદાચ આ બાબત કૌટુંબિક એકતાની સુરક્ષિતતા પાછળનું પ્રેરકબળ પણ હોય. વળી એ ઉપરાંત આ લોકોની એવી પણ માન્યતા છે કે તેઓનું આદિ પ્રભવ સ્થાન–ઉત્પત્તિ સ્થાન મુરાન્ગા જિલ્લામાં મુકુરુવે વૃક્ષની પાસે છે. તેઓના પોતાના માનવા પ્રમાણે તેઓ ધીમે ધીમે જંગલો કાપતાં, જગ્યાને વસવાટક્ષમ બનાવતાં આગળ ને આગળ વસતા ગયા. આ રીતે દક્ષિણમાં તેઓ 'કીઆમ્બુ' જિલ્લામાં અને ઉત્તરમાં કેનિયા પર્વત સમીપના 'ન્યેરી' પ્રદેશમાં પથરાતા ગયા. તેમની પોતાની માન્યતા પ્રમાણે જ્યાં જ્યાં તેઓ વસ્યા ત્યાં ત્યાં આ 'ગુમ્બા' જાતિના ઠીંગણા અને બેડોળ તથા ભયંકર આકૃતિના માનવીઓ વસતા ગયા. કોઈ પણ પ્રકારનો ભય ઉપસ્થિત થતાં આ લોકો ભૂમિની અંદરના ભાગમાં પ્રવેશી જતા. નિષ્ણાતોના અનુમાન મુજબ આ જાતિ પ્રાગૈતિહાસિક હોવાનો પૂરતો સંભવ છે. ટાંગાનિકામાં વસતી 'વામ્બુલુ' જાતિ હાલના સમયમાં પણ આ પ્રકારના સંરક્ષણનો આશ્રય લે છે.

આવી કિકુયુ જાતિની કેટલીક પ્રથાઓ, માન્યતાઓ તેમ જ

કેટલાક રિવાજો કુતૂહલ જગાવે, તેવા છે. આપણી જિજ્ઞાસાવૃત્તિને પોષે તેવી કેટલીક પ્રણાલિકાઓ આપણે જોઈએ. સૌથી પહેલાં બાળકની જ વાત લઈએ :

આ જાતિનાં લોકોની માન્યતા એવી હતી કે બાળક ઝૂંપડીમાં ઘરની અંદર મૃત્યુ પામે તો એ સમગ્ર કુટુંબ પર આપત્તિના પ્રતીકરૂપ ગણાય. આવી આપત્તિના ભોગ કુટુંબને ન બનવું પડે તે કારણસર અંતિમ દિવસો ગણતા બાળકને ઘરની બહાર લઈ જવામાં અને ત્યાં જ રાખવામાં આવતું. આમ ઘણી વાર તો બહારનું અસહ્ય વાતાવરણ જ માંદગીમાં સપડાયેલા બાળકના મૃત્યુનાં કારણરૂપ બનવા પામતું. આ લોકોને મન દોઢેક વરસના ધાવણા બાળકનું મૂલ્ય લોહી-માંસ-હાડ-ચામનો માળખા સિવાય વિશેષ ગણવામાં આવતું નહિ. આ ઉંમરે બાળક પ્રથમ ધાર્મિક ક્રિયાને પાત્ર બન્યું એમ ગણવામાં આવતું. આવી સંસ્કાર ક્રિયા બાદ જ બાળકમાં સ્વજાતિની વિશિષ્ટ પ્રણાલિકા, રૂઢિ અને પૂર્વજોના પવિત્ર સંસ્કારોનો આવિષ્કાર થયો ગણાતો. આ પ્રાયમિક ક્રિયા પછી એ બાળકને બીજો જન્મ પ્રાપ્ત થયો તેવું મનાતું. આ સંસ્કારને ભારતીય બ્રાહ્મણવર્ગમાં પ્રચલિત ઉપનયન સંસ્કાર જેવા થોડે ઘણે અંશે કહી શકાય આમ બીજો જન્મ પ્રાપ્ત કરેલા શિશુને-બાળકને દ્વિજ ગણીએ તો શો વાંધો ? આમ દ્વિજત્વ પ્રાપ્ત કરેલું શિશુ બાળક ઘરમાં જ મૃત્યુ ન પામે તેની ખાસ તકેદારી રાખવામાં આવતી.

એ બાળક છસાત વર્ષનું થાય ત્યાં લગી તેના પર કોઈ પણ જાતની જવાબદારી રહેતી નહિ. આઠેક વર્ષની એની ઉમર થયા પછી તે માતાપિતાની સાથે હરીફરીને ખેતરનું તથા પશુપાલનનું કામ ધીરે ધીરે શીખે. આ ઉપરાંત, રાત્રિને સમયે વડીલોને ફુરસદ મળતાં તેમની પાસેથી જાતિના રીતરિવાજો, પોતાની ફરજો, દુશ્મનોની સામે લડીને તેમને કેમ હંફાવવા, જીવન કેવી રીતે નિર્ગમવું-

વગેરે બાબતોનું જ્ઞાન સંપાદન કરવાનું રહેતું. તેમને નૃત્ય અને સંગીતની તાલીમ પણ મળતી. છોકરાઓ છોકરીઓ સાથે જ રહેતાં અને એક જ સાથે ઊછરતાં આવા સહઉછેરમાં જો નીતિવિરુદ્ધ આચરણ કરતાં બાળકો પકડાય તો તેમના પર અસહ્ય શિક્ષા ગુજારવામાં આવતી. કદાચ આ બંધનને લઈને જ કિકુયુજાતિની નીતિ ટકવા પામી અને લાંબાકાળ લગી તેમનામાં દુરાચાર પેસવા પામ્યો નહિ. આ તાલીમકાળને અંતે વડીલો, તાંત્રિકો, જંતરમંતરવાળા વગેરે એકઠા થતા અને તેમને યુવાનોની શ્રેણિમાં ભેળવતા. આ યૌવનપ્રવેશ માટે પણ નિયત પ્રકારની ક્રિયાઓ કરવામાં આવતી આવી કોઈ પણ પ્રકારની ક્રિયામાં બલિદાન આપવાનું આવશ્યક બની રહેતું. ગમે તે કિકુયુને જીવન દરમિયાન આવા અનેક તબક્કાઓમાંથી, અનેક ક્રિયાઓમાંથી પસાર થવાનું રહેતું. સારી યે જાતિનું જીવન એક દૃષ્ટિએ જોતાં શિક્ષાર્થીનું જીવન બની જતુ જાતિના કાયદા, જાતિના રીતરિવાજો, જલઘોધ, વૃક્ષ, પિતૃ કે ઈશ્વરને રીઝવવા સારુ બલિદાન આપવાનું કાર્ય વગેરેની પૂરી માહિતી મેળવવાનું કાર્ય દરેકે દરેક કિકુયુને માટે ધર્મકાર્યરૂપ ગણાતું. આ કારણોને લઈને જ આ જાતિમાં સંપ, એકતા, પ્રેમ મજબૂત અને આદરણીય બની જતાં. આજે આ જાતિનું વૈશિષ્ટ્ય ઘસાતું ચાલ્યું લાગે છે એને માટે જવાબદાર પરિબળોનું સૌથી વધુ દુઃખ તેમના સિવાય બીજા કોને હોય?

કિકુયુ જાતિની પુરાણી લગ્નપ્રથા પણ એવી જ રસિક છે. યુવાનીમાં પ્રવેશેલો કિકુયુ યુવાન પોતે જ જોઈ લેતો કે કઈ કન્યા પોતાને અને પોતાના કૌટુંબિક જીવનને સુખી તેમ જ સમૃદ્ધ બનાવે તેમ છે. જાતે આવી પસંદગી કર્યા પછી એ પોતાના પિતાને અથવા વડીલને લગ્નની ઇચ્છા જણાવે વડીલ એ ઇચ્છા જાણ્યા બાદ પૂરેપૂરી તપાસ કરે-કરાવે. જે કન્યા પર મૂરતિયાની પસંદગી ઊતરી હોય તેની, તેના કુળની, તે કુળ સાથેના પારસ્પરિક સંબંધોની

પૂરતી માહિતી મેળવી લે. એ કન્યા પોતાના કુટુંબને ઉજાળે તેવી છે કે નહિ તેની ઝીણવટભરી તપાસ કરી લે. એવી અન્ય કોઈ કન્યા છે કે નહિ તે સંબંધી પણ જાણી લે. પૂરી પરીક્ષા પછી વડીલ યુવાનને લગ્નાર્હ કન્યાઓની અને તેમનાં કુટુંબોની યાદી આપે. જો એ યાદીમાં એણે સ્વયં કરેલી પસંદગીની કન્યાના કુળનું કે કન્યાનું સ્થાન ન હોય તો લગ્નસંબંધ સંભવી શકે નહિ. કન્યાકુળની સાથે કોઈ વાંધો હોય અથવા દુશ્મનાવટ હોય તો જ યાદીમાં એનો સમાવેશ થાય નહિ. નહિતર એનો યાદીમાં સમાવેશ થાય જ. વળી યાદીમાં પોતાની પસંદગી વિષેનો ઉલ્લેખ ન હોય તો યુવક પોતાને ઈષ્ટ કુટુંબને ધ્યાનમાં લઈ શકાય કે કેમ તે બાબત વિષેની પૃચ્છપરચ્છ પોતાની મર્યાદામાં રહીને કરી શકે ખરો. પરંતુ આ વિષયમાં વડીલની આજ્ઞા આખરી તેમ જ બંધનકર્તા ગણાય. વડીલોની સંમતિ અને તેમના આશીર્વાદ એ ક્રિકુયુ લગ્નજીવનનું આવશ્યક અંગ હોવાને લીધે કોઈપણ યુવક આવી મર્યાદાને લોપી શકે નહિ તેમ જ તેનું ઉલ્લંઘન પણ કરી શકે નહિ. આવા સંબંધની વાત પણ વડીલો જ આગળ કરી શકે. ત્યારબાદ વરપક્ષનો મોવડી હાથમાં દર્ભ રાખીને આ પવિત્ર વાત કન્યાપક્ષના મોવડી આગળ રજૂ કરી શકે. સંબંધના જોડાણ અને એની ઘનિષ્ઠતાના પુરાવારૂપે નક્કી કર્યા મુજબ થોડાં ઢોર વરપક્ષ કન્યાપક્ષને આપે. આવો બંધાયેલો સંબંધ જો વરપક્ષને વાંકે ફોક થાય–નિષ્ફળ જાય તો વરપક્ષ પોતે આપેલાં ઢોર જતાં કરે અને જો એમાં કન્યાપક્ષનો વાંક સાબિત થાય તો તેણે બધાં ઢોર-ઢાંખર પરત કરવાં પડે. સંબંધનાં આવાં આકરાં બંધનોને કારણે એકવાર બંધાયેલા સંબંધના વિચ્છેદનું પ્રમાણ બહુ જૂજ રહેતું. આ થઈ પ્રથમ વખતના લગ્નની વાત. આ જાતિ બહુ પત્નીત્વની પ્રથામાં માન્યતા ધરાવે છે એટલે યુવાનો વધુ લગ્નો પણ કરી શકતા. બીજા લગ્નની વાત આવે ત્યારે મોટે ભાગે અપરિણીત રહેવા પામી હોય તેવી કે પછી પ્રથમ પત્ની તરીકે સ્વીકૃતિ ન પામી શકી હોય

તેવી કન્યાને યુવકની પ્રથમ પત્ની પોતાના સખીવૃંદમાંથી શોધી કાઢે. જો પ્રથમ પત્ની આમ મદદભૂત થાય તો બીજાં લગ્ન થાય. વળી કોઈ કન્યાની પોતાની ઇચ્છાથી પણ આ પ્રકારનાં લગ્ન સંભવી શકે. આવી ઉત્સુક કન્યા જેને પતિ તરીકે સ્વીકારવા ઇચ્છે તેને ઘેર (ઝૂંપડે) જાય. જો એ કન્યાને એ યુવાન સ્વીકારે અને એક દિવસ પોતાના ઘરમાં ઝૂંપડીમાં સ્થાન આપે તો એ પત્ની તરીકે સ્વીકારાઈ ગણાય. કિકુયુ યોદ્ધો જ્યારે પોતાના લાંબા ભાલા પર પીંછાઓનો ઝૂમખો રાખે ત્યારે શાંતિચાહક ગણવામાં આવતો. પોતાનો સ્વીકાર કરનાર સ્ત્રી લગ્ન કરવા તત્પર છે એમ ગણાતું.

અહીં 'ઝૂંપડી'–શબ્દ એક વિશિષ્ટ અર્થમાં યોજાયેલો શબ્દ ગણવો ઘટે. પ્રથમ પત્નીના આગમન પૂર્વે યુવક એક ઝૂંપડી બાંધે છે. પત્નીને દિવસ રહેતાં એ બીજી ઝૂંપડી તૈયાર કરે છે. પ્રથમ 'ન્યુમ્બા' –ઝૂંપડી (કેટલાક એને 'ગુમ્બા' કહે છે) એ પ્રથમ પત્નીને સારુ છોડી દે છે. પતિ એ ઠેકાણે પત્નીની સંમતિ સિવાય કોઈ પણ પરોણા માનવીને લઈ જઈ શકે નહિ. બીજી ઝૂંપડીને 'ઠિંગિરા' કહે છે. બીજી પત્ની તરીકે રહેવા ઇચ્છતી સ્ત્રી 'ન્યુમ્બા'માં જઈ શકે નહિ. આવો અધિકાર કેવળ પતિનો જ નહિ, પત્નીનો, પણ હોઈ શકે છે. પરંતુ એમાં ઉભયપક્ષે વાત છાની રાખવાની કોશિશ હોય નહિ. અલબત્ત આ બધી પ્રથાઓ વિદેશી સંસ્કૃતિની અસર નીચે ઘસાતી ગઈ છે અને એટલે જ આ રિવાજોમાં કેટલું સત્ય છે, વર્તમાન છે– પ્રચલિત છે એ કહેવાનું અસંભવિત નહિ તો અશક્ય તો જરૂર છે.

અન્ય આફ્રિકન જાતિઓમાં દૃગ્ગોચર થતી મોવડી કે મુખીની પ્રથા કે વ્યવસ્થા છેક હમણાં લગી કિકુયુજાતિની સમાજ વ્યવસ્થામાં જોવામાં આવતી ન હતી. વિદેશી સત્તાની સ્થાપના પછી આ વ્યવસ્થા અસ્તિત્વમાં આવી છે એમ અભ્યાસીઓનું કહેવું છે. અન્ય જાતિઓની તેમ જ આ જાતિની નવી પ્રથા મુજબ એક ચૂંટી કાઢવામાં આવેલ

અગ્રગણ્ય અને પીઢ પુરુષને જાતિના મુખી તરીકે સ્થાપવામાં આવે અને જાતિની ગૂંચો ઉકેલવામાં, સમજૂતી સાધવામાં તેને મહાજનોની એક સમિતિ સાથ આપે. કેટલીક મુખ્ય જાતિઓમાં આ મહાજનોની-પંચની સંખ્યા નવની રાખવાનો રિવાજ હતો. થોડાં જ વર્ષોથી અસ્તિત્વમાં આવેલી આ પંચની સંસ્થા આજે તો લગભગ નિશ્ચિત સ્વરૂપની બની ગઈ છે. વળી જેમ અન્ય જાતિઓમાં જોવા મળતું તેમ કિકુયુ જાતિમાં પે જંતરમંતરવાળા( MEDICINEMAN )નું સ્થાન ઘણું મહત્ત્વનું ગણાતું. આમાંના કેટલાક પ્રખર વનસ્પતિશાસ્ત્રીઓ તો કેટલાક રસાયણશાસ્ત્રીઓ કે તાંત્રિકો હતા. હકિમો કે જાદુઈ શક્તિનો પ્રભાવ બતાવી શકનારા આ લોકોનું કાર્ય લગ્ન, મુસાફરી કે બીજાં સારાં કાર્યો માટેનો સમય નક્કી કરી આપવાનું, રોગીઓને ઔષધો પૂરાં પાડવાનું તેમ જ તેમની તાંત્રિક વિદ્યાને જોરે લોકોનાં વિઘ્નોનું નિવારણ કરવાનું રહેતું. આ માનવીઓ બહુશ્રુત, ડાહ્યા તેમ જ પ્રખર બુદ્ધિમાન મનાતા. આમાંના કેટલાક કોઈક સાધનાને બળે ઢોરઢાંખરને ઉપદ્રવમાંથી બચાવવાનું તો કોઈ મૂઠમાંથી ઉગારવાનું, બીજા વળી યુદ્ધમાંથી કે રાની પશુઓના ત્રાસમાંથી સલામત રાખવાનું બીડું ઝડપતા. તેમની ફીના ભાગરૂપે ઘેટાનું બલિદાન આપવાનું રહેતું. આ કારણે તેમની નિષ્કારણ સલાહ લેવાનું સુલભ થતું નહિ. આ ઓલિયાઓ જો પોતાનાં કાર્યોમાં નિષ્ફળ નીવડે તો એનો અર્થ એ સમજવામાં આવતો કે કોઈ વધુ મહાન બળ કામ કરી રહ્યું છે. નિષ્ફળતાની બાબતમાં તાંત્રિકોનો દોષ ગણાતો જ નહિ. ઔષધો વગેરેમાં પણ લોકો જાદુઈ કે દૈવી શક્તિનો સંચાર ગણતા. કેવળ વનસ્પતિશાસ્ત્રી અને ઓસડિયાં કરનારને માટે આ જાતિમાં પ્રચલિત શબ્દ હતોઃ 'મુંડુ મુગો' જ્યારે તાંત્રિક–જંતરમંતરવાળાને માટેનો શબ્દ હતો : 'મુરોગી'. ઓસડિયાં કરનાર વૈદો પોતાનું કાર્ય દિવસ દરમિયાન કરતા, જ્યારે જંતરમંતરવાળા–ઇલિમીઓ મોટે ભાગે રાતના જ તેમનો ઇલિમ અજમાવતા. આ માથાભારે માનવીઓ પોતાના પ્રયોગો સફળતાપૂર્વક પાર પાડવા માટે

લોકો અત્યંત આશ્ચર્યમાં ડૂબી જાય તેવી તરકીબો અજમાવતા. તેઓ વિષપ્રયોગો પણ કરતા. અંધશ્રદ્ધા, વહેમ અને જડતાની જેમ તાંત્રિકવિદ્યા પણ જગતની જૂનામાં જૂની મૂડી હોવી જોઈએ.

આ જાતિનો સૌથી વિશિષ્ટ રિવાજ હતો–સોગંદવિધિનો. જંતરમંતરવાળા ઇલમીઓ આ પ્રકારના શપથવિધિને માટે તેમની સાથે એક પથ્થર રાખતા. આ પથ્થરમાં સાત છિદ્રો રહેતાં. એવી એક માન્યતા છે કે માનવ શરીરનાં સાત છિદ્રોને અનુસરીને આ સાતનો આંક નક્કી કરવામાં આવ્યો હતો. એ પથ્થરને રાખવા સારુ સાત ડાળખીવાળી શાખા પણ રાખવામાં આવતી. આ રીતે પથ્થરને ગોઠવ્યા બાદ તેના પર સાતે છિદ્રોમાં એક એક છેડો જાય તેવી ડાળખીવાળી શાખા મૂકવામાં આવતી. શપથવિધિ વખતે જેને ગુનેગાર માનવામાં આવતો તેવો માનવી શપથ લેતો કે પોતે ગુનેગાર હોય તો એ પથ્થરની શક્તિથી પોતાનું મૃત્યુ ભલે થાય. બધાની વચ્ચે તે આવી જાહેરાત કરતો. માનવમેદની આ તમાશો જોવા ઊમટતી. જુઠ્ઠો કે ખરેખર ગુનો કર્યો હોય તેવો માણસ આ શપથવિધિ સ્વીકારવા તત્પર થતો નહિ. ગુનેગાર અને બિનગુનેગાર–એ બેમાંથી જે પક્ષના ઘરમાં મૃત્યુ આવે તે ગુનેગાર આવા મૃત્યુનો અભાવ એ બિનગુનેગારની સચ્ચાઈનું માપ ગણાતું. આમ સોગંદવિધિના ભયનું એક સરસ પરિણામ એ આવતું કે લોકલજ્જા અને મૃત્યુના ભયે મોટા ભાગના લોકો ગુનો કરતાં ડરતા. સમાજમાં નિર્દોષતા જાળવી રાખવાનો આ ગ્રામ્ય અને કેટલેક અંશે અસંસ્કારી ગણી શકાય એવો ઉપાય જ છે ને? આજનો સુધરેલો માનવી પણ સામાજિક, નૈતિક કે રાજકીય–કોઈ પણ પ્રકારના ભય વિના ગુનો કરતાં ક્યાં અટક્યો છે? જેમ ભય વિના પ્રીતિ અને નીતિ નથી સંભવતી, તેમ ભય વિના વ્યવસ્થા યે ક્યાં શક્ય બને છે? સારી એવી પ્રણાલિકાની સ્થાપના કરવી હોય તો પણ એમાં ભય અગ્રસ્થાન જ લે છે.

'ન્ગાઈ' એટલે ઈશ્વર. કિકુયુ જાતિનાં લોકો ન્ગાઈ પર અખૂટ શ્રદ્ધા ધરાવનાર હોય છે. તેમની માન્યતા પ્રમાણે કેનિયા, એબરડેર, ન્ગોંગ અને જુજા આમ ચાર પર્વત પર ન્ગાઈનો વાસ હતો. આમ છતાં તેઓ પરમાત્માને સર્વવ્યાપી અને સર્વશક્તિમાન ગણે છે. આ માન્યતાને લીધે જૂના કાળમાં કોઈ પણ કિકુયુ ન્ગાઈનું સ્મરણ કર્યા વિના રહેતા નહિ. આ રીતે જોઈ એ તો કિકુયુ પ્રાતઃસ્મરણ અને સાયંસ્મરણમાં–પેલા પ્રાતઃસંધ્યા તથા સાયંસંધ્યામાં માનના બ્રાહ્મણોની જેમ–માનતા. કેટલાક અભ્યાસીના માનવા મુજબ આ લોકો સૂર્યપૂજા પણ કરતા. કોઈ કોઈ વિભાગમાં તો આ લોકો ધાર્મિક ક્રિયાએ સારુ એક વાડામાં એકઠા થતા. આ વાડામાં અંજીરનું વૃક્ષ રાખવામાં આવતું. એ જગ્યાને એટલી પવિત્ર લેખવામાં આવતી કે ત્યાંથી એક ડાળખી તોડવાની પણ કોઈને છૂટ નહોતી. એટલું જ નહિ, પણ એ જગ્યાએ દુશ્મનને ય પકડી કે મારી શકાય નહિ. કોઈક ધાર્મિક ક્રિયા વખતે લોહીમાંસ ધરાવવામાં આવતાં. થોડું ધર્યા બાદ વધેલાનો ઉપભોગ કરવામાં આવતો. વધેલાં હાડકાંને બાળી નાખવામાં આવતાં. વરસાદ, પાક, અનાવૃષ્ટિ, જન્મમૃત્યુ આદિ પ્રસંગે ન્ગાઈનું પૂજન થતું. ભોજન સમયે પણ તેઓ ભૂમિભાગ આપતાં અને ન્ગાઈનું સ્મરણ કરતાં. કુટુંબ પર જયારે કોઈ અણધારી આફત આવી પડે ત્યારે કિકુયુ એમ માનતા કે ગમે તે કોઈક વખતે પિતૃઓને દુઃખ દીધું હોવું જોઈએ. ખેતરો સાફ કરતી વખતે કેટલાંક પવિત્ર વૃક્ષો કપાઈ ન જાય તેની સાવચેતી તેઓ રાખતા. આવાં વૃક્ષોને સ્પર્શવા કે કાપવામાં ન આવતાં તેની પાછળનું કારણ એ હતું કે તેઓ વૃક્ષમાં કોઈ પિતૃશક્તિનો વાસ હોવાનું માનતા, જો એવાં ઝાંડને કાપી નાંખવામાં આવે તો તેમાંની શક્તિ નિર્વાસિત બનતાં તેમને તેનો ખોફ વહોરવો પડે. કોઈ પાડવામાં બાકી રહી ગયેલું વૃક્ષ કાપવાનું થાય તો કિકુયુઓ ભેગા મળીને રાત્રિ દરમિયાન ધાર્મિક ક્રિયાએ

કરતા. ત્યારબાદ એક મોટું સરઘસ કાઢીને પૂજા–અર્ચનાને અંતે પ્રાતઃકાળે એ વૃક્ષમાં વસતી શક્તિને ડાળીઓ દ્વારા કોઈ બીજે સ્થાને કે પછી કોઈ બીજા વૃક્ષમાં સ્થાપવામાં આવતી.

જ્યારે કિકુયુ વિસ્તરતા વિસ્તરતા દક્ષિણ તરફ આગળ વધવા લાગ્યા, ત્યારે તે બાજુએ 'વાન્ડરોબો' જાતિનાં લોકો વસતાં હતાં. તે લોકો તેમનો નિર્વાહ શિકાર અને ફળફળાદિથી ચલાવતાં હતાં, જો કિકુયુ તેમને પોતાના સ્વાર્થની ખાતર નસાડી મૂકવાનો પ્રયાસ કરે તો ન્ગાઈ તેમના પર રોષે ભરાય અને કદાચ તેમની ખેતી નિષ્ફળ જાય, આથી તેમને તેમની સાથે કૌટુંબિક સંબંધ સ્થાપવો શરૂ કર્યો. તેમણે ભૂમિના ટુકડા બદલ તેમને ઢોરઢાંખર આપ્યાં અને આ રીતે તેમની પાસેથી તેઓ જમીન ખરીદતા ગયા, જ્યારે તેમને જમીન ખરીદવી હોય ત્યારે તેઓ તેમની સચ્ચાઈ અને શાંતિપ્રિયતાના પ્રતીકરૂપે દર્ભની પૂળી લઈને જતા, જે દર્ભની પવિત્રતા બ્રાહ્મણો ભારતમાં સ્વીકારે છે તે જ પવિત્રતા કિકુયુની પુરાતન પ્રણાલિકામાં જોવા મળે છે. ધાર્મિક ક્રિયાઓમાં હજીયે આપણે ત્યાં દર્ભનો ઉપયોગ થાય છે. જમીનની માલિકી મળ્યાની સાથે એ માલિકીની હેરફેર બદલ કિકુયુ ધાર્મિક ક્રિયાઓ કરતા, તેઓ આ બાબતને ન્ગાઈની કૃપાનું ફળ સમજતા અને બલિદાન પણ દેતા. આવી જમીનને માટે તેઓ 'ગિહાકા'–એવો શબ્દ વાપરતા, વળી જો જમીન તેઓ ખરીદે નહિ અને કેવળ ભાડે રાખે તો તેવી જમીનને માટે 'મુહોઈ–પ્રથા'–જમીન ભાડે લેવાની પ્રથા પણ હતી. ભાડે લીધેલી જમીનને માટે તેઓ 'મુહોઈ–જમીન' એવો શબ્દ વાપરતા. આમ તેઓ આવી જમીનને સાફ કરતા, ધાર્મિક ક્રિયાઓ માટે રાખતા અને ઝૂંપડાં પણ ત્યાં બાંધતા. ઈ. સ. ના સોળમા સૈકાથી તેમણે આવો વ્યવહાર શરૂ કર્યાનું જણાય છે. આ જમીન પર તેઓ મકાઈ, વટાણા, શક્કરિયાં વગેરે કંદમૂળનું વાવેતર કરવા લાગ્યા, પરંતુ શીતળા, દુકાળ અને તીડનો ઉપદ્રવ વધતાં તેઓ મુરાન્ગા

તેમજ ન્યેરી જિલ્લા તરફ જવા લાગ્યાં. બ્રિટીશ વસાહતીઓ પણ બરાબર એ જ વખતે વસવાટની જમીન શોધવામાં પડ્યા. કિકુયુ માટે જમીનનો બેવડો ઉપયોગ હતો: ખેતી અને પશુપાલન. પશુપાલન તેઓ માત્ર બલિદાન માટે જ નહોતા કરતા. લગ્ન આદિ ક્રિયાઓમાં પણ ઢોર મૂડી તરીકે જ વપરાતાં. આમ જ્યારે અંગ્રેજો જમીનને વસવાટના ઉપયોગમાં લેતા થયા ત્યારે કિકુયુના મનમાં ઊંડે ઊંડે પોતાની મૂડી બીજાના હાથમાં ચાલી જતી હોય એવી ભાવના જાગૃત થવા લાગી. વસાહતી રાજ્યકર્તા પ્રજાને ત્રાસ દેવાનું જો તેમણે શરૂ કર્યું હોય તો પણ તેની પાછળનું મૂળભૂત કારણ આ હતું.

એકંદરે આ જાતિને જોઈએ તો તેમની પાસે પરાપૂર્વથી ચાલ્યા આવતા સંસ્કારો હતા. તેમની પોતાની પ્રણાલિકાઓ હતી. તેમની પાસે પોતાનો ધર્મ હતો. ભલે એ ગમે તેવા સ્વરૂપમાં હોય તેથી શું ગયું ? આ જાતિનો ઇતિહાસ રંગીન લાગે છે, આજે તો વિશ્વમાં ક્યાં પરિવર્તન નથી આવ્યું ? એ પરિવર્તનમાં–આગેકૂચમાં આ જાતિયે સ્વત્વ ખોઈ રહી છે. ઘણીવાર આ લોકો નવા પ્રકાશમાં અંજાઈને વગર વિચાર્યે કેટલીકવાર જૂનું એટલું ત્યજી દઈને નવાની સરભરામાં પડી જાય છે. તને પેલો મહાકવિ કાલિદાસનો શ્લોક યાદ હશે :

सन्तः परीक्ष्यान्यतरद्‌भजन्ते ।
मूढः परप्रत्ययनेयबुद्धिः ॥

સાધુ પુરુષો તો વસ્તુસ્થિતિની પરીક્ષા કરીને જ બીજી બાજુ જાય છે, નવા માર્ગ ગ્રહણ કરે છે; મૂઢ–મૂર્ખ પારકાની બુદ્ધિપર વિશ્વાસ રાખનારો હોય છે

જો આ પ્રજા બીજા પર આધાર રાખતી થશે તો સ્વત્વ ગુમાવી બેસશે તેમાં શંકા નથી. બાકી આ જાતિ કાંઈ બુદ્ધિહીન

નથી! મેં નાઈરોબીની રેડિયોની એક દુકાનમાં ગઈ સાલ એક આફ્રિકનને જોયો હતો. એનામાં તરવરાટ હતો; ચાલાકી હતી, વાક્છટા હતી, વેપારી બુદ્ધિ હતી, ગ્રાહકને સમજાવવાની તેમ જ પોતીકા બનાવી લેવાની કુશળતા હતી, ભાવતાલની તેમ જ કમિશનની ઊંડી સમજ હતી, તેણે અમારી સાથે એવી મીઠી વાતો કરી કે જો રેડિયો લેવો હોય તો તેની પાસેથી જ લેવો તેવો નિર્ણય મેં મારા મિત્રને જણાવી પણ દીધો. એ મારા મિત્ર સાથે વાતો કરતો રહ્યો ત્યારે મેં બીજા એક અંગ્રેજ પાસે જઈને પૂછ્યું: 'આ કઈ જાતિનો છે?'

તેમણે કહ્યું : 'નહિ ઓળખી શક્યા? કિકુયુ છે, તેઓ માત્ર 'સેલ્સમેન' જ નહિ, પણ ગમે તે કામ કુશળતાપૂર્વક કરી જાણે તેવા હોય છે!'

આજે કદાચ એ મને મળે તો ઓળખું નહિ, પણ એની વાણી, ચપળતા વગેરેને તો હું જરૂર પિછાણી જાઉં. આવી પ્રજા જો સદસદ્‌વિવેક શીખે, નવી સભ્યતા કે સંસ્કૃતિના મોહમાં તણાઈ જઈને પોતાપણું જતું ન કરે તો કેવું સારું?

તને કદાચ વાંચતાં કંટાળો યે આવે એવડો લાંબો આ પત્ર કોણ જાણે શાથી—કોઈ સ્વાભાવિકતાથી જ લખાઈ ગયો છે, પત્ર લખવાનું મેં આરંભ્યું ત્યારે કિકુયુ વિષે થોડીક માહિતી આપવાનો વિચાર જ કેવળ મનમાં હતો; પણ આ જાતિ વિષેનો પરિચય તો એકાદ ગ્રંથ ભરી દઉં તો ય પૂરો ન થાય એવો છે. આ પત્ર લખું છું ત્યારે એવો વિચાર પણ ફરકી જાય છે કે કિકુયુ વિષે જ એક પુસ્તક લખ્યું હોય તો?—પણ એ તો અભ્યાસ, સમય અને માનસિક શાંતિ માગી લે તેવી વાત છે. આપણાં જીવન તો અભ્યાસપૂર્ણ, સમય રહિત અને માનસિક અશાંતિમય બનતાં જાય છે તેવી

સ્થિતિમાં રામાયણ વિષેનો પહેલો શ્લોક જ યાદ કરીને રજા લઉં:

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिषु ।**

આ કિકુ પુરાણુ રામાયણ તો નથી છતાં સુદીર્ઘલેખનનો વિષય તો જરૂર છે. અત્યારે તો અહીં વિરમીએ.

સાચે, જયંત! પત્ર લખું છું ત્યારે ય પત્રની એક વિશિષ્ટતા તો હું ભૂલી જ જાઉં છું! બા, ભાઈઓ વગેરે કેમ છે? તેમને સહુને મારા ઘટિત પાઠવજે.

એ જ,

લિ. સંજયના

વંદેમાતરમ્

## પત્ર સત્તરમો

# પલટાતા વાયરા

પ્રિય જયંત,

તારો પત્ર મળ્યો. એમાંથી તારા અંતરની લાગણીઓને હું કળી શક્યો છું. આ ખંડ અને ખંડનાં ભલાં-ભોળાં માનવીઓની માહિતી ભર્યાં પત્રોની તું રાહ જોઈ રહે છે એ જાણી મને આનંદ થયો. હું નિયમિત રીતે તને પત્રો લખ્યા કરું છું એમાં તારે મને અભિનંદન આપવાની જરૂર નથી. ખરી રીતે તો મારે તને જ અભિનંદન આપવાં જોઈએ, કારણ કે આ પત્રો દ્વારા કાંઈક વાચન કરવાની, એ વિષે ચિંતનમાં ઊંડા ઊતરવાની અને નવું નવું સર્જન કરવાની–કાંઈક સતત લખતા રહેવાની પ્રેરણા તેં ન આપી હોત તો હું યે આ ખંડમાં આવીને જીવનને ટકાવી રાખવાની ભૌતિક ફેર-જોમાં કદાચ એટલો બધો ડૂબી જાત કે હું પોતે પણ જે ખંડમાં અલ્પકાળ માટે વસવા આવ્યો છું તે વિષે અહીં આવ્યો ત્યારે જેટલું અજ્ઞાન લઈને આવ્યો હતો તેટલું જ અજ્ઞાન લઈને પાછો ફરત। અહીંના લોકો અને તેમની રહેણીકરણીમાં તને કંઈક નવું જાણવાનું મળે છે. એમ કહેતા રહીને તેં મારી લેખિનીને સદા ય પ્રાણવંતી બનાવી છે. લખતાં લખતાં પણ મને એ સંશય રહ્યા જ કરતો હતો કે તને આ પત્રો થોડા નીરસ લાગે, કારણ કે આજના

વાચકને કંઈક તમતમતું, કંઈક ચટપટી લાગે તેવું, કંઈક કુતૂહલ જગાવે એવું જોઈએ છે. આ પત્રોમાંથી એ સંતોષ શી રીતે મળે? અને છતાં ય જ્યારે મને જાણવા મળ્યું કે તને એ પત્રોના વાચનમાં એટલો જ રસ છે—જેટલો મને લખવામાં—ત્યારે મારા ઉલ્લાસને પણ અવધિ ન રહી. વળી તેં લખ્યું કે તું એ પત્રો તારા મિત્રોને પણ વંચાવે છે ત્યારે તો અંતરમાં અનેરો આહ્લાદ મેં અનુભવ્યો. પોતાનું લખાણ વધુ માણસો વાંચે છે એમ જ્યારે તેના સર્જકને ખબર પડે ત્યારે એના હૈયામાં કેવાં ઉલ્લાસમય સંવેદનો જાગે! તારી લાગણીઓ બદલ હાર્દિક આભાર.

આ પત્રમાં ફરીથી આ વિશાળ ખંડ વિષે લખતાં મને કેટલીક બીજી માહિતી આપવાનું મન થઈ જાય છે. એનું કારણ એ છે કે મારા હાથમાં હમણાં જ એક પુસ્તક આવ્યું છે. એ પુસ્તક મને આ દેશ વિષેના વાચનમાં રસ છે એવું જાણતા મારા એક મુરબ્બીએ ખરીદીને મોકલ્યું છે. એ પુસ્તક અન્ય દેશોની પ્રજાને પણ આ ખંડની જાગૃતિ અને પ્રગતિ વિષે અત્યંત આદર છે એ બાબતનું એક પ્રતીક જ હું તો માનું છું. એનું નામ 'ધી યુનાઈટેડ સ્ટેટ્સ અને આફ્રિકા' ૧૯૫૮ ની સાલમાં કોલંબિયા યુનિવર્સિટી તરફથી એ પ્રકાશિત થયું છે. એનું પ્રકાશન 'ધી અમેરિકન એસેમ્બ્લી'એ કરાવ્યું છે. એ પુસ્તકમાં આ ખંડ વિષેની સંશોધનાત્મક રજૂઆત છે. આવી રજૂઆત કરવામાં વિશ્વનું એક અગ્રગણ્ય રાષ્ટ્ર પણ રસ લે તે આ દેશને માટે ઓછા ગૌરવનો વિષય નથી.

સમગ્ર પૃથ્વી પરની એકંદર ભૂમિમાંથી પાંચમા ભાગનો વિશાળ ભૂમિખંડ ધરાવતો આફ્રિકા ખંડ આજે તો સમસ્ત વિશ્વની નજરમાં સમાયો હોય એમ લાગે છે. જે ધરતી પર નવજાગરણ અને નવવિધાનનો નૂતન સૂર્ય ઊંચે ચડતો હોય તેનાં દર્શન કરવામાં વિશ્વના કયા રાષ્ટ્રને રસ ન હોય? આજે તો કોઈ પણ માનવીને

મન 'કેવું' આફ્રિકા આ ખંડના વતની આફ્રિકનોને માટે શ્રેષ્ઠ ગણાય' –તે પ્રશ્ન જ વિચારણીય બની રહ્યો છે. જે પ્રદેશ ૧૧, ૬૯૯,૦૦૦ ચોરસ માઈલને આવરે છે અને પોતાના ખોળામાં ૨૩૦,૦૦૦,૦૦૦ થી યે વધુ સંતાનોને રમાડે છે તેવી ભૂમિનો પ્રશ્ન કાંઈ સહેલો તો ન જ ગણાય. માત્ર એ એટલાં બાળકોનો જ પ્રશ્ન હોત તો તો કોઈ વાંધો ન હતો, પરંતુ એ તો ભિન્ન ભિન્ન જાતિઓ, ભિન્ન ભિન્ન બોલીઓ અને વિધવિધ સંસ્કૃતિને પોષવા પ્રયત્ન કરતો પ્રશ્ન. આવા વિકટ પ્રશ્ન પર સમગ્રતયા વિચારવાનું કાર્ય ધારીએ તેટલું સુકર નથી.

આફ્રિકાના ઉત્તર તરફના પ્રદેશને તો શિષ્ટ સંસ્કૃતિના અવશેષોનો પ્રદેશ ગણી શકાય. દક્ષિણ તરફનો વિભાગ ત્રણસો કરતાં યે વધુ વર્ષથી યુરોપની વસાહતી પ્રજાનું નિવાસસ્થાન બની રહ્યો છે. અહીં વસતી વતની તેમ જ વસાહતી વચ્ચેનું ઘર્ષણ, તેમની વચ્ચે સતત ચાલ્યો આવતો ગજગ્રાહ આજે પણ એવો ને એવો છે. પ્રજા પ્રજા વચ્ચે સુમેળ જામતાં કેટલો સમય ચાલ્યો જાય છે એનો પુરાવો આ ભૂમિના ઇતિહાસમાંથી બહુ સહેલાઈથી પ્રાપ્ય બને તેમ છે. ઉત્તર તેમ જ દક્ષિણ આફ્રિકાના પ્રદેશમાં કેટલાંક પુરાતન રાજ્યો છે અને અસંખ્ય આફ્રિકન જાતિઓ છે. આ સમગ્રખંડના મધ્ય પ્રદેશમાં–ક્યાંક મંદગતિ ધારતું તો ક્યાંક ત્વરિતગતિશીલ એવું–નૂતન સંસ્કૃતિનું મોજું ફરી વળવા લાગ્યું છે. આમ છતાં ય અનેક પરિબળોની વચ્ચે રહીને પણ પોતાનો કહી શકાય તેવો ઘાટ ઘડતો આ ખંડ હજી યે નવો ને નવો આકાર ધારણ કરતો જ જાય છે.

'ઉત્તર આફ્રિકા–જેને આપણે ભૂમધ્ય ઉત્તર આફ્રિકા જ કહીએ તે હબસીઓના 'આફ્રિકાથી ભિન્ન પડી ગયો છે. સહરાના વિશાળ રણપ્રદેશે આ ઉત્તર આફ્રિકાને વિખૂટો પાડી દીધો છે. આ વિભાગ ઇસ્લામ ધર્મમાં માન્યતા ધરાવતો તેમ જ મુખ્યતઃ આરબોની વસતી-વાળો છે. આનો અર્થ એ નથી કે દક્ષિણ–સહરાની દક્ષિણે આવેલા–

પ્રદેશમાં આરબોનું કે ઇસ્લામનું અસ્તિત્વ નથી. અસ્તિત્વ તો છે, પરંતુ પ્રમાણમાં અલ્પ–ઉત્તર આફ્રિકામાં તો સમસ્ત આરબોની કુલ વસતીનો ત્રીજો ભાગ વસે છે. દક્ષિણ ભાગને ય આફ્રિકાના બીજા વિભાગથી છૂટો પાડવો પડે તેમ છે; ભલે પછી ત્યાં આફ્રિકનોની વસતીની અધિકતા યુરોપીય પ્રજા કરતાં વિશેષ હોય. નીચે આપેલા આંકડાઓ આફ્રિકાના મુખ્ય પ્રદેશોની વસતીનો આછો ખ્યાલ આપવા પૂરતા છે :

| પ્રદેશ | (ચો. મા.) ક્ષેત્રફળ | ટકાવાર આફ્રિકન વસતી | વસની |
|---|---|---|---|
| બ્રિટિશ આફ્રિકા | ૨,૦૨૫,૭૧૯ | ૬૨,૪૩૩,૬૪૫ | ૯૭.૬૬ |
| કોંગો | ૧,૦૩૬,૦૦૦ | ૧૪,૪૧૨,૦૦૦ | ૯૯.૦૦ |
| ફ્રેંચ આફ્રિકા | ૮૬૫,૯૦૦ | ૧૦,૩૭૮,૦૦૦ | ૯૫.૮૩ |
| પોર્ટુગીઝ આફ્રિકા | ૭૭૮,૦૦૦ | ૯,૫૦૦,૦૦૦ | ૯૯.૦૦ |
| સ્પેનિશ આફ્રિકા | ૧૩૬,૦૭૭ | ૧૦,૬૨૯,૦૦૦ | ૯૬.૦૦ |
| દ. આ. રાજ્યસંઘ | ૭૯૧,૦૦૦ | ૧૩,૧૦૫,૦૦૦ | ૬૮.૨૦ |

અહીં આપેલા આંકડાઓ માત્ર અડસટ્ટો બાંધવા પૂરતા જ છે. એ ૧૯૬૧ની સાલના નથી. બ્રિટિશ આફ્રિકામાંથી ટાંગાનિકા, સીએરા-લીઓન આદિ સ્વતંત્ર રાજ્યોનો પણ ઉક્ત આંકડામાં સમાવેશ કર્યો છે તે તેમની સ્વતંત્રતાને લીધે કરવો ન ઘટે. કોંગોમાંથી બેલ્જિયન સત્તા નાબૂદ થયા બાદનો આંકડો સ્વીકાર્યો છે. પરદેશી શાસન તો આફ્રિકામાંથી પૂરઝડપે ઘટતું જાય છે. એટલે હાલમાં કે થોડા વખત પછી એ આંકડાઓ તદ્દન ભિન્ન જ હશે. અત્યારે શાસનની સ્થિરતા જાળવવાનો પ્રયાસ માત્ર દ. આ. રાજ્ય સંઘમાં અને પોર્ટુગીઝ શાસિત પ્રદેશમાં થાય છે. જો કે એ પણ ક્યાં સુધી તે કહેવું કઠણ છે. ટૂંકમાં આ આંકડા પરથી એટલું તો જણાશે કે આફ્રિકન પ્રજાની પ્રત્યેક સ્થળે ચોખ્ખી બહુમતી હોવા છતાં લઘુમતી પ્રજાની સંસ્કૃતિની અસર તેમના પર અત્યંત પડી છે. આ લઘુમતી પ્રજામાં યુરોપી પ્રજાનો શાસક પ્રજા તરીકે અને એશિયન પ્રજાનો વસાહતી પ્રજા તરીકેનો ફાળો છે. બહારની આ પ્રજાઓએ આફ્રિકનોને જ્ઞાનથી

સર્જન કર્યાં છે. કેટલાક માને છે તેમ તેમણે અહીંની પ્રજાને જીવન જીવતાં શીખવાડ્યું છે. પરંતુ અત્યારે સમય બદલાયો છે. સમયનાં બદલાતાં વહેણોમાં આફ્રિકનો વાંછે છે રાજ્યકારભાર અને સત્તાની બાબતમાં મુખ્ય હિસ્સો. આવી માગણીની વાત કરીએ તેથી એમ માની લેવાની કોઈ જરૂર નથી કે આફ્રિકનોનું અજ્ઞાન જ્ઞાનના પ્રકાશે સર્વથા નિર્મૂળ કર્યું છે અને પ્રત્યેક આફ્રિકન નૈતિક તેમ જ રાજનૈતિક વિષયોમાં જાગ્રત થઈ ગયો છે। તોપણ તેઓ કેવળ મજૂરી કરવાને જ નિર્માયેલા છે એવું કોઈ રીતે તેમને મનાવી શકાય તેવી સ્થિતિ રહી નથી—એ ઓછા સદ્‌ભાગ્યની વાત નથી. આફ્રિકનોને હજી તેમની આર્થિક સ્થિતિ સદ્ધર કરવાની ખૂબ જરૂર છે. તેમનું જીવનધોરણ ઊંચે આણવાની આવશ્યકતા છે. અલબત્ત, બીજાની હવેલી જોઈને તેમને પોતાની ઝૂંપડી પાડી નાખવાની કે પછી વસાહતી પ્રજાને અમનચમન કરતી જોઈ કોઈપણ પ્રકારે એ એ રીતિ અપનાવવાની ઘેલછામાં પડવાની જરૂર નથી. તેમણે કેળવણીનું પ્રમાણ વધારવા તેમ જ પોષક તત્ત્વો જીવનને વધુ સમૃદ્ધ બનાવે તેવા ઉપાયો લેવા જોઈએ. ક્યાંક ક્યાંક તો નિરક્ષરતાનું પ્રમાણ ૮૯–૯૦ ટકા જેટલું છે. કેટલાક આફ્રિકનોને રાષ્ટ્ર સમૂહના દેશોમાં કે બીજા દેશોમાં જવા માટે શિષ્યવૃત્તિ પ્રાપ્ત થાય છે અને તેઓ ઉપાધિઓ મેળવી સ્વદેશ પાછા ફરે છે એ આ ખંડનું –એના વતનીઓનું સદ્‌ભાગ્ય છે. પરંતુ આવા વિશાળ ખંડમાં બેત્રણ હજાર આફ્રિકનો પરદેશમાં શિક્ષણ મેળવતા થાય એથી ઘર–આંગણાનો પ્રશ્ન કાંઈ હલ થઈ ગયો ગણાય નહિ.

આમ છતાં, આફ્રિકનોમાં રાષ્ટ્રવાદનો જુવાળ ચડ્યો છે એ તો સ્પષ્ટ જોઈ શકાય તેમ છે. એ ભરતી હજી ચડતી જ જાય છે. વિદેશી પ્રજાનું આધિપત્ય તેમને અકારું, અળખામણું લાગવા માંડ્યું છે. તેમને જોઈએ છે સન્માનતા. એઓ વાંછે છે વિશ્વમાં પોતાની રાષ્ટ્રિયતા પ્રદર્શિત કરવા માટેના સ્વરક્ષિત સ્વાધિન અધિકાર.

વિશ્વની પળેપળે પલટાતી પરિસ્થિતિની અસર તેમના પર ઘેરી છે. આ આફ્રિકામાં સ્વાતંત્ર્યનો પવન જોરથી ફૂંકાવા લાગ્યો છે. સ્વરાજ્ય તેમ જ સુરાજ્યની ચળવળ ઠેરઠેર જાગી છે. ઈજિપ્ત, ઈથિયોપિયા, લિબિયા, લાઈબેરિયા, સુદાન, મોરોક્કો, ટ્યુનિસિયા, ઘાના, નાઈજીરિયા, સોમાલિલેંડ, સીએરાલીઓન, કેમેરુન, ટાંગાનિકા વગેરે સ્વતંત્ર રાજ્યોની પંગત મોટી થતી જાય છે. કોઈએ લખ્યું હતું કે ૧૯૬૦ના જાન્યુઆરીથી માંડીને ૧૯૬૧ના એપ્રિલ લગીમાં કેમેરુન અને સીએરાલીઓનની સ્વાતંત્ર્યપ્રાપ્તિ સહિત બધાં મળીને સત્તર રાજ્યો સત્તર માસના ગાળામા સ્વતંત્ર થયાં. ગણતરી પ્રમાણે મહિને એક સ્વાયત્ત રાજ્યનો ઉદ્ભવ થયો ગણાય. સાથે સાથે એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે જૂના અને નવા આફ્રિકન લોહી વચ્ચે અસમાનતાનું ધોરણ વધતું જાય છે. આ અસમાનતા આચાર–વિચાર ઉભયની છે. આ પરિસ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન મનમાં ઉપસ્થિત થાય કે 'ભિન્ન ભિન્ન ખંડોમાં વહેંચાયેલું આફ્રિકા આમ ટુકડે ટુકડે સ્વતંત્ર થયા બાદ એક, અભિન્ન અને અવિભાજ્ય રાષ્ટ્ર તરીકે અસ્તિત્વમાં આવશે ખરું?'

એ તો કોણ જાણે પરંતુ અત્યારેય એટલી સંતોષની વાત તો છે કે પોર્ટુગીઝ આફ્રિકાને બાદ કરતાં બીજા પ્રદેશોમાં રાજકીય પક્ષોનું અસ્તિત્વ છે. તને કદાચ વિવિધ રાજકીય પક્ષો વિષે ઉત્સુકતા ઊપજે તો નવાઈ નહિ. તો આ પત્રમાં જ કેટલાક રાજકીય પક્ષો વિષે જણાવી દઉં.

ટાંગાનિકા આફ્રિકન નૅશનલ યુનિયન (ટાનુ); કેનિયા ઇન્ડિયન કૉન્ગ્રેસ, કેનિયા આફ્રિકન નૅશનલ યુનિયન (કાનુ), કેનિયા આફ્રિકન ડેમોક્રેટિક યુનિયન (કાડુ); નૅશનલ કાઉન્સિલ ઑફ નાઈજીરિયા તેમ જ કેમેરુન, એક્શનગ્રુપ, નોર્ધર્ન પીપલ્સ કૉન્ગ્રેસ, નાઈજીરિયા: ફેડરલ પાર્ટી તથા નોર્ધર્ન રોડેશિયન આફ્રિકન કૉન્ગ્રેસ; ન્યાસાલૅંડ નૅશનલ કૉન્ગ્રેસ;

સોમાલિ યુથલીગ; યુગાંડા નેશનલ કૉન્ગ્રેસ, યુગાંડા પીપલ્સ કૉન્ગ્રેસ, ડેમોક્રેટિક પાર્ટી, યુગાંડા; ડેમોક્રેટિક યુનિયન ઑફ અલ્જિરિયન મેનિફેસ્ટો; રેસેમ્બલમેંટ ડેમોક્રેટિક આફ્રિકેઈન; ઇસ્લામ પક્ષ (સ્પેનિશ મોરોક્કો); લિબરલ પક્ષ, આફ્રિકન નેશનલ કૉન્ગ્રેસ, દક્ષિણ આફ્રિકન ઇન્ડિયન કૉન્ગ્રેસ, યુનાઈટેડ પાર્ટી વગેરે પક્ષોનાં નામ સ્થાનિક પત્રોમાં અવારનવાર દેખા દે છે. ક્યાંક જૂના પક્ષો બંધ પડતા જાય છે તો ક્યાંક નવા જ અને ક્યાંક જૂનામાંથી નવા પક્ષો ઊભા થતા જાય છે. રાજદ્વારી જાગૃતિની એ નિશાની છે. કેનિયામાં કાડુ પક્ષે નવી સરકાર રચી છે, જ્યારે યુગાંડામાં ડેમોક્રેટિક પાર્ટી બહુમતી છતી ગઈ છે અને તેણે સરકાર રચી છે.

વિવિધ પક્ષોનાં નામ સાથે તને આફ્રિકાના રાજદ્વારી ક્ષેત્રમાં ઘૂમતા કેટલાક આફ્રિકન અગ્રણી પુરુષોનાં નામ જાણવાની વૃત્તિ પણ થઈ આવશે. કાનુના મહામંત્રી અને ધારાસભાના સભ્ય છે ટૉમ મ્બોયા. તેઓ હજી જીવનની ત્રીશીમાં જ છે. ભાવનગર ખાતે ભરાયેલા ભારતીય કૉન્ગ્રેસ અધિવેશનમાં પણ તેમણે હાજરી આપી હતી. ડૉ જ્હોન હેસ્ટિંગ્ઝ બાંડા ન્યાસાલેંડના અગ્રણી નેતા છે. તેઓ ન્યાસાલેંડ રોડેશિયન સમવાયના વિરોધી છે. જુલીયસ ન્યેરેરે સ્વતંત્ર ટાંગાનિકાના પ્રથમ વડાપ્રધાન છે. તેઓ પણ ચાલીસેકની ઉંમરના છે. તેમની વિચક્ષણતા અને નેતાગીરી વિષે દુનિયાના મોટા ભાગના દેશો બહુમાન ધરાવે છે. ઘાનાના ડૉ. નક્રુમાહના નામથી તો બધા જ પરિચિત છે ગીનીના સેકુ ટુરે પણ ખ્યાતનામ છે. તેમના પર માર્ક્સવાદની અસર પ્રખર છે. નાઈજિરિયાના વડાપ્રધાન અલ્હાજી સર અબુબકર તફાવા બલેવા પણ ઠરેલ અને અનુભવી રાજપુરુષ છે. જે કેટલાંક વર્ષોથી સરકારની નજર નીચે આસનકેદ ભોગવી રહેલા છે, તે કેનિયાના નેતાઓના માનીતા જોમકી કેન્યાટા અત્યંત લોકપ્રિય છે. યુગાંડાના ડેમોક્રેટિક પક્ષના નેતા કિવાનુકા પણ અનુભવી ધારાશાસ્ત્રી છે. તેમની દેખરેખ નીચે જ તેમના ચૂંટાયેલા પક્ષે સરકારની કાર્યવાહીનો ભાર

સ્વીકાર્યો છે આ સિવાય પણ અનેક નામાંકિત આફ્રિકન વ્યક્તિઓ રાજ્યદ્વારી ક્ષેત્રોમા કામ કરે છે તેઓના નામ અહીં નથી લખતો ત્યારે ય તેમની વિશિષ્ટતા જુદા જુદા ક્ષેત્રોમા કામ કરી રહી છે કેનિયામા આવી વ્યક્તિઓની સખ્યા પ્રમાણમા ઘણી મોટી છે ગીચુરુ ન્ગાલા, ડૉ કીઆનો જેવી વ્યક્તિઓ એ કેનિયાના રાજકારણની મોટી સોગાદ છે કોન્ગોના વડાપ્રધાન લુમુમ્બાના મૃત્યુ પછી ત્યા પ્રમુખ કાસાવુબુ અને કર્ગાગાના શોમ્બે-જેઓ ભ નાવસ્થામા છે-રહ્યા છે જોકે ત્યા મોબુટુ, ધ્લિયો વગેરે પણ છેજ, પરતુ ત્યાની પરિસ્થિતિ વિષે કંઈ નિશ્ચિત કહી શકાય તેમ નથી

આ પત્ર તો હજી લખવાની શરૂઆત જ કરી હોય તેમ લાગે છે ત્યા જ એના વિસ્તારભયની લાગણી મારામા પ્રગટતી જાય છે એટલે વળી બીજા પત્રમા વાત એમ કરી આ પત્રને આટોપુ છુ ત્યારે અહીના એક આફ્રિકન નેતાના અતરના ઉદ્ગારોનો સારાશ આપવાની વૃત્તિને ખાળી શક્તો નથી

આફ્રિકા આજે આગેકૂચ કરે છે ત્યારે તેનો કોઈપણ પ્રદેશ પાછળ પડી જશે નહિ. આફ્રિકન વ્યક્તિપ્રતિમા આજે નવુ રૂપ ધારણ કરી રહી છે અલ્પ સમયમા જ એ સત્તારૂઢ થશે. ત્યારે આફ્રિકા સૌનો સુહૃદ બનશે. એ કોઈનો શત્રુ નહિ બને આફ્રિકા આવતી કાલનો ખડ છે આનરરાષ્ટ્રિય કટોકટી ટાળવામા તથા વિશ્વના મિનમવામતી ભર્યા સયોગોને દૂર કરવામા એનો ફાળો આગવો, વિશિષ્ટતમ તેમ જ અભિનદનીય હશે.

એ જ

લિ સજ્જનના

વર્દ્ધમાનરમ

પત્ર અઢારમો

## આફ્રિકાની નારી

પ્રિય જયંત,

પ્રત્યેક પત્ર લખતાં મારી આગળ હજી અણખેડાયેલું રહી ગયેલું અફાટ ક્ષેત્ર નજર સમક્ષ તરવરે છે. મેં આ ખંડને 'વિરાટખંડ' તરીકે આગળના પત્રોમાં વર્ણવ્યો છે. એવા વિરાટખંડ વિષે લખવાનું પણ ઘણું છે. જેટલો આ ખંડ વિરાટ છે તેટલી જ વિરાટકાય એની માહિતી હોય તેમાં શી નવાઈ? અને એટલે જ પ્રત્યેક વખતે હજી તો મેં કશું ખાસ લખ્યું જ નથી તેવી ભાવનાથી મારું મન ભરાઈ જાય છે. આ ખંડમાં 'ધર્મભાવના,' 'પરમાત્મા અને એનું સ્વરૂપ', 'વતનીઓની લગ્નપ્રથા', 'આફ્રિકન માન્યતાઓ', 'આફ્રિકન સમાજ અને જીવન' એ બધા પ્રશ્નો જાણે કે એક એક જુદો પત્ર માગી લે તેમ મને લાગ્યા કરે છે. થોડેવત્તે અંશે આ બધા સવાલો વિશે મેં તને જુદા જુદા પત્રોમાં માહિતી તો આપી જ છે, પરંતુ એ દરેક વિષય છૂટી છૂટી ચર્ચા માગી લે તેવો છે એવો જ એક બીજો વિષય છે, 'આફ્રિકન નારી' આ પત્રમાં હું એ નારીવૃંદ વિષે થોડુંક લખવાનો વિચાર રાખું છું. એ વિષે પણ મેં તને સાવ ન લખ્યું હોય તેમ તો નથી જ.

જગતમાં એવી કઈ સ્ત્રી હશે—જેને શૃંગાર પ્રિય ન હોય? એ

પૂર્વની સ્ત્રી હોય કે પશ્ચિમની, ભારતીય લલના હોય કે યુરોપની, આધુનિક સ્ત્રી હોય કે જૂનવાણી—એ પોતપોતાની રીતે શણગાર તો સજવાની જ. ભિન્ન ભિન્ન જાતિની સ્ત્રીઓની શૃંગારકળા પણ વિધવિધ હોવાની જ. આફ્રિકન સ્ત્રી પણ એ કળાથી પર કેમ રહે? ભલે એની એ કળા કેટલાક સુધારાવાદીઓની આંખને જૂની લાગે, પણ એથી એ કળાનું મહત્ત્વ ઓછું નથી. આફ્રિકન સ્ત્રી હવે પોતાના જીવનમાં આધુનિક ફેશન-ઢબનો વધુ પડતો સ્વીકાર કરતી થઈ ગઈ છે ખરી, પણ એની પુરાણી સજાવટ પણ સાવ દૂર થઈ નથી.

આફ્રિકન નારીનો શણગાર પણ એના સ્વભાવ જેવો સરળ અને સહનશીલતાના પ્રતીક જેવો ગણાય તેમ છે. છૂંદણા ત્રોફાવેલી ભારતીય લલનાઓને તો તે જોઈ હશે. આફ્રિકન લલના પણ શણગારની બાબતમાં શરીરપીડાને ગણતી નથી. એ શરીર પર ઊઠી આવે અને કાયમ ટકી રહે તેવા સોર ચામડી પર છેક જૂના કાળથી પડાવતી આવી છે. શરીરના ભિન્ન ભિન્ન અવયવો પર પડાવેલી આકૃતિઓ આફ્રિકન નારીના સાહજિક અલંકારરૂપ ગણાઈ છે. આ બાબતમાં આફ્રિકન નારી ચામડીને ફલકરૂપે માનતી આવી છે. આફ્રિકાની આ શૃંગારપ્રથા હજારો વર્ષ પુરાણી છે. કેટલાક ભલે એને દેહદમન માને, પરંતુ આફ્રિકન નારી તો એને સૌભાગ્ય લેખે છે, એટલે તો આ પ્રકારના દેહદમનને અટકાવવા થયેલા સરકારી તેમ જ મિશનરી પ્રયાસો પણ આ શણગારવિધિને અત્યારે પણ સંપૂર્ણતયા દાબી શક્યા નથી. આફ્રિકાની ઘણીખરી જાતિની સ્ત્રીઓ પોતપોતાની જાતિની પરિચયસૂચક નિશાનીઓ ઉપરાંત ગાલ, છાતી, વાંસો-વગેરે ભાગ પર ભાતભાતના સોર પડાવી તેમને ફૂલવા-ઊપસવા દઈ તેને કાયમ રાખવા માટેના ઉપાયો લે છે. આવી ક્રિયાની પાછળ કોઈક ધાર્મિક હેતુ પણ હોય છે ખરો.

કોંગોના કિવુ પ્રાંતની બાંગો બાંગો સ્ત્રીઓમાં બારમા અને તેરમા

જન્મદિનની વચ્ચેના ગાળામાં આ પ્રકારની ક્રિયા કરવાનો રિવાજ હતો. એ જાતિની યુવાન કન્યા એ સમયે નિયમ તરીકે વીસેક જેટલા સોર પડાવતી. આ સોર પડાવવાની ક્રિયા જાહેરમાં કરવામાં આવતી. એ પ્રસંગ મહોત્સવરૂપે લેખાતો. એ સોર નાક, કપાળ, ગાલ, છાતી વગેરે સ્થળે ઉપસાવવામાં આવતા. પીઠ પર પણ બારથી અઢાર શૃંગારપ્રતીકો રચવામાં આવતાં. ડોકની બાજુએ તેમ જ સાથળ પર પણ નિશાનીઓ કરવામાં આવતી. ગમે તેટલી યાતનાને ભોગે પણ જ્યાં-લગી એ આફ્રિકન નારીએ શરીર કે મુખ પર આ પ્રકારની ક્રિયા કરાવડાવી ન હોય ત્યાં લગી તે સૌંદર્યપ્રસાધના કર્યાનો દાવો કરી શકે નહિ. શરીર પર થયેલી આવી આકૃતિઓમાં સ્વસ્તિક જેવી નિશાની પણ જોવા મળે છે. આ ઉપરાંત માથામાં ભાલા જેવી અણિયાળી પીન રાખવાનો શોખ પણ કોંગોની નારીમાં જોવામાં આવતો. આવી પીન મોટેભાગે હાથીદાંતની બનતી. પટ્ટી અને માથે એ છોગાં એ કોંગોની નારીના પ્રિય શણગાર ગણાય. ત્રણ માસ ટાલે તેવી રીતે તેઓ વાળનાં ગૂંચળાંને તેલમાટીથી મજબૂત બનાવી રાખતી. બામ્બાલા જેવી જાતિની સ્ત્રીઓ તો ઘાસનાં તંતુઓમાંથી વસ્ત્રો બનાવીને પહેરતી હાર પણ ઘાસના રેસાઓમાંથી બનાવતી. કેટલીક સ્ત્રીઓ સામાન્ય કે નૃત્ય વખતે પંદર રતલ જેટલા વજનના તોડા પહેરવાનું પસંદ કરતી. કોંગોની નારીનો શણગાર એ એક રીતે એની વિશિષ્ટતા સૂચવે છે.

દક્ષિણ આફ્રિકાની સશક્ત, બુદ્ધિશાળી તેમ જ મિલનસાર સ્વભાવની ઝુલુ નારી પણ વેશભૂષા તથા અલંકારની બાબતમાં સારું એવું ધ્યાન આપતી આવી છે. આવા શૃંગારની પાછળ એ પણ પોતાનો સારો સમય વીતાવતી. સૌથી વધુ સમય એ વાળની માવજતમાં લેતી. તે કોંગોની સ્ત્રીઓની માફક વાળ છૂટા ન પડી જાય તેટલા સારુ તેને ગૂંચળામાં ગોઠવી દે છે અને પછી તેના પર ચીકટ પદાર્થ અને રંગીન માટી લપેટી લઈને કઠણ બનાવી દે છે. આમ કરવાથી

વાળ ઓળવાની મુસીબત વારંવાર ઉઠાવવી પડતી નથી આ રીતે ગોઠવેલા વાળ થોડા સમય લગી ચાલે છે ઝુંડ સ્ત્રીઓ પોતાના વાળ કપાળ પર ઢળતા રહે અને છતા આંખને ઢાંકી ન દે તે રીતે રાખે છે ખોડ પર ઝૂલતા વાળમા તેઓ નાની નાની ચકરડીઓ ભરાવે છે

આ સદીની શરૂઆતના કાળમા બર્બર અવસ્થામા રહેતી યુગાડાની આચોલી સ્ત્રીઓનો આભૂષણોનો શોખ અજબ હતો પિત્તળના કડા તથા મણકાઓ તેમને મન કિંમતીમા પણ કિંમતી ઘરેણા હતા તેઓ પોતે તો ઠીક પણ તેમના બાળકોને પણ ગરમ પાણીથી સ્નાન કરાવ્યા પછીયે તેઓ તેલ અને ગેરુ ચોપડતી આજે પણ સામાન્ય રીતે યુગાડાની અનેક જાતિની સ્ત્રીઓનો કપડાનો શોખ ગજબનો હોય છે રંગીન, છુટ્ટાદાર વસ્ત્રો તેમને ખૂબ જ પસંદ પડે છે ધીમે ધીમે રંગબેરંગી નાઈલોનનો વપરાશ વધતો જાય છે ખરો, છતાયે ભાતભાતના રંગોનો તેમનો મોહ અત્યારે પણ દેખાઈ આવે તેવો હોય છે

કેનિયા અને ટાંગાનિકાની સરહદ પર રહેતી મસાઈ જાતિની સ્ત્રીઓ પણ ઘરેણાની શોખીન હોય છે તેઓ વાળ કપાવે છે ગળા પર અને હાથ પર ધાતુના ગૂંચળા પહેરે છે આવા ગૂંચળાના ભારને ઘરેણુ ગણતી મસાઈ સ્ત્રી એના વજનની બિલકુલ દરકાર કરતી નથી લચી પડેલી કાનની બુટીમા મોટા લટકણિયા તે પહેરે છે શરીરે સશક્ત મસાઈ સ્ત્રીને આવા આભૂષણો ખરેખર શોભે છે જૂના કાળમા ટાંગાનિકાની લગભગ સવાસો જાતિઓમાથી મકોન્ડે જાતિની સ્ત્રીઓ શણગારરૂપે હોઠમા તકતીઓ જડાવતી મન અને નાકની માફક હોઠને વીંધાવવાનુ કાર્ય ખરેખર દુ ખદાયક ગણાય પરંતુ આ જાતિની સ્ત્રીઓને મન એ શણગાર હતો કોઈ અંગ્રેજ લેખકે નોંધ્યુ છે તેમ આ જાતિની સ્ત્રીઓ એમ માનતી હતી કે 'ONL

MUST SUFFER IN ORDER TO BE BEAUTIFUL' કેનિયાની કિકુયુ જાતિની સ્ત્રીઓ પણ કાનની બુટ્ટી લચી જાય તેવા ભારે ઘરેણાં પહેરવાનું પસંદ કરે છે.

ઘાનાની ફાન્ટી જાતિની સ્ત્રીઓને પણ ઘરેણા ખૂબ પસંદ પડે છે બીજાં બધા આભૂષણોની વાત જતી કરીએ તો પણ આ જાતિની સ્ત્રીઓમા અત્તરનો શોખ ઘણો હોય છે આ અત્તર સર્પમાથી બનાવેલુ હોય છે આ જાતિને તેમ જ અશાન્ટી જાતિની સ્ત્રીઓને સ્થાનિક શાળમા વણાયેલું કપડુ ઘણું જ પ્રિય હોય છે તેના પરની ભાત તેમ જ રંગ તેને મોહ પમાડે છે. સિંક, પાનીકક ઘરેણાં, સોનાના હાર, પારા, માથાબાધણું વગેરેનું આકર્ષણ આ સ્ત્રીઓને ઘણું હોય તેમ જણાય છે નાઈજીરિયાની ભૂખરા વર્ણની જાતિ ફુલાની છે આ રાજવશી જાતિની સ્ત્રીઓની વિશેષતા એ છે કે તેઓ ગોઠણ લગી પિત્તળના ગૂચળા પહેરે છે. વર્ણ અને દેખાવે સુદર લાગતી તેમ જ ઊંચી, પાતળી અને સશક્ત ફુલાની નારી આભૂષણ સહિત કે આભૂષણ વિના પણ સૌંદર્યમંડિત જણાય છે.

ઇથિયોપિયાની પહાડી, લડાયક અને નિર્ભય સ્ત્રી—જે પોતાને રાણી શેબાના નામ પરથી 'શેબીઅન' કહેવડાવવાનું પસંદ કરે છે તે—પણ ઝુલુ કે કેગોની સ્ત્રીની માફક માથાના વાળ છૂટા ન પડી જાય તેમ ઇચ્છતી હોય છે આથી તે વાળને સાદડીની પટ્ટીની માફક ગૂથીને તેને એવા જાડા તેલથી ચીકટ બનાવી રાખે છે કે તેને વારવાર વાળ ગૂંથવાની તકલીફમાં ઊતરવુ ન પડે વાળને ગૂથેલા રાખવાના કામમા માખણ જેવા દ્રવ્યોનો ઉપયોગ પણ એ કરે છે. ચીકણો પદાર્થ સુકાઈ જતા ગધ ન મારે એ સારુ સેન્ટ વગેરે સુગંધી પદાર્થોને પણ વપરાશમા લે છે ગૂથેલા વાળ છૂટા ન પડી જાય તે સારુ સૂતી વખતે તેને લાકડાની પાટલી પર ગોઠવીને સૂએ છે ગાલા જાતિની સ્ત્રીઓ પણ તેલ અને માખણનો ઉપયોગ સૌન્દર્ય

માટે કરે છે. સુધરેલી અને નૃત્યમાં નિપુણ ગણાતી આ જાતિની સ્ત્રીઓની ફેશન ખૂબ ઝડપથી બદલાતી જતી જોવામાં આવે છે.

ટયુનિસની બેદુઈન સ્ત્રીઓમાં રંગીન વસ્ત્રોનો મોહ અપાર દેખાય છે. વાદળી રંગ તેમને ખૂબ જ પ્રિય હોય તેમ લાગે છે એક જ વણાટમાં વણાયેલું કાપડ તેમને ગમે છે. ખભા પર તેઓ શોભારૂપ કલીપ નાખે છે. હાર એ તેમનું મનગમતું ઘરેણું છે. વળી કાનમાં તેઓ મોટી વાળી નાખે છે. રૂપાનાં કડાં તેમ જ હાર એ તેમની થીમંતાઈનું જાણે પ્રતીક હોય તેમ તેઓ પહેરે છે. કેટલીક સ્ત્રીઓ માથા પર સોનાના સિક્કાઓનો મુગટ પણ પહેરે છે. ઘણીવાર આ સ્ત્રીઓ બહુ ઓછાં વસ્ત્રો ધારણ કરતી જોવામાં આવે છે. સુંદર જાતિની આ સ્ત્રીઓને અલંકારો બહુ શોભે છે. ઘરેણાં તેમને એક જાતનું ગૌરવ આપે છે. શ્રીમંત ન હોય તેવી સ્ત્રીઓ પણ ઘરેણાંનો મોહ રાખે છે. માથા પરના મુગટની બાબતમાં તો તેમના કરતાં પણ વિશેષ મોહ સુદાનની શિલ્લુક જાતિની સ્ત્રીઓ ધરાવે છે. ઊંચી અને પાતળી આ સ્ત્રીઓનો એ પ્રિય શણગાર છે.

અલ્જીરિયાની કેટલીક સ્ત્રીઓ ખૂબ જ આકર્ષક હોય છે. આવી સ્ત્રીઓ જ્યારે આભૂષણોથી સજ્જ થયેલી હોય છે ત્યારે તેમનું આકર્ષણ ગજબનું હોય છે આમાંની કેટલીક સ્ત્રીઓ તો હાર વગેરે ઘરેણાં મેળવવા માટે ખૂબ મહેનત કરે છે. મુસ્લીમ સ્ત્રીઓ સૌંદર્યકળામાં પ્રવીણ હોય છે તેઓ તો ભવાને પણ લાલ કે કાળા રંગથી રંગે છે. તેઓ હોઠ, નખ આદિ પર પણ રંગ લગાવે છે. બિસ્કા સ્ત્રીઓ તો વસ્ત્રોને જ આભૂષણ માને છે. એ જ જાણે કે તેમની સંસ્કૃતિની સાબિતી હોય તેમ ગણે છે.

આજે તો જેમ અન્ય બાબતોમા થાય છે તેમ શૃંગાર સજાવટની બાબતમાં પણ પરિવર્તન આવતું જાય છે. એક સમય એવો હતો જ્યારે નારીની લાલસા ઘરેણાંથી ઢંકાઈ જવાની રહેતી. સાદાઈ એ

જ સાચું જીવન છે, એવી ભાવના વધતી જતી હોય એટલે કે પછી શિક્ષણે જીવનનું સાચું દૃષ્ટિબિંદુ કેળવ્યું હોય એટલે, ગમે તે કારણ હોય પણ જગતના કોઈ પણ વિભાગમાં વસતી સ્ત્રીને આજે ઘરેણાં અને આભૂષણોનો મોહ પહેલાંના જેટલો નથી રહ્યો એમ કહેવામાં મને અતિશયોક્તિ નથી લાગતી. અલબત્ત પાવડર આદિ થોડાં બાહ્ય પ્રસાધનો વધવા પામ્યાં છે ખરાં. પણ સ્ત્રીઓનો અલંકારો પ્રત્યેનો મોહ ઓસરવા લાગ્યો છે. કદાચ અર્થશાસ્ત્ર પણ એમાં કારણરૂપ હોય. આજે ઘરેણાં કરતાં પૈસાનું–રકમનું મૂલ્ય વધુ અંકાવા લાગ્યું છે. વળી સ્ત્રીએ સ્વાતંત્ર્ય પણ ઠીકઠીક પ્રમાણમાં પ્રાપ્ત કર્યું છે. આજે તે જૂના કાળમાં હતી એટલે અંશે પુરુષને આધીન નથી. એનામાં પણ સદ્‌ભાગ્યે વ્યક્તિસ્વાતંત્ર્યની તમન્ના જાગી છે.

અને એટલે જ અન્ય દેશોની જેમ આજે આફ્રિકન નારી પણ જાગ્રત થઈ છે. આફ્રિકાની પડદા પાછળ રહેતી સ્ત્રીએ પડદાને દૂર કરી દીધો છે. જૂના કાળમાં આફ્રિકન સ્ત્રી ક્યાંય કામ કરતી નજરે ન પડતી તેની જગ્યાએ આજે ઓફિસોમાં, રેડિયો સ્ટેશનો પર, કારખાનાંઓમાં, દુકાનોમાં, ચાઘરોમાં સુદ્ધાં તે કામ કરતી થઈ છે. તેઓ આજે તો પોલીસ દળમાં જોડાવા પણ તૈયાર થાય છે. પશ્ચિમ આફ્રિકામાં તો વેપાર કરતી સ્ત્રીઓ પણ જોવા મળે છે. રાજકારણ પણ હવે પુરુષોનો વિષય રહ્યો નથી. રાજદ્વારી પક્ષોમાં તે જોડાય છે એટલું જ નહિ, પણ ચૂંટણીઓ માટે પણ એ પક્ષ તરફથી ઊભી રહે છે. સામાજિક કાર્યકરો તરીકે પણ આફ્રિકન સ્ત્રીઓ આગળ આવવા લાગી છે. નવા યુગના પ્રબળ પ્રવાહો સામે તેઓ પણ ક્યાં લગી આળસ સેવી શકે?

આવતાં થોડાં વર્ષોમાં સ્વતંત્ર આફ્રિકાની નેતાગીરીમાં સ્ત્રીઓ પણ બહુમાન ભર્યું સ્થાન ધરાવતી હશે એમાં શંકાને સ્થાન નથી, જ્યારે રાષ્ટ્ર જાગૃતિનું આહ્‌વાન આવે ત્યારે સ્ત્રીઓ તેમાંથી બાકાત ક્યાંથી

રહી શકે? રાષ્ટ્રિય જાગૃતિ, રાષ્ટ્રિય ઉન્નતિ, સ્ત્રીવિકાસ અને અંતે એમાંથી સમગ્ર પ્રજાનો વિકાસ એ આફ્રિકન નારીનો સાચો શૃંગાર બની રહેશે, ત્યારે આફ્રિકાના વિરાટનો બુલંદ ઘોષ પ્રગટશે અને વિવિધ દિશાઓમાં વિરાટ કૂચ કરી રહેલાં જગતનાં રાષ્ટ્રોના નાદની સાથે સંમિલિત થશે, ત્યારે આફ્રિકા કેવળ આફ્રિકનોનું જ નહિ રહે, પણ સમગ્ર સંસારનું અવિભાજ્ય અંગ બની જશે. ત્યારે જાતિ જાતિના ભેદ નહિ રહે, પણ માનવ માનવ વચ્ચેની કડીઓ મજબૂત થશે. એ કાળે જગતના મંડપમાં ગુંજશે માનવતાનો મંગલ સાદ. એ મંગલ ગાનમાં આગવો તરી આવશે જગતની નારીઓનો મંજુલ કંઠ એમાંથી સરતાં હશે વિશ્વપ્રીતિનાં મધુરાં ગાન!

લિ. સંજયના
વંદેમાતરમ્

## પત્ર ઓગણીસમો

## મસાઈ

પ્રિય જયંત,

આ પૂર્વેના એક કાગળમાં મેં તને પૂર્વઆફ્રિકામાં સ્થિર થયેલી એક કૃષિપ્રધાન જાતિ કિકુયુ વિષે લખ્યું હતું. એ વિષય પર લખવા બેઠો ત્યારે લખાતું જ ગયું હતું અને પરિણામે વર્ષાઋતુમાં પ્રસરતા પાણીના રેલાની માફક એ જાતિના સંસ્મરણોનો સ્રોત આગળ વધતો જ રહ્યો અને પત્ર ધાર્યા કરતાં લાંબો થઈ ગયો. તને આ પત્રો દ્વારા માહિતી મળે ત્યારે ય પત્ર વાંચતાં કંટાળો ન આવે કે પછી બધું ઠાંસી ઠાંસીને ભરી દીધું છે તેવી લાગણી ન થાય તેનો ખ્યાલ રાખવા હું પ્રયાસ તો કરું છું, પણ કયારેક એવું લંબાણ થઈ જાય તો તું મને ક્ષમા કરશે.

આજે પૂર્વઆફ્રિકાની બીજી એક સમર્થ જાતિને આ પત્રના ફલકમાં સમાવવા ધારું છું. જેમ કિકુયુ આ વિભાગની એક મહાન જાતિ છે તેવી જ અન્ય છે મસાઈ જાતિ. મને આશા છે કે કિકુયુ— જેમને કેટલાક વિદેશીઓ ત્રાસવાદીના સ્વરૂપે જ જુએ છે, અને ખરી રીતે તો જેઓ સ્વત્વનું, સ્વધનનું તેમ જ સ્વમાન્યતાઓનું સંરક્ષણ જ ગણે છે તેઓ—ની જેમ આ જાતિ વિષેનો આછો પરિચય

તને ગમશે જ. તને એ ગમ્યો છે કે નહિ એ તો તું જણાવે ત્યારે જ ખબર પડે ને?

કેનિયા અને ટાંગાનિકાની સીમાની બંને તરફ વસતા મસાઈ લોકો બાન્ટુ કુટુંબના નથી. તેઓ નાઈલો હેમિટિક વંશના છે. તેમની બોલી પણ બાન્ટુ કુટુંબની બોલીઓથી અલગ પડી જાય તેવી છે. તેમના મુખની રેખાઓ, મુખની આકૃતિ હેમાઈટ–કોકેશિયનની મુખાકૃતિ જેવી છે. આદિકાળથી જ જાણે તેઓ કિકુયુ જાતિના દુશ્મનો ન હોય તેવા છે! કિકુયુ લોકો પણ એવા પ્રકારની દૃઢ માન્યતા ધરાવતા હોય તેમ લાગે છે કે પોતાની સમગ્ર જાતિને દબાવી દેવામાં મસાઈઓનો ફાળો જબરો છે. પિસ્તાલીસ હજાર કરતાં વધારે મસાઈઓ ટાંગાનિકામાં તેમ જ સાઠ હજારથીયે વધુ પ્રમાણમાં તેઓ કેનિયામાં વસતા હોવાનું મનાય છે.

મસાઈ જાતિનો પુરુષવર્ગ વીર, જવાંમર્દ, ખમીરવંતો, બહાદુર યોદ્ધો અને અજબ પરાક્રમી હોય છે. ઊંચી, સશક્ત તેમ જ ભરાવદાર કાઠીવાળો મસાઈ શ્યામવર્ણો હોવા છતાં શોભે છે. ગર્વોન્નત શિર રાખનાર, વહેમી મસાઈ ભયંકર પણ લાગે છે. એ સુંવરતો જાય છે ખરો, પરંતુ કિકુયુની માફક શહેરમાં જઈને નોકરી કરી ખાવાની વૃત્તિ ભાગ્યે જ સેવતો લાગે છે એ કાનમાં આભૂષણો પહેરે છે. મસાઈ યુવાન લગ્ન થાય ત્યાં સુધી પોતાના વાળને ચરમી તેમ જ લાલ માટીમા ખરડીને ગૂંચળામાં ગૂંથી લે છે. આ જાતિના લોકોનો જુસ્સો દક્ષિણ આફ્રિકાની લડાયક જાતિ ઝુલુના જુસ્સા જેવો છે. એ કારણે જ કદાચ તેમને ભયરૂપ ગણવામાં આવે છે. તેમને મન જીવનનું કોઈ વિશિષ્ટ મૂલ્ય હોય તેમ જણાતું નથી. યુદ્ધ એ તો એમના જીવનમાં જાણે ડાબા હાથનો ખેલ હોય તેમ તેઓ માને છે. લડાઈ એ તેમની રમત છે. સોળ વર્ષ લગી પશુપાલનનું જ્ઞાન મેળવતો મસાઈ યુવાન યુદ્ધની તાલીમ લેતો થઈ જાય છે.

સિંહચર્મ એ છેક હમણાં સુધી એના શરીરનો પ્રિય શણગાર ગણાતો. શરીર પર સિંહચર્મ અને મસ્તક પર શાહમૃગનાં સુંદર પીછાંનો મુગટ એ મસાઈનો મનગમતો ઠાઠ હતો. સાઠથી સો માનવીના સમૂહમાં તેઓ રૂઆબભેર બેઠા હોય કે અલમસ્ત થઈને ફરતા હોય ત્યારે તેમની મગરૂબી અને રંગત જોવા જેવી હોય. શિકારી પ્રાણીઓની વચ્ચે વસતા મસાઈઓ સિંહ સિવાય અન્ય પ્રાણીઓનો શિકાર ભાગ્યે જ ખેલે. કદાચ તેઓ એમ પણ માનતા હોય કે નીડર અને બહાદુર કોમના માનવીઓથી વનરાજ સિવાય બીજાનો શિકાર તે વળી કેમ ખેલાય? રાજા તો વનરાજનો શિકાર જ કરે ને? પોતાનાં ઢોર લઈને ફરતો મસાઈ અત્યંત સાવચેત હોવાને કારણે સિંહ ઢોરના પર હુમલો કરે તે પહેલાં જ એની પાછળ પડતો. કાદવકીચડવાળાં મેદાનો કે ગીચ ઝાડીમાં પણ એ એને છોડે નહિ! અને એના શિકારનું સાધન એકમાત્ર ભાલો! સિંહની પાછળ પડેલા આવા કોઈપણ યુવાનને જોઈ અન્ય મસાઈઓ તેને સાથ આપવા કદી ન દોડે. મસાઈનો શિકાર બીજા મસાઈથી કેમ પડાવી લેવાય? અથવા એને મદદ કરીને એને હીણપતના ખાડામાં કેમ ઉતારાય? એ તો દૂર ઊભો રહીને તાલ જ જુએ. જ્યારે મસાઈ યુવાન કેવળ ભાલાથી જ સિંહને મારવા સમર્થ બને ત્યારે પ્રેક્ષક મસાઈ કે મસાઈઓ દોડતા આવી પહોંચે અને એના શરાતન બદલ શાબાશી આપવા એને તેડી લઈને નાચવા લાગે. ઝપાઝપીમાં મસાઈ ઘાયલ થાય તો મસાઈઓ એની પરવાયે ન કરે. જો કે એવું બનવાનો સંભવ હોતો જ નથી! કોઈપણ મસાઈ યુવાન જ્યાં લગી આવા બે શિકાર ન કરે ત્યાં લગી એ પુખ્ત ઉંમરનો અને પરણવા લાયક થયો છે એમ માનવામાં આવતું નહિ.

મસાઈ જાતિના લોકો પશુપાલનની સંભાળમાં જગતના પશુ-પાલકોમાં સર્વોચ્ચ સ્થાન ધરાવે તેવા ગણી શકાય. રહેણીકરણીની બાબતમાં તેમને યુગાંડાની કારામોજંગ જાતિ સાથે સરખાવી શકાય.

તેઓ ભટકતું જીવન ગાળતા હોય છે, એટલે ઠરીને ઠામ થઈને બેસવું તેમને પાલવે નહિ. આમ છતાં વરસાદ આદિ કુદરતી આપત્તિઓ-માંથી રક્ષણ મેળવવા તેઓ ઝૂંપડાં બાંધે છે ખરા. તેમનાં ઝૂંપડાં બાંધવાની જવાબદારી મસાઈ સ્ત્રીઓને શિરે રહે છે. તેઓનાં ઝૂંપડાં સાંઠીઓ અને ઘાસથી બનેલાં હોય છે. ઝૂંપડાને મજબૂત બનાવવા તેઓ તેમને માટીથી લીંપી લે છે. વરસાદ સામે ઝૂંપડાંઓ ટક્કર ઝીલી શકે તે સારુ તેઓ તેમાં ગાય વગેરે ઢોરનાં ચામડાંને પણ ઉપયોગમાં લે છે. તેમનાં ઝૂંપડાં લાંબી હારમાં બનાવેલાં હોય છે. તેમની ઊંચાઈ છ ફીટ જેટલી તેઓ રાખે છે. ઘરની અંદર અલાયદા ખંડો હોય છે. તેમની વચ્ચે આવવાજવા માટે બારણાં રાખવામાં આવે છે.

અપરણિત મસાઈ યોદ્ધાઓ અલગ અલગ રહે છે. તેમની ઓરડીઓ મુખ્ય ઝૂંપડાંથી જુદી હોય છે. અપરણિત કન્યાઓ ત્યાં ન જઈ શકે તેવું કાંઈ બંધન નથી હોતું. તેમનાં ઝૂંપડાંની આસ-પાસ વાડ બનાવવામાં આવે છે. ઢોરોનાં રક્ષણ માટે પણ આથી વાડ ઉપયોગી નીવડે છે. સામાન્ય રીતે મસાઈઓ છૂટાછવાયા રહે-વાનું પસંદ કરતા હોય તેમ લાગે છે. પ્રત્યેક ચોરસ માઈલમાં વસતા એ મસાઈની સંખ્યા પ્રમાણમાં ઘણી ઓછી હોય છે.

ઢોરઢાંખર મસાઈની ખરી મિલકત છે. ઘેટાં, બકરાં, ગાય, કૂતરાં વગેરે પ્રાણીઓ તેમનાં ધણમાં મુખ્યત્વે જોવામાં આવે છે. આવાં પાળેલાં જાનવરોનાં નામ પણ તેઓ પોતાની જાતિનાં નામ જેવાં રાખે છે. 'નાઈરોબી' શબ્દ ઢોર માટેના, 'મીઠા પાણી'ના પર્યાય શબ્દરૂપે તેઓ ઘટાવે છે. પ્રત્યેક મસાઈ સ્ત્રી, પુરુષ કે બાળક પાસે બાર ગાયો, પચાસ ઘેટાં અને થોડાં બકરાં તો મૂડીરૂપે હોવાં જ જોઈએ. તેમનું પાલન કરવું એ તેમનો ધર્મ. જો તેઓ પશુપાલન ન કરે અને કેવળ એક ઠેકાણે સ્થિર થઈને રહે તો પણ જમીનમાંથી

તેઓ ઘણું વળતર મેળવી શકે તેમ હોય છે, પરંતુ કોઈ પણ ઠેકાણે કાયમી, વસવાટ, કરીને કંઈપણ ઉગાડીને પાક મેળવવો એ તેમના સ્વભાવમાં જ નથી હોતું. આનું બીજું કારણ એ પણ છે કે તેમને જોઈતો ખોરાક પણ તેમને પોતાની મૂડીમાંથી મળી રહેતો આવ્યો છે. તેમના ખોરાકમાં દૂધ, લોહી અને માંસનો સમાવેશ થાય છે. આમ છતાં સ્ત્રીઓ તથા વૃદ્ધો લોટને ખોરાક તરીકે વાપરે છે. લોટની સાથે તેઓ શાકભાજીનો ઠીકઠીક પ્રમાણમાં ઉપયોગ કરે છે આ ઉપરાત, વૃદ્ધો કેફી મદ્યને તેમના આહારમાં ઘણું મહત્ત્વનું સ્થાન આપે છે; યુવાન યોદ્ધાનો તો માંસ, લોહી અને દૂધનો જ ખોરાક રહે છે. આ સિવાય કેળા, વટાણા અને મકાઈનો ઉપયોગ ખાવામાં નથી કરતા તેવું નથી, આ વસ્તુઓ તેમને બીજા પાસેથી વિનિમય દ્વારા મળતી રહી છે. આપણને નવાઈ પમાડે તેવી વાત તો એ છે કે જૂના કાળમા મસાઈ લોકો લોહી પીવામા ખૂબ આનંદ માનતા. તેઓ ઢોરના શરીરમાં કાણું પાડીને ભૂંગળી દ્વારા લોહી પીતા. આ રક્ત-પાન તેઓ અતિ ખાનગી રીતે કરતા—જેથી એ અન્ય જનોના જોવામા આવે નહિ. તેમની આ પ્રણાલિકાને જોવા માગનાર વ્યક્તિ ઘણા પ્રયાસો, છતા અને ઘણા વર્ષો વીતી જાય ત્યા લગી એ જોઈ શકતો નહિ, જોવા પામતો નહિ. રક્તપાન પૂરું થતાં તેઓ ઢોરના શરીર પરનું છિદ્ર કોઈક ઔષધિયુક્ત વનસ્પતિથી પૂરી દેતા. આ પ્રકારના રક્તપાનનો તેમનો રસ અજબ હતો. આ જાતના ખોરાકને કારણે મસાઈના શરીરમાં પ્રોટીન અને ચરબીનાં તત્ત્વો પૂરતા પ્રમાણમા સીધેસીધાં મળી રહેતાં. કિકુયુને હંફાવી શકે તેવી મસાઈ જાતિની બળવત્તાનું રહસ્ય આ હતુ. વળી આવી બીજી એક ખાસિયત આ જાતિમા એ જોવામા આવતી કે લડવૈયા મસાઈ યુવાનોને બાદ કરતા લગભગ ઘણા ખરા આધેડ મસાઈઓ તમાકુ અને છીંકણીનો ઉપ યોગ સામાન્ય રીતે કરતા. હેરત પમાડે તેવી ઘટના એ પણ જાણવા મળે છે કે તેઓ પાણીનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરતા નહિ.

ગોમૂત્રનો ઉપયોગ તેઓ ઠીકઠીક રીતે કરતા. ભારતના હિંદુઓ જેટલે અંશે ગોમૂત્રને પવિત્ર માને છે તેટલે અંશે તેઓ માનતા કે નહિ અથવા હજુયે માને છે કે નહિ તે કહેવું કઠણ છે.

મસાઈ સમાજવ્યવસ્થા પણ જુદા પ્રકારની,–તરી આવે તેવી હતી. તેમની સમાજરચનામાં બાળકોને અલગ સ્થાન આપવામાં આવતું. યુવાનોનો વિભાગ પણ જુદો જ હતો. જાતીય રહસ્યો, વિશિષ્ટતાઓ તેમ જ ગુપ્તતા વગેરેથી વાકેફ બનેલો વર્ગ પણ તેમના સમાજમાં નોખું સ્થાન ભોગવતો. યુવાનો માટે અનુભવી લોકોના વર્ગમાં પ્રવેશ કરાવવાના સંસ્કાર આપવા(INITIATION'CEREMONY)–નો રિવાજ હતો. આમ મસાઈ સમાજ વયનિયત સમુદાયો–(AGE–GRADED–GROUS)નો બનેલો જોવામાં આવતો. સમાજની આવી નિશ્ચિત બંધારણ નીતિને કારણે જ તેઓ તેમના સમાજને વ્યવસ્થિત, લડાયક સંસ્થા તરી કે દીર્ઘકાળ પર્યંત નભાવી શકવા સમર્થ રહી શક્યા હશે સમગ્ર જાતિની સત્તા વીરપુરુષોના હાથમાં રહેતી. વડીલો–INITI-ATED FOLK–તેમના સલાહકારો બનતા. જંતરમંતરવાળા હાકેમો કે તાન્ત્રિકો–WITCH-DOCTORS–તેમના અગ્રણી સલાહકારોનું સ્થાન લેતા. તેમની સમાજવ્યવસ્થા પ્રમાણે ઘરનો વારસો સૌથી મોટા પુત્રને મળતો. માતાઓ તેમ જ ભાઈબહેનોની જવાબદારી એ વારસને શિરે રહેતી. તેમની સમાજવ્યવસ્થાના નિયમ અનુસાર અમુક વય લગી છોકરા–છોકરીઓને અલગ રાખવામાં આવતાં નથી. તેઓ શિક્ષણમાં માનતા ન હતા. એથી જ બાળકોને શાળાએ મોકલવાનો પ્રસંગ આવતાં તેમના મુખ પર શોકની છાયા દેખાવા લાગતી. તેમનો સમાજ સુખેથી રહી શકે તેવી ભાવના તેમનાં નિયમો દ્વારા સિદ્ધ થતી જોવા તેઓ ઉત્સુક હોય છે. મુખેથી તેઓ ખાઈપી શકે તેટલા સારુ, તેમ જ એકકાળે બહુ સામાન્ય હતો તેવો ગેગ–ધનુર્વા–થી બચવા સારુ તેઓ આગળના બે દાંત–ઓને કાઢી નાખતા સુન્નત કરવાનો રિવાજ પણ આ જ રીતે

આ જાતિમાં પ્રચલિત હતો. એ ક્રિયામાં સ્ત્રી અને પુરુષ એમ બંનેનો સમાવેશ થતો. કદાચ આ લોકો એને કોઈ પ્રકારની આધ્યાત્મિક શુદ્ધિ ગણતા હોય તો ના નહિ. પિતૃપૂજા, વૃક્ષપૂજા, સર્પપૂજા, અને આકાશપૂજા—જેને તેઓ 'એન્ગાઈ' નામથી સબોધે છે તે—મા તેઓ માન્યતા ધરાવતા. વળી અતિથિને દેવ માનીને તેઓ તેમનું સર્વસ્વ પ્રિય તેમને ચરણે ધરાવવા તૈયાર રહેતા.

પરિણીત સ્ત્રીઓ તથા સમાજમાં અપ્રવિષ્ટ મસાઈઓ વાળ કપાવી નાખતા. લગ્ન થાય ત્યાં લગી પુરુષ સેંથા પાડેલા વાળ રાખતો. બાકીનાં લોકો વાળના ગૂંચળાઓ પાડી તેમને લાલ માટી તેમ જ ચરબીથી વ્યવસ્થિત કરી કપાળ પર લટકતા રાખતા. સ્ત્રીઓનો પોષાક રાજ્ય રહેતો વલ્કલ ઉપરાત તેમના ઢોરોના ચામડા પણ તેઓ ઉપયોગમા લેતા ઉપવસ્ત્ર તરીકે તેઓ વલ્કલ ઉપર એક ખુલતું કપડું નાખતા કડા, હાર, પારા વગેરેને તેમના શૃંગાર તરીકે સ્ત્રીઓ અને પુરુષો બંને ઉપયોગમા લેતા ક્યારેક તો, સ્ત્રીના શરીર પર આવા શણગારનો ભાર વીસત્રીસ રતલ જેટલો કે વધારે પણ થતો. તેમના હાથ તો કડાથી ઢંકાયેલા જ રહેતા પુરુષો પણ સ્ત્રી-ઓની માફક કાનમા મોટા ડોળિયા પહેરતા. સ્ત્રીઓ પતિ જીવતો હોય ત્યા લગી સૌભાગ્યના ચિહ્નરૂપ ડોળિયાને લચી પડેલા કાન-માથી કાઢી નાખતી નહિ

જેમ મસાઈ જાતિની શૃંગારપ્રથા તેમ જ મરણોત્તર ક્રિયાઓ પણ વિશિષ્ટ હતી તેઓ અન્ય જાતિઓની માફક શબને દાટી દેતા નહિ પણ તેઓ શબને—પછી એ સ્ત્રી, પુરુષ કે બાળકનુ ગમે તેનું હોય તેને—પોતાની ઝૂંપડીની પશ્ચિમ દિશામા ખુલ્લું મૂકતા તેનુ મુખ પૂર્વાભિમુખ રાખતા આપણે ત્યાં પણ તને ખ્યાલ હશે કે શબનું માથુ ઉત્તર દિશા તરફ રાખવાની પ્રથા હજીયે પ્રવર્તતી જોવામા આવે છે. આથી તો કેટલાક લોકો એ દિશામાં માથુ રાખી હજીયે

સૂતા જોવામાં આવતા નથી. જો વૃદ્ધ સ્ત્રી–પુરુષ મરી જાય તો તેમનાં શબને કોઈ વૃક્ષની છાયામાં લઈ જવામાં આવતાં. ત્યાં બળદને મારી નાખીને મિજબાની કરવામાં આવતી. મિજબાનીના અવશેષરૂપ હાડકાંને શબની આજુબાજુ વેરી દેવામાં આવતાં. આથી જરખ જેવાં હિંસક પ્રાણીઓ આવીને શબને ખાઈ જતાં. આમાં મરી ગયેલા માનવીથી પણ અન્ય પ્રાણીઓ સંતુષ્ટ થાય એવી ભાવના હશે કે કેમ એ તો કોણ જાણે? મૃતદેહ પણ બીજાને કામમાં આવે તેમ તેઓ માનતા હોય તો શી ખબર? જો કોઈ મહાન માણસ મરી જતો તો આ લોકો ધામધૂમથી તેની ક્રિયા ઊજવતા. તેના શબને બળદના ચામડામાં વીંટાળવામાં આવતું. ત્યારબાદ એક નાનકડો ખાડો ગાળીને તેમાં એને મૂકીને તેના પર પથ્થરથી પૂરણી કરવામાં આવતી. એ પછી પણ જે મસાઈ ત્યાંથી પસાર થાય તે ત્યાં એક એક પથ્થર નાખતો જાય. આમ કરવામાં તેઓનો આશય દુર્ભાગ્યને દૂર કરવાનો રહેતો.

આવી મસાઈ જાતિ સમગ્ર નાઈલો હેમિટિક કુટુંબની જાતિઓ —નાંદી, કેયો, સુક, તુર્કાના, ઈટેસો, કારામોજંગ, ટોપોથા, આર્જી વગેરે—માં અત્યંત પ્રભાવશાળી જાતિ ગણાય છે. ઝનૂની, ગર્વશાળી, ખમીરવંત, એકાંતપ્રિય, આળસુ તેમ જ વહેમી મસાઈ જાતિમાં કિકુયુની રાષ્ટ્રપ્રિયતા નજરે પડતી નથી. તેમની સુધારાવૃત્તિ કે એ માટેની ધગશ પણ નહિવત જ છે, છતાં આવી સશક્ત જાતિઓની શક્તિને સુમાર્ગે વાળવાના પ્રયાસ કરવામાં આવે—સ્વદેશની ઉન્નતિને અર્થે રોકવામાં આવે, રાષ્ટ્રીય સર્જનપ્રવૃત્તિમાં ગૂંથવામાં આવે તો કેવું સુંદર પરિણામ આવે! વિશ્વની આવી પછાત જાતિઓ ક્યારે ઊજળી બનશે? ક્યારે એ સંસારનાં સંસ્કૃત જનોની હરોળમાં ગર્વોન્નત મસ્તકે ખડી રહેતી થશે? જગત માનવકલ્યાણની મહાન રથયાત્રા ક્યારે શરૂ કરશે? ક્યારે વિશ્વશાંતિ તેમ જ વિશ્વોન્નતિના સ્વર્ગીય સૂરો પ્રસારતી સહઅસ્તિત્વની મંગલ ભેરી બજવા લાગશે અને ક્યારે

પીડિત માનવતાના પ્રાણ જાગીને દિશદિશે ચેતન-ઉત્થાનનાં છાંટણાં છાંટશે? જયંત, આપણે ય જગતના આવા સુમંગલ કાર્યમાં નિમિત્ત બનવાનો સંકલ્પ કરીને એ દિશામાં ઝુકાવી દઈએ તો કેવું!

નિરમું ત્યારે.

લિ. સંજયના

વંદેમાતરમ્

## પત્ર વીસમો
# નવાંની સરભરા

પ્રિય જયંત,

મારા એક પત્રમાં મેં તને આફ્રિકામાં કાળબળે છૂટીછવાઈ વસવા લાગેલી બાન્ટુ જાતિ વિષે થોડીક માહિતી આપી છે. અહીં થોડી જુદા પ્રકારની વિશેષતા વિષે લખું છું. આ ખંડમાં વસતી આફ્રિકન આદિજાતિઓમાં પ્રમુખ એવી ત્રણ જાતિઓને સ્થાન આપવામાં આવે છે. આ ત્રણ જાતિઓ છે : હેમાઈટ, હબસી અને બાન્ટુ. તને એ ખ્યાલ તો છે જ કે હેમાઈટ જાતિ હજારો વર્ષ પૂર્વે આ ખંડમા ઊતરી આવી હતી એશિયા ખંડમાંથી. વળી તને એ પણ જાણ છે કે બાન્ટુ જાતિ અસ્તિત્વમાં આવવા પામી છે, આ ખંડના અસલ હબસીઓના હેમાઈટ જાતિ સાથેના સંમિશ્રણથી. ભિન્ન ભિન્ન પ્રકારનાં આવાં સંમિશ્રણોમાંથી આ ખંડમાં અનેક નવી જાતિઓ ઉદ્ભવ પામી છે. આવી જાતિઓ અને તેમની વિશિષ્ટતાઓ વિષે વાત કરીએ એ પૂર્વે હેમાઈટના મુખ્ય પ્રવાહને આપણે જરાક તપાસી લઈએ.

આ પ્રવાહ વિષે આગળ વધીએ તે પહેલાં એટલું જાણવું જરૂરી છે કે દક્ષિણ આફ્રિકામાં વસતા પીળાશ પડતી ચામડીવાળા બુશમેન્ તેમ જ કૉંગોના પ્રદેશમાં વસતા વામનજીઓ (PYGMIES)

આ ખંડમાં અતિશય પુરાણા કાળથી વસેલા છે. આ લોકો કરતાંયે વધુ જૂના કાળનાં લોકોનાં પથ્થરનાં હથિયારો પૂર્વ આફ્રિકામાંથી મળી આવ્યાં છે ખરાં, પરંતુ એ લોકો મૂળ સ્વરૂપે કઈ જાતિનાં છે એનું અનુમાન બાંધવાનું કામ ઘણું કઠિન છે. આમ એ લોકોની ચોક્કસ માહિતી અસંપ્રાપ્ય બની છે. વળી અહીંની હબસી જાતિના મૂળ વિષે પણ કોઈ સચોટ માહિતી પ્રાપ્ય નથી. દક્ષિણ આફ્રિકાના હોટેન્ટોટ જાતિના લોકો બુશમેન અને હબસી જાતિના મિશ્રણનું ફળ છે એવો કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે.

તો પણ આટલું તો નિઃસંશય માનવામાં આવે છે કે હબસીઓના જેટલી શ્યામ નહિ, પરંતુ કંઈક અંશે ઝાંખી એવી ચામડીવાળા લોકોનો સમુદાય ખૂબ જ પ્રાચીન–પ્રાગૈતિહાસિક–કાળમાં એશિયામાંથી આફ્રિકા ખંડમાં ઊતરી આવ્યો. આ સમુદાય ઇજિપ્તથી પશ્ચિમ તરફ આટલાંટિક મહાસાગરની દિશામાં ઉત્તર આફ્રિકામાં આવીને રણ વટાવતો વટાવતો દક્ષિણ તરફ, સુદાન તરફ વિસ્તરતો રહ્યો. જે લોકો આફ્રિકામાં ઊતરી આવ્યા તે જ એશિયાઈ લોકોનો એક અન્ય સમૂહ હજારો વર્ષ પહેલાં યુરોપના દેશોમાં પ્રવેશ્યો. એ માનવીઓ જ યુરોપવાસીઓના પુરાણા પૂર્વજો. જે માનવજૂથ એશિયામાંથી આફ્રિકામાં ઊતરી આવ્યું તે જ હેમાઈટ લોકોનું. હબસી પ્રજા તો ત્યારેય આફ્રિકામાં હતી જ. આ હેમાઈટ લોકોનો અસલ ધંધો પશુપાલનનો હતો અને પશુપાલન અર્થે ફરતા ફરતા તે લોકો આ ખંડમાં ઊતરી આવ્યાં. તે વખતે આ ખંડમાં વસતાં હબસીઓ પાસે કૂતરા સિવાય અન્ય કોઈ પાળેલું પ્રાણી ન હતું. એ સમયે તેમના ભરણપોષણના સાધનરૂપ એકમાત્ર શિકાર હતો. એશિયાઈ જૂથ આ ખંડમાં આવ્યું ત્યારબાદ ધીમે ધીમે એ સમુદાયના પ્રતાપે ઘઉં, બાજરી, ડુંગળી, વટાણા વગેરે ખાદ્યપદાર્થો આવવા લાગ્યા. આ ઉપરાંત, તેઓ એશિયામાંથી કેળાં, ખજૂર વગેરે પણ લાવ્યાં. તેમની સાથે ઘેટાં,

બકરાં, ઊંટ, ઘોડાં વગેરે પાળેલાં પ્રાણીઓ પણ હતાં. આમ એ સમયથી આફ્રિકાના અસલ જીવનધોરણમાં નવાં પરિબળો ભળ્યાં અને એની નિશ્ચિત અસરના ઓળા આફ્રિકન વતનીઓનાં જીવન પર પણ પડવા લાગ્યા. અહીં તને કે કોઈપણ વ્યક્તિને પ્રશ્ન જરૂર ઉદ્‌ભવે કે હેમાઈટ લોકો એશિયા છોડીને આફ્રિકામાં કેમ પ્રવેશ્યા ?

આપણે ઉપર જોઈ ગયા કે એ લોકોનો મુખ્ય ધંધો પશુપાલનનો હતો. પશુઓના પાલન, ઉછેર અને સંવર્ધનને ખાતર તેમને એક જગ્યાએથી અન્ય જગ્યાએ ભટકવાનું ફરજિયાત બની રહેતું. સારી ચરિયાણ જમીનની શોધમાં તેમને હંમેશાં રહેવું પડતું. એક જગ્યા શોધ્યા પછી થોડા જ સમયમાં નવી જગ્યા તેમનાં પશુઓના નિર્વાહ માટે અને આખરે તો પોતાના જ જીવનનિર્વાહને ખાતર તેમને શોધવી પડતી. તેઓ કોઈ સારી જગ્યાની શોધમાં ફરતા ફરતા તેમનાં પ્રાણીઓને લઈને નીકળી પડયા હોવા જોઈએ. વળી આ લોકોને એશિયામાંથી દૂર નીકળવાની ફરજ પાડે તેવું અન્ય કારણ એ હતું કે એશિયાના નૈર્ઋત્ય ભાગનો રણપ્રદેશ તેમના હેતુ માટે બહુ ઉપયોગી ન હતો. ત્યાં કાયમી વસવાટ થઈ શકે તેવો સંભવ જ ન હતો. જીવનને ટકાવવા અને સુરક્ષિત રાખવા જગતની પ્રજાઓ જુદા જુદા માર્ગ અપનાવતી જ આવી છે. આમ શાંતિના કે યુદ્ધના સમયમા જુદે જુદે તબક્કે એશિયાઈ પ્રજા આફ્રિકામાં પ્રવેશતી જ રહી છે.

સાતમા સૈકામાં પણ આવો એક અગત્યનો હુમલો ઇતિહાસમાં નોંધાયો છે. તે હુમલો કરનાર હતા અરબસ્તાનના લોકો. તેઓ આમ આફ્રિકામાં પ્રવેશ્યા એટલું જ નહિ, પરંતુ તેમના ઇસ્લામ ધર્મનો પણ પ્રચાર કરવા લાગ્યા. ઇસ્લામ ધર્મના સંસ્થાપક મહમદ પયગંબર એ સૈકામાં થઈ ગયા. ત્યારે આરબ લોકો મૂર્તિપૂજક હતા. કેટલાક લોકો તો પિતૃઓને ખાતર પ્રાણીઓનું કે માનવીઓનું બલિદાન પણ દેતા.

લોકોને આમાંથી ઉગારવા તથા ઇસ્લામનો પ્રચાર કરવા ખાતર પયગંબરના અનુયાયીઓ લડવાયે તૈયાર થયા હતા. ધર્મપ્રચાર માટે તેમણે કરેલી લડાઈઓ ઇતિહાસમાં ક્યાં નથી નોંધાઈ? તેમણે ઈ. સ. ૬૪૧ માં ઇજિપ્ત જીતી લીધું. ત્યારબાદ તેઓએ ટ્રિપોલી, ટ્યુનિસિયા, મોરોક્કો વગેરે પ્રદેશો પર પણ તેમની આણ વર્તાવી. આ પછીથી ઉત્તર આફ્રિકા—અલ્જિરિયા, ટ્યુનિસિયા, મોરોક્કો વગેરેમાં વસી રહેલા હેમાઇટિ લોકો પર ઇસ્લામ ધર્મની પ્રબળ અસર થવા પામી. કેટલાક લોકો આ પ્રદેશ તરફ વસતા હેમાઇટિને 'બર્બર' નામથી યે ઓળખાવે છે. આ પ્રજા પર આજે જેમ યુરોપની તેમ જૂના કાળથી એશિયાની પણ સારી એવી અસર પડેલી છે. વિદ્વાનોના મત પ્રમાણે સુદાનની નાઈલોટિક જાતિ પણ મૂળ હબસી તથા હેમાઇટિના સંમિશ્રણનું જ ફળ છે.

ઘણીવાર 'હેમાઇટિ' અને 'સેમાઇટિ' અથવા 'હેમિટિક' અને 'સેમિટિક' જેવા શબ્દો આપણા કાન પર પડ્યા કરે છે. બંને શબ્દો ભિન્ન છે. હેમાઇટિ લોકો મૂળ કોકેસિયન લોકો છે. સેમાઇટ લોકો સીરીયા અને અરબસ્તાન વચ્ચેના પ્રદેશમાં ચરિયાણ જમીન મળે ત્યાં ઘૂમ્યા કરતા હતા. આદિ સંસ્કૃતિના સંપર્કમાં આવનાર પ્રથમ આ ભટકનારાં લોકો હતાં. પ્રથમ સાર્ગોન જેણે ઈ. સ. પૂર્વે ૨૭૫૦ માં સુમેર પ્રદેશ જીતી લીધો હતો અને પર્શિયન અખાતથી તે છેક ભૂમધ્ય સાગર સુધી પોતાનું સામ્રાજ્ય જમાવી દીધું હતું—તે સેમિટિક નેતા હતો. આ સેમાઇટ લોકોનું એક જૂથ તો હજારો વર્ષ પહેલાં રાતા સમુદ્રને પાર કરીને ઇથિયોપિયામાં પ્રવેશ્યું હતું. જ્યારે સેમાઇટ લોકો આફ્રિકામાં આવ્યા ત્યારે હેમાઇટિ લોકો તો તેમના આફ્રિકાના દીર્ઘ વસવાટને કારણે અહીંના વતની જેવા થઈ પડયા હતા. હેમાઇટિ લોકો એકંદરે વધુ શાંત અને નમ્ર સ્વભાવના ગણાવામાં આવતા. તેઓ દેખાવે નીગ્રોઇડ જેવા નથી જણાતા. તેઓ 'ટાઇગ્રિનિયા' અને 'ટાઇગ્રર' જેવી ભાષાઓનો પ્રયોગ કરે છે.

સોમાલિલૅંડમાં વસવા આફ્રિકનો પણ આ કુળના–હેમાઇટ કુળના છે આ તરફના મોટાભાગના લોકો હજી ભટકતું જીવન ગાળે છે. ટાંગા નિકાની મસાઈ જાતિના લોકો નાઈલો–હેમાઇટ કુટુંબના છે. યુગાન્ડાના વતનીઓમાં પણ આ કુળના વંશજો છે.

સાઠસિત્તેર વર્ષ પૂર્વેના પૂર્વઆફ્રિકાના આફ્રિકનોનો, તેમનાં જીવન અને રહેણીકરણીનો આછો પણ તાદૃશ ખ્યાલ આપતું બયાન જોવા જેવું છે. આ લોકો પાસે કોઈ જાતનો વાહનવ્યવહાર એ વખતે ન હતો. લાકડી, કુહાડી, લાંબા પાનાવાળું–પતરું–જેને 'પાંગો'ના નામે ઓળખવામાં આવે છે – એ સિવાય તેમની પાસે અન્ય કોઈ પ્રકારનાં હથિયારો ન હતાં. પેદાશના થોડાઘણા વિનિમય સિવાય વ્યવહારનો બીજો કોઈ ઉપાય ન હતો. કોડીઓ સિવાય બીજું કોઈ ચલણ અસ્તિત્વમાં જ ન હતું. લોકો નગ્ન અવસ્થામાં રહેતાં. બહુ બહુ તો તેઓ ઝાડની છાલ, મૃગચર્મ કે વ્યાઘ્રચર્મને વસ્ત્ર તરીકે ઉપયોગમાં લેતાં. લખવા–વાંચવાની જાણે કે કોઈ ઉપયોગિતા જ ન હતી. તોલમાપનો પ્રશ્ન હજી ઉદ્ભવ્યો ન હતો. તારીખ, વાર કે સમયની નિશ્ચિતતાની જરૂર જણાઈ લાગતી ન હતી. અલબત્ત સમુદ્રકિનારા પર વસતાં આફ્રિકન આ બધી બાબતોમાં ઘણાં આગળ પડતાં હતાં. શક્તિ અથવા પૂર્વજોના ઓફમાં એ લોકો અત્યંત દૃઢ શ્રદ્ધા ધરાવતાં. વહેમ, જંતરમંતરવાળા અને હાકેમોથી લોકો થરથરતાં. આ હતો હજી છ સાત દાયકા પૂર્વેનો જ આ અંતરિયાળ વિભાગનો ઇતિહાસ, તો પણ આફ્રિકામાં વસતી સમગ્ર આફ્રિકન જાતિઓ આવી જ હતી. અથવા તેમનામાં આજ લગી સંસ્કૃતિનો બિલકુલ અભાવ હતો તેમ કહેવું અથવા વિચારવું એ તો તેમના સમસ્ત અસ્તિત્વને નકારવા જેવું ગણાય.

આ ખંડની ભિન્ન ભિન્ન આફ્રિકન જાતિઓની પાસે, તેમને પરદેશી પ્રજાનો સંપર્ક સાંપડ્યો. તે પૂર્વે તેમનાં જીવનને સ્પર્શતાં અનેક

પાસાંઓ હતાં. આવાં આવાં પાસાંઓને આપણે ગમે તેવાં અશિષ્ટ કે અર્ધશિષ્ટ અથવા તો બર્બર ગણીએ તો પણ તેમના સિવાય કોઈ માનવસમાજ જીવંત રહી શકે જ ક્યાંથી? આમ આ ખંડનાં નિર્દોષ વતનીઓ પાસે પણ તેમની આગવી રહેણીકરણીની અમુક રીત-પદ્ધતિ હતી. તેમની પાસે જાતિને–સમાજને સુદૃઢ બનાવે તેવા રીતરિવાજો હતા. તેઓનો પોતાનો ધંધો હતો. લગ્ન, મરણ, જન્મ વગેરે સામાન્ય પ્રસંગોને તેઓ પોતપોતાની જાતે ઉકેલતા. આ રીતે તેઓ સામાજિક જીવનથી કે તેના દૃષ્ટિકોણથી વંચિત હતા એમ કેમ કહી શકાય?

કેટલીક જાતિઓની સંસ્કૃતિ તદ્દન સરળ અને સાદી હતી, જ્યારે અન્ય કેટલીક જાતિઓની જરા વધારે ગૂંચવાળી હતી. આ સંસ્કૃતિ પર કાળબળની અસર હોય છે, જેમ જીવનની જરૂરિયાતોની ઘેરી અસર કોઈ પણ પ્રજાની સંસ્કૃતિ પર હોય છે તેમ. આજે આવી જરૂરિયાતો જીવનના બાહ્ય સંસ્કૃતિ—પરદેશી સંસ્કૃતિના સંસર્ગથી આકસ્મિક રીતે જ વધી જવા પામી છે, વિશેષતઃ પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરથી. નદીમાં ઘોડાપૂર આવે અને જેમ નદીકાંઠાનાં દૃશ્યો ઝડપથી બદલાઈ જાય તેમ બહારની સંસ્કૃતિના પૂરને લીધે અહીંની સ્થાનિક સંસ્કૃતિનાં દૃશ્યો સત્વર બદલ્યાં છે, બદલતાં રહ્યાં છે.

ઘણાં આફ્રિકનો નવા પ્રકાશથી અંજાઈને જૂનું એટલું ત્યાગીને નવાંની સરભરામાં પડી ગયાં છે. તેમના રીતરિવાજો, તેમની કળા, તેમનો ધર્મ, તેમનું સંગીત, તેમનું કૌટુંબિક તેમજ સામાજિક વિશિષ્ટ જીવન—આ બધું હમણાં હમણાં આવેલી સંસ્કૃતિનાં પૂરમાં તણાવા લાગ્યું હોય—કેટલેક અંશે તો તણાઈ પણ ગયું હોય—તેમ જણાય છે. આને બદલે જૂનાંની સાથે નવાં મૂલ્યોનું સુભગ મિલન થાય, સમન્વય થાય, મેળ જામે તો આફ્રિકનો સ્વત્વ ખોતાં બચી જાય. નહિ તો થોડાં વર્ષો બાદ તેમનું પોતાનું કહી શકાય તેવું નિર્ભેળ કશું જ રહેવા નહિ પામે. અલબત્ત પરદેશથી આવેલી અન્ય

પ્રજાએ પણ સંસ્કૃતિ અને રીતરિવાજોની બાબતમાં ચેતતા રહ્યા સિવાય સાવ ચાલે તેમ નથી. નહિતર હંસની ચાલનું અનુકરણ કરવા જતાં પોતાની ચાલ ભૂલી ગયેલા કાગડાના જેવી પરિસ્થિતિ સર્જાવાનો સંભવ ઓછો નથી. સ્વદેશ, સ્વદેશની સંસ્કૃતિ અને સ્વદેશની પુરાતન વિચક્ષણ પ્રણાલિકાઓને સર્વથા અને સર્વદા નેવે મૂકનાર પ્રજાનો અભ્યુદય કોઈ પણ પ્રકારે વિશિષ્ટ ગણી શકાય તેવો હોઈ શકે નહિ.

મને લાગે છે કે તને આ પત્રદ્વારા મેં રજૂ કરેલી માહિતી તથા વિચારદૃષ્ટિ ગમશે. આવતે પત્રે વળી કંઈક જુદી જ વિશિષ્ટતા વિષે લખીશ, ત્યાં લગી રજા લઉં.

લિ. સંજયના,
વંદેમાતરમ્

પત્ર એકવીસમો

## જાગેલો વિરાટ

પ્રિય જયંત,

મારા પત્રો મળતાં તને થતું હશે કે એકવાર 'અંધારિયા ખંડ' તરીકે નિંદાયેલા એવા આ વિશાળ પ્રદેશમાંથી અવનવી માહિતી વારંવાર મેળવી શકાય તેવી છે! જો તને એમ લાગતું હોય તો તારી લાગણીઓ અને ઊર્મિઓ તદ્દન સાહજિક છે. કેવડો વિશાળ આ ખંડ! તને પત્ર લખવાનું શરૂ કર્યું ત્યારેય મને આ દેશની અફાટ વિવિધતાનો ખ્યાલ સરખો પણ ન હતો. ત્યારે મને થતું હતું કે એ પાંચ પત્રો દ્વારા હું તારી જિજ્ઞાસાવૃત્તિને સંપૂર્ણતયા સંતોષી દઈશ. આજે મને એ નિઃસીમતાનાં દર્શન થાય છે. ભક્ત જેમ ભગવાનના ગુણો ગાતાં ન થાકે અને કહી ઊઠે કે તારા ગુણોનો તો હે ભગવન, પાર જ નથી—

**तदपि तव गुणानामीश पारं न याति ।**

તેમ મને પણ આ દેશ વિષે લખતાં થઈ આવે છે. અને તેમ છતાં હુંયે પેલા પરમ શ્રદ્ધાળુ ભક્તની જેમ પત્રમાળામાં મણકાઓ ઉમેરતો જ જાઉં છુ ત્યારે મને થાક લાગતો નથી. જેમ જેમ લખતો જાઉં છુ તેમ તેમ નવી દૃષ્ટિ ખૂલતી જાય છે, નવા રાહો મોકળા થતા જાય છે અને આ વિષયના ફલકમાં પ્રવેશી જવા અસંખ્ય નવા

મુદ્દાઓ જાણે તીડનાં ટોળાંની જેમ એના પર ધસારો કર્યે જ જાય છે, ત્યારે હું એમને મારી રીતે અપનાવીને એ આક્રમણનું નિવારણ કરતો જાઉં છું; એક એક પછી એક એમ તેમનું સ્વાગત કરતો જાઉં છું. સંભવિત છે કે આમ કરતાં હું ભૂલી જાઉં કે કોનું સ્વાગત પ્રથમ કરવું અને કોનું પછી! પરંતુ એ કારણે તો મેં તારી ક્ષમા પ્રથમ પત્રથી જ કયાં નથી માગી લીધી? એમ છતાં જળવાશે તેટલી ક્રમબદ્ધતા જાળવવાના પ્રયાસ કરવાની મારી ફરજમાંથી હું ચૂકીશ નહિ.

આગળના પત્રમાં વિવિધ જાતિઓ વિષે લખતાં અટકી પડીને હું પાછો આ ખંડની કેટલીક સામાન્ય માહિતી આપવા પર ઊતરી પડયો હતો. વિસ્તાર-ભયે મેં એ પત્ર ટૂંકાણમાં જ પૂરો કર્યો હતો. એટલે આ પત્ર પણ એના અનુસંધાનમાં લખાયેલો ગણજે. ગયા વખતના પત્રમાં અધૂરી રહી ગયેલી કેટલીક વાતો આ પત્ર લખવા બેસતાં જ મારા માનસપટ પર ઉભરાવા લાગે છે ત્યારે તેમને ન્યાય આપી દઉં કે ફરી એ મને કનડે નહિ.

આફ્રિકા જેટલો વિશાળ છે તેટલો જ વૈવિધ્યસભર છે. જેમ જાતિઓની વિવિધતા વિશિષ્ટ છે તેમજ રાજ્યપ્રથાઓનું વૈવિધ્ય પણ અત્યાર લગી—આ ઝડપથી બદલાતી પરિસ્થિતિ આવી ત્યાં લગી—અનોખું હતું. આમ જોઈએ તો આ ખંડમાં સ્વતંત્ર પ્રજા-સત્તાક રાજ્યો ધીર ગંભીરતાથી પગલાં માંડતાં થયાં છે. અત્યાર સુધી સામ્રાજ્યવાદ અને સંસ્થાનવાદ પણ બહોળા પ્રમાણમાં હતો. જોકે એ વિશાળ સરોવરનાં પાણી સુકાવા લાગ્યાં છે ખરાં, પણ સાવ સુકાઈ ગયાં છે તેમ કહી શકાય તેવું નથી. બરાબર ઉનાળો તપશે ત્યારે એવડું સરોવર પણ પાણી વિનાનું થઈ જશે તેમ તો અત્યારે જણાય છે. અહીં રાજાશાહી છે. સમવાયતંત્ર પણ છે. લોકશાહીના બુરખા નીચે સંતાયેલ આપખુદ-સત્તા પણ છે. સ્વતંત્ર

થઈને કે થયા પહેલાં જેમને સંયુક્ત રાષ્ટ્ર સંઘની કે તેણે નિયુક્ત કરેલા દેશની સત્તા નીચે પોતાના પ્રશ્નોને હલ કરવા પડે તેવાં રાજ્યોનો પણ અહીં અભાવ ન હતો. ગમે તેવી રાજ્યસત્તા હોય, પરંતુ જુદાં જુદાં રાજ્યો નવનિર્માણને તથા પ્રગતિને પંથે પળી ચૂક્યાં છે તેમાં તો શંકા નથી.

આફ્રિકાનાં સ્વતંત્ર રાજ્યો તરફ દૃષ્ટિ કરીએ કે તરત જ આપણી સામે આવે ઇથિયોપિયા તથા લાઇબેરીયા. ઇથિયોપિયાનું તંત્ર બાદશાહ હાઈલેસેલાસીની અંગત તેમ જ એકહથ્થુ સત્તા નીચે ચાલે છે. ત્યાં રાજાની સત્તા આખરી ગણાય. અમલદારોની નિમણૂક પણ બાદશાહ કરે. ત્યાં રાજકીય પક્ષો નહિવત જ છે. ૧૯૬૦માં ત્યાં પણ રાજ્યક્રાંતિ થવા પામી હતી, એટલે રાજાશાહી ક્યાં લગી અસ્તિત્વમાં રહેશે તે કહી શકાય નહિ. પણ વર્તમાન બાદશાહની રાજનૈતિક કુશળતા અત્યારે તો આખુ વર્તાવે છે એ સહુ કોઈ જોઈ શકે તેવું છે. જગતમાં રાજાશાહીની સર્વોપરીતાનો સ્વીકાર કરે અને એનું બહુમાન કરે તેવો વર્ગ છે ખરો. રાજા શાણો હોય તો ભિન્ન ભિન્ન રાજકીય મતોને એકસૂત્રે બાંધવામાં મદદરૂપ પણ નીવડે. લાઇબેરિયાનું તંત્ર ઇથોપિયાના તંત્ર કરતાં ભિન્ન છે. તે પ્રજાતંત્ર છે, અમેરિકાના સહકારથી આ પ્રજાતંત્ર ચાલે છે. ૧૯૪૪ની સાલથી વિલિયમ ટબમેન આ પ્રજાસત્તાકના પ્રમુખ રહ્યા છે. કેટલાક રાજદ્વારી વર્તુળોના અભિપ્રાય મુજબ આ પ્રમુખ હજી ઘણાં વર્ષો લગી પોતાના પદ પર આરૂઢ થયેલા રહેશે.

સ્વતંત્ર રાજ્યોમાં આ બંનેની ગણના પ્રથમ કરવાનું કારણ એ છે કે દીર્ઘકાળથી એ બેઉ રાજ્યો સાંસ્થાનિક પ્રભુત્વની ડખલમાંથી મુક્ત રહેવા પામ્યાં છે. વિકસિત રહેવા પામ્યાં છે. કેટલાક રાજનીતિજ્ઞોના અભિપ્રાય અનુસાર તો એ જ કારણે એ બંને અલ્પવિકસિત રહેવા પામ્યાં છે. પણ વર્તમાન તબક્કે બીજા અલ્પવિકસિત દેશોની

સાથે સાથે એ રાજ્યો પણ વિકાસમુખી બનતા જાય છે અને અન્ય વિકાસપંથે પળેલા રાજ્યોની આગેકૂચ સાથે તાલ મિલાવતા જાય છે તે નિશ્ચિત છે એથી જ ત્યાં આજની પ્રવર્તમાન રાજ્યવ્યવસ્થા નજીકના ભવિષ્યમાં પરિવર્તનથી વિમુખ રહેશે, રહી શકશે તેમ કહેવું વાજબી નથી ઊછરતી જતી નવી પેઢી જ્ઞાનના પ્રકાશને ઝીલતી જઈને, અન્ય રાજ્યોની લોકવ્યવસ્થાને અનુસરતી જઈને એમાં ધરખમ ફેરફાર લાવી દે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું ગણાય?

આ બે પ્રદેશો ઉપરાંત સ્વાતંત્ર્યને વરેલા અન્ય આફ્રિકન રાજ્યોની સંખ્યા પણ છેલ્લા બે વર્ષમાં ખૂબ વધી જવા પામી છે ઇજિપ્ત, લિબિયા, ઘાના, સુદાન, ટ્યુનિસિયા, મોરોક્કો, નાઇજીરિયા, સીએરા, લીઓન, સોમાલિલેંડ, ટાંગાનિકા વગેરે રાજ્યોમાં આઝાદીનો સૂર્ય ઊગ્યો ચડતો જાય છે આઝાદીના સૂર્ય કરતા તેને નવવિધાનનો સૂર્ય જ કહીએ તો ખોટું નહિ આ સ્વતંત્ર પ્રદેશોમાં આવતો દસકો કેવા કેવા નવા રૂપો પ્રગટ કરશે તે કહેવું મુશ્કેલ છે, વળી આગામી દાયકામાં અત્યારે વિદેશી શાસન તળે રહેલા રાજ્યો પણ રાજ્ય વ્યવસ્થા તેમ જ રાષ્ટ્રીય વિકાસની બાબતમાં ક્યાંય આગળ નીકળી ગયા હશે આજની પરિસ્થિતિ જોતા એટલું તો અવશ્ય કહી શકાય કે નવા સ્વતંત્ર રાજ્યોનું ભાવિ તેમના રાજકીય પક્ષો, તેમની એકતા, અને વતની લોકોની રાષ્ટ્રીય ધગશ પર મોટે ભાગે નિર્ભર રહેશે

કેટલાક રાજ્યો હજુયે વિદેશી હકૂમત નીચે આવેલા છે આવા રાજ્યોમાંથી કેટલાક સ્વતંત્રતાના રાહ પર કૂચ કરતા જાય છે ત્યારે ય સમય વીતી જશે એમ લાગે છે બ્રિટિશ હકૂમત નીચેના તેમ જ ફ્રેંચ સત્તા નીચેના રાજ્યો આઝાદી વહેલી ભાળશે અને કદાચ એ આઝાદી માટે તે તે પ્રજાને અસહ્ય યાતનાઓ નહિ વેઠવી પડે ભિન્ન ભિન્ન રાજ્યોમાં રાજ્યતંત્રનું વૈવિધ્ય જોવા મળે છે આફ્રિકાનું સૈદ્ધાંતિક પ્રતીક પ્રતિનિધિત્વ મધ્ય આફ્રિકામાં નજરે પડે

છે. ભિન્ન જાતિ તેમ જ પ્રજાઓનું પ્રમાણમાં સમાન કહી શકાય તેવું પ્રતિનિધિત્વ ટાંગાનિકામાં દેખાય છે. અન્ય જાતિઓમાં સમતુલા જાળવતું આફ્રિકનોનું અને યુરોપિયનોનું પ્રતિનિધિત્વ યુગાંડા-કેનિયામાં દગ્ગોચર થાય છે. આ બધાં પગથિયાં સાર્વત્રિક મતાધિકાર તરફ દોરી જનારાં મૂળભૂત અંગો છે.

સ્વતંત્ર કોંગો પ્રજાસત્તાકની રાજ્યવ્યવસ્થા તો તેના સ્વાતંત્ર્ય દિનથી માંડીને છાપરે જ ચડેલી છે. સ્વાતંત્ર્ય પહેલાં એ વ્યવસ્થામાં અક્ષરશઃ ગવર્નર જનરલને અને ગવર્નર જનરલ બ્રસેલ્સમાંના સાંસ્થાનિક ખાતાના પ્રધાનને જવાબદાર રહેતા. આવી વ્યવસ્થામાં આફ્રિકનોની આર્થિક તેમ જ સામાજિક પ્રગતિ પર ધ્યાન વિશેષ કેન્દ્રિત કરવામાં આવ્યું હતું. પરિણામે વતની પ્રજા રાજકીય દૃષ્ટિએ અધિકૃત બની નહિ. સ્વાતંત્ર્યની હવા લાગતાં આઝાદી તો ઉજવાઈ, પરંતુ એ પ્રજા સ્વતંત્રતાને પચાવી કે જીરવી શકી નહિ. સ્વતંત્રતા એટલે સ્વાતંત્ર્યોત્તર શાંતિ અને સ્વરાજ્યની આવશ્યકતાને પોષે તેવી વિકાસ યોજનાઓને પંથે રાજ્યની એકતાભરી કૂચ એ વાત આ પ્રદેશના સ્વાતંત્ર્યે જગતને સારી પેઠે સમજાવી દીધી છે. વળી તેણે ભૂતકાલીન રાજ્યકર્તાઓની અકુશળતા તેમ જ રાજનીતિની નિષ્ફળતા પણ પુરવાર કરી દીધી છે. આવા સંયોગોમાં વડાપ્રધાનનું જીવન જોખમાય કે પુનઃ શાંતિ પ્રસ્થાપિત કરતાં વર્ષોનાં વહાણાં વાઈ જાય, આર્થિક નુકસાનીનો આંક અકલ્પ્ય બનતો જાય, પ્રજાનો જીવનવ્યવહાર તદ્દન સ્થગિત થઈ જાય અને લશ્કરી બળથી એ બધાનો સામનો કરવા વિશ્વસંસ્થાને અને એમ વિશ્વસંસ્થાના સભ્ય રાષ્ટ્રોને અગવડમાં મુકાવું પડે—આ બધી બાબતોનું ભાન કોંગોની સ્વતંત્રતાએ જગતને કરાવ્યું છે.

પોર્ટુગલમાં પ્રજાસત્તાકના પ્રમુખ તથા લિસ્બનમાંની રાજદ્વારી સલાહકાર સમિતિ–નેશનલ એસેમ્બ્લી–ની ચૂંટણી સાત વર્ષે એક વાર થાય છે. તે મંડળમાંના ૧૨૦ પ્રતિનિધિઓમાંના આઠ આફ્રિકન

હોય છે. તેમના દરિયાપારના સંસ્થાનમાંથી વિશિષ્ટ વર્ગની વ્યક્તિઓ (ASSIMILADO) જ મતદાનમાં ભાગ લઈ શકે. એવો વિશિષ્ટ અધિકાર ધરાવતો આફ્રિકનવર્ગ ત્રણ ટકા જેટલો જ છે. બાકીનો ૯૯.૭ ટકા વર્ગ તો રાજકીય દૃષ્ટિએ બિન અધિકૃત પોર્ટુગીઝ ગણાતા વતનીઓનો જ લેખાય છે. થોડા વખત ઉપર ફાટી નીકળેલાં વતનીઓનાં રમખાણો તેમ જ રાજ્યસત્તાની જોહુકમી આગામી સમયનાં માર્ગસૂચનો છે.

૧૯૫૮ પછીથી આફ્રિકા ખંડમાં સમગ્ર રીતે નવું જ વાતાવરણ સર્જાતું રહ્યું છે. સાર્વત્રિક મતાધિકાર, અંદાજપત્ર તેમ જ કરવેરા પર અધિકાર, મુલકી નોકરીનું આફ્રિકીકરણ વગેરે પ્રશ્નો જાણે સહુ કોઈ રાજ્યના સામાન્ય પ્રશ્નો હોય તેવા બની ગયા છે. આ બધા પ્રશ્નોના નિરાકરણની સાથે જ કેટલાંક રાજ્યોના સ્વાતંત્ર્યનો પ્રશ્ન સંકળાયેલો છે. અમુક બાંહેધરી નીચે અપાયેલી સ્વતંત્રતા ઝાઝો સમય ટકી નહિ શકે એ સ્વતંત્ર બનવાની આતુરતા સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી એવી બાંહેધરીઓનો સંપૂર્ણ આદર કરી શકશે નહિ. ટૂંકમાં, વહેલામાં વહેલું પ્રાંતિક સ્વરાજ્ય આપી શકાય તેવી જાતિની જ જો વિદેશી સત્તાઓ કામ ચલાવે અને આ ખંડનાં માનવીઓને રાજ્યનીતિ અને વ્યવસ્થાની બાબતમાં વધુ ઉત્તેજન આપે તો જ આ દેશનું હિત વધુ સધાશે. જો નિયામક વિદેશી સત્તા પોતાની રાજકીય પ્રણાલિકા સાથે સમન્વય સાધે તેવી રીતે આ ખંડમાંનાં સંસ્થાનનો વહીવટ ન ચલાવે અથવા તો, કોઈપણ જાતની પૂર્વ તૈયારી સિવાય જ આંતરિક શાસનની સાથે સાથે વતની પ્રજા પર વિદેશી નીતિ તથા સંરક્ષણનો ભાર પણ મૂકી દે તો, તે પ્રજાને માથે તો ઠીક પણ વિશ્વની અન્ય પ્રજાને માથે પણ ન જોઈતી જવાબદારી આવી પડે, એટલું જ નહિ પણ જગતનાં આઝાદીને આરે ઊભેલાં કેટલાંક સંસ્થાનોની બાબતમાં આપણે અનુભવ્યું છે તેમ આવાં સ્વતંત્ર રાજ્યો આંતરરાષ્ટ્રીય ઘર્ષણનાં પ્યાદાં બની જાય તો તેમાંયે શી નવાઈ?

અલ્પજન સત્તાવાળાં રાજ્યોમાંના દક્ષિણ રોડેશિયા જેવાંની સરકાર તો આફ્રિકનોની રાજકારણમાં ભાગ લેવાની સૈદ્ધાંતિક નીતિનો યે સ્વીકાર કરે છે; ત્યારે દક્ષિણ આફ્રિકા સંઘ તો વર્ષોથી અખત્યાર કરેલી રંગભેદની નીતિની મજબૂત પકડને જરા ય ઢીલું પાડવા ઇચ્છતું નથી. રાષ્ટ્રસમૂહના દેશો એનો બહિષ્કાર કરે કે રાષ્ટ્રસમૂહના સભ્યપદ પર ન રહેવા મળે તોય એ તો પોતાની નીતિને ચુસ્ત રીતે વળગી રહ્યું છે. આવી નીતિની વાતો જ્યારે સાંભળીએ ત્યારે આપણને એમ થઈ આવે કે વિશ્વની પ્રજામાં પ્રવર્તતા ઊંચનીચના ભેદો ક્યારે ભુલાશે? માનવ-માનવ વચ્ચેની ગ્રંથિઓ ક્યારે તૂટશે? સંસ્કાર, સંપ અને ઐક્યના ધોરણે જગતનાં માનવો ખભેખભા મિલાવીને લોકકલ્યાણ અર્થે ક્યારે આગેકૂચ કરતાં થશે?

તને આ ખંડમા વસતાં યુરોપિયનોનું પ્રમાણ જાણવાની ઇચ્છા થાય, કારણ કે એ પ્રજા આ ખંડમાંની રાજ્યકર્તા પ્રજા-જેમ એક વખત આપણા પર પણ હતી તેમ—છે. જોકે હવે જગતમાંથી પર-શાસનનો પૂર્ણાહુતિ કાળ આવ્યો છે, પણ એ વિદેશી શાસનોને નિર્મૂળ થતા હજી થોડો સમય લાગશે. આફ્રિકામાં યુરોપિયનોની વસતી આશરે ૫,૦૦૦,૦૦૦ જેટલી ગણાય. અત્યારના સંક્રાંતિકાળમાં આ પ્રજાનો ચોક્કસ આંકડો આપવાનું કામ કઠણ છે, કારણ કે ઘણા વિદેશીઓ પોતાની વસાહતના પાયા અહીંથી ઉખેડી બીજે ક્યાંય નાખવાનું વિચારે છે—જેમાંના કેટલાકે તો એ વિચારને અમલમાં પણ મૂક્યો છે. છતા અત્યારે તેમની વસતીનું પ્રમાણ નીચે પ્રમાણે છે:

| | | | |
|---|---|---|---|
| દક્ષિણ આફ્રિકા | ૨૧·૦૦% | ઘાના | ·૧૫% |
| અલ્જિરિયા | ૧૨·૦૦% | કેનિયા | ·૮% |
| દક્ષિણ રોડેશિયા | ૭·૦૧% | ટાંગાનિકા | ·૩ % |
| ઉત્તર રોડેશિયા | ૨·૨ % | ન્યાસાલૅંડ | ·૨ % |
| મોરોક્કો | ૬· % | યુગાંડા | ·૧ % |

આમ વસતી કે રાજ્યવ્યવસ્થા ગમે તેવી હોય, પણ એટલું તો નિશ્ચિત છે કે દ્વિતીય વિશ્વયુદ્ધ બાદ સમગ્ર વિશ્વની પ્રજાનુ ધ્યાન આફ્રિકા પર કેન્દ્રિત થયુ છે આફ્રિકા પર વિશ્વસસ્થા-સંયુક્ત રાષ્ટ્રસઘ પણ ઠીક ઠીક ધ્યાન આપે છે છેલ્લા કેટલાંક વર્ષથી તો અનેક પચો, સમિતિઓ અને સસ્કૃતિ મડળો એક યા અન્ય બહાને આવે જાય છે રાષ્ટ્રસંઘની બેઠકોમા પણ આફ્રિકાના રાજ્યો વિષે, તેમની પ્રગતિ વિષે અવારનવાર ચર્ચાઓ થયા કરે છે આ મહાખડના પ્રતિનિધિઓ પણ એ વિષે વધુ જાગૃત બન્યા છે કેવળ સયુક્ત રાષ્ટ્રસઘની દેખરેખ વધી છે તેમ નથી, વ્યક્તિગત રીતે દુનિયાના બીજા રાજ્યો પણ અહીં સધાતી પ્રગતિથી વાકેફ રહેતા જણાય છે તેમની શરતચૂકથી પણ અહીના પ્રશ્નોની રોજ-બ-રોજ માહિતી તેમના ખ્યાલ બહાર રહેવા પામતી નથી ૧૮૬૦ પછીથી અહી પોતાની વસાહત જમાવીને રહેલા ભારતીયોને લઈને તેમ જ ભારતની તટસ્થ નીતિને લઈને એ દેશ પણ આફ્રિકા તરફ આદર અને મમત્વ દર્શાવતો આવ્યો છે માત્ર બાન્ડુગ પરિષદ વખતે જ નહિ, પણ અનેક પ્રસગે ભારતીય વડાપ્રધાન શ્રી નહેરુએ આફ્રિકા વિષે ઉલ્લેખ કરતા જણાવ્યુ કે આફ્રિકા ભગિની ખડ હોઈ તેને મદદ કરવી એ એશિયાની પવિત્ર ફરજ છે આ કારણે જ આ ખડમાથી ભારત વગેરે દેશોમા અભ્યાસ કરવા જતા વિદ્યાર્થીઓની તથા સાસ્કારિક સબધો વિકસાવવા જતા સાસ્કૃતિક મડળોની સખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે હમણા થોડા વખત પહેલા જ એક પ્રતિનિધિમડળ 'એર ઇન્ડિયા'ના બોઇંગ ૭૦૭ ની ઉદ્‌ઘાટન વિધિ પ્રસગે ભારત આવ્યુ હતું એ સમાચાર તો તેં જાણ્યા જ હશે.

આ રીતે જોતા છેલ્લાં થોડાં વર્ષોમા આ વિશાળ ખંડના ૭૦,૦૦૦,૦૦૦ કરતાં વધારે ઇસ્લામ ધર્મના અનુયાયીઓના હિત પર વિચારણા કરતા દુનિયાના બીજા એ ધર્મ પ્રત્યે સહાનુભૂતિ બતાવતા

દેશો કે ખ્રિસ્તી ધર્મને અનુસરતા દેશો સિવાય અન્ય દેશોની પણ ખડ પ્રત્યેની લાગણીમા અજબ પલટો આવ્યો છે વળી અમેરિકા રશિયા વગેરે દેશોને આ ખડની કાચી પેદાશમા પણ ઓછો રસ નથી આ ઉપરાત જોકે સભાવના ઘણી જ ઓછી છે છતાય ત્રીજુ વિશ્વયુદ્ધ'WAR TO END ALL WARS' થાય તો જેમ કોઈ ફ્રેચ મોવડીએ કહ્યુ હતું તેમ યુરોપને આફ્રિકાના યુદ્ધમથક સિવાય ચાલે નહિ, તો એવે પ્રસગે મનરોવિયા (લાઈબેરિયા) ડાકાર (પશ્ચિમ આફ્રિકા), ફ્રીટાઉન (સીએરાલીઓન), ટાકોરાડી (ઘાના), કામીના (કોગો) વગેરે મથકોનુ રાજદ્વારી મૂલ્ય અતિશય વધી જાય ટૂકમા સમગ્ર વિશ્વની દૃષ્ટિ રાજકીય બાબતોમા જાગ્રત બનતા તથા સામાજિક તેમજ આર્થિક વિષયમા મૂલ્ય-પરિવર્તન આણતા આ ખડ પર અને તેના લોકો પર ઠરી છે વિશ્વના કેટલાક અગ્રગણ્ય રાષ્ટ્રો આ ખડના આર્થિક તેમજ સામાજિક નવઘડતર અર્થે નાણાકીય સહાય આપવા તળેઉપર થઈ રહ્યા છે રેડિયો દ્વારા, સાસ્કૃતિક પ્રતિનિધિ મડળો દ્વારા નિષ્ણાત સમિતિઓ દ્વારા શૈક્ષણિક સહાય દ્વારા અનેક દેશો એ દેશ તરફ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા છે ત્યારે આ ખડના ૨૨૦૦ ૦૦૦ ૦૦૦ વતની આફ્રિકનોનો સાદ જગતને ખૂણે ખૂણે પહોચી વળવા, જાગૃતિની અતૂટ સુરાવલિ પ્રસરાવવા અસમર્થ બને ખરો ? આજે તો વિશ્વ એક નુ બધુ સાકડુ બની ગયુ છે કે એમા એક રાષ્ટ્રની અવનતિની અનિષ્ટ અસર અન્ય રાષ્ટ્રો પર પડવા સિવાય રહેતી નથી, ડૉ રાધાકૃષ્ણનના શબ્દોમા કહીએ તો જ્યારે 'વિશ્વ આટલુ સાકડુ બન્યુ છે ત્યારે આપણે આપણા હૃદયને વિશાળ બનાવવા જ પડશે,' એ સિવાય છૂટકો નથી ધર્મ, જાતિ રગ આદિના ભેદભાવોને તિલાજલિ આપવી જ પડશે આ સિવાય જાગૃતિ, પ્રગતિ કે પૂર્ણતા નહિ સભવે પૂર્ણતા એ માનવજીવનનુ લક્ષ્ય છે એના ભણી દૃષ્ટિ કેરવી માનવીએ આરોહણ કરવાની છે સમયની સાથેની આ આરોહણમા કોઈ

નમળુ પાછળ ન રહી જાય અને કોઈ સમળુ આગળ ન થઈ જાય તેની નાનામોટા સર્વેએ તકેદારી રાખવાની છે ખરી રીતે આ સાવધાની સમળાએ રાખવાની છે વ્યક્તિએ અન્ય વ્યક્તિ માટે, સમાજે સમાજને માટે, રાષ્ટ્રે રાષ્ટ્ર સારુ આ બાબતમા ધ્યાન રાખવાનુ છે જ્યારે મૂલ્યોનુ બહુધા પરિવર્તન થઈ રહ્યુ છે, ત્યારે જગતે સાવધ રહેવાની જરૂર વિશેષ છે અસાવધતા એટલે અવનતિ અને અવનતિ એટલે વિનાશ, આફ્રિકા હવે અસાવધ નથી

વિક્ટોરિયા સરોવરમાથી વહેતા નાઈલ નદીના નીર વણથભ્યા વહ્યા જાય છે તેમ જ આ વિશાળ ખડરૂપી સરોવરમાથી પ્રગટ થતી આ શબ્દસરિતા પણ પ્રસન્નતાપૂર્વક આગળ વધતી જાય છે સધ્યાના રગો આકાશને આગણે પથરાતા હોય તો તે વખતે જેમ કિનારે ઊભેલો કોઈ માનવી એ રંગોના ચેતનમા અને વહી જતી નદીએ આસપાસ જમાવેલા શીતળ–માદક વાતાવરણમા લીન થઈ જાય, સ્તબ્ધ બની જાય તેમ હુ પણ આ દેશના રંગો તથા એના રમ્ય વાતાવરણમાં ડૂબી જાઉ છુ, અને એટલે જ ઘડીભર અહી થભી જાઉ

નિ સજયના

વદેમાતરમ્

## પત્ર બાવીસમો

# સ્વતંત્રતાની ખુમારી

પ્રિય જયંત,

૧૯૬૩ના વર્ષની થોડી માહિતી ન આપું તો તને લાગશે કે છેક છેલ્લી ઘડી લગીનો આ ખંડની વિકાસયાત્રાનો ખ્યાલ આપવામાં મેં કંઈક ન્યૂનતા રાખી છે. પ્રવર્તતી વર્તમાન પરિસ્થિતિની જાણકારીથી હું તને વંચિત રાખવા ખરેખર ઇચ્છતો નથી, અને એટલે જ આ પત્ર પાઠવું છું.

ચાલુ વર્ષ મારી દૃષ્ટિએ આ ખંડના રાજકીય ઇતિહાસમાં પરમ મહત્ત્વનું બની રહેશે કે કેમ તે તો કાળ જ નક્કી કરશે, પણ એક વાત તો ચોક્કસ કે આ ખંડમાં વાતા નવવિધાનના પ્રચંડ વાયરાને લઈને છેલ્લાં પાંચ–છ વર્ષથી તો એમ જ લાગે છે કે પસાર થતું પ્રત્યેક વર્ષ દૃષ્ટાને અતિમહત્ત્વનું સીમાચિહ્ન જ લાગે. છેલ્લાં કેટલાંક વર્ષોથી પ્રત્યેક વર્ષ દરમિયાન મારી તો આવી જ માનસિક સ્થિતિ રહી છે. ગયું વર્ષ પણ પાછલાં વર્ષોની જેમ મને એટલા માટે મહત્ત્વનું લાગ્યું કારણ કે યુગાંડાએ સ્વાતંત્ર્ય હાંસલ કર્યું. એના પહેલાંના વર્ષે ટાંગાનિકા મુક્તિને વર્યું તે તો તું જાણે જ છે. આ વર્ષની ડિસેમ્બરની બારમી તારીખે કેનિયાનો પ્રથમ સ્વાતંત્ર્ય દિન છે.

એની ઊજવણીની તૈયારીઓ થવા માંડી છે ઝાંઝીબારે પણ સ્થાનિક સ્વરાજ્ય તો પ્રાપ્ત કરી લીધુ છે, પણ એ વિશે વાત કરુ તે પૂર્વે ઐક્યને પથે પળેના આફ્રિકાની વાત મને કરી લેવા દે

ગયા 'મે' માસની આખરે આફ્રિકાના અગ્રગણ્ય નેતાઓની એક શિખર પરિષદ મળી એનો યજમાન દેશ હતો ઇથિયોપિયા એડિસાબાબાના વિશાળ, વર્તુળાકાર આફ્રિકા હોલ મા ખીચોખીચ ભરાયેલી માનવ મેદનીએ ચાર ચાર દિવસ લગી તણખા ઝરતી વાણીના અમૃત ઝીલ્યા એમા ઉપસ્થિત હતાં સ્વતત્ર બત્રીસ આફ્રિકન રાજ્યો માથી ત્રીસ જેટના ગેરહાજર હતા કેવળ બે જ રાજ્યો ટોગો અને મોરોક્કો આ વર્ષની શરૂઆતમા ટોગોના પ્રમુખ સિલ્વેનસ ઓલી મ્પિયોની હત્યા બાદ સત્તારૂઢ થયેના પ્રમુખ નિકોલસ ગ્રનિત્ઝી હાજર ન રહી શક્યા કારણ કેટલાક આફ્રિકન રાજ્યોએ એમના આગમનનો—પ્રવેશનો વિરોધ નોધાવ્યો હતો બીજા અનુપસ્થિત હતા મોરોક્કોના રાજા હસન મોરોક્કો જેના પર પોતાનો અધિકાર જાહેર કરે છે તે મોરિટાનિયાના પ્રતિનિધિ આ શિખર પરિષદમા સામેલ હોવાને કારણે તેમણે પરિષદનો બહિષ્કાર કર્યો હતો આ સિવાય બીજા બધા સ્વતત્ર આફ્રિકન રાજ્યોના વડાઓ હાજર રહ્યા હતા હાજર રહેના વડાઓએ એક પછી એક એમ ચાર દિવસ લગી આફ્રિકન રાજ્યોના ઐક્ય તેમ જ સ્વાતત્ર્ય અને તે માટેની લડત વિષે તમનમતાં પ્રવચનો કર્યા અને એ પ્રવચનોના ભરડામા આવ્યા પોર્તુગીઝોનો આફ્રિકામા દમન દક્ષિણ રોડેશિયામાની ગોરાઓની સરકાર નીચેની મુક્તિની પોકળતા અને દક્ષિણ આફ્રિકાની રગ ભેદનીતિ તેમણે પરદેશી સત્તા અને પ્રભાવમાથી સદતર મુક્તિ મેળ વવાનો નિશ્ચય કર્યો યુગાડાના વડા પ્રધાન ડૉ ઓબોટેએ કહ્યુ

એ દૈત્ય (પરદેશી શાસનનો) હજી યે આપણી પાસ છે એનુ મુખ બધ થઈ ગયુ છે પરતુ હજી તદન તૈયાર ખુ લા છે એના નહોર—

તીણા અને વિષમય—તમારું લોહી ચૂસવાને'

આ વડાઓએ ઠરાવ કર્યો અને તેમના પર પ્રત્યેકે સહી કરી. તેમણે મે પચીસમીને 'આફ્રિકન એકતાદિન'ને વાર્ષિક ઊજવણી માટે નિયત કર્યો સરસ્થાનવાદનો ઉચ્છેદ, દક્ષિણ આફ્રિકા સાથેના રાજદ્વારી તેમ જ આર્થિક સબધોનો અત, પોર્ટુગીઝ પરદેશ સાથેના વેપારનો બહિષ્કાર, તેમની બનેની સાથે હવાઈ મથકો કે બદરોના સબધનો ત્યાગ, સંયુક્ત રાષ્ટ્ર સઘ તેમ જ સલામતી સમિતિ પરના સમુચિત આફ્રિકન પ્રતિનિધિત્વની માગણી, આફ્રિકામાનો મુક્ત વેપાર વ્યવહાર, રંગભેદ સામેનુ ભડોળ આદિ પ્રશ્નો વિષે તેમણે ઠરાવો કર્યા આમ આ શિખર પરિષદ આફ્રિકાના ઇતિહાસનુ એક અતિ અગત્યનુ પ્રકરણ બની ગઈ આફ્રિકાએ એકતાનો આવો જુવાળ કદી જોયો નહોતો કેવળ શાબ્દિકતા જ નહિ પરતુ સક્રિયતાની અભૂતપૂર્વ ક્રાતિના આ ખડના વાસીઓએ દર્શન કર્યા આવા વર્તમાન બનાવો વિષે ત્યાના વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ થતા અહેવાલો પણ તારી નજરે પડતા જ હશે અહી વસતા અમને એમા હોય એવો ઊંડો રસ અન્ય દેશના લોકોને કદાચ ન આવે તારો રસ તો હુ જાણુ જ છુ એટલે જ આ પત્રમા આ બધાનો સમાવેશ કરું છુ.

જે મારામાં બાયકોન્સ્કી તેમ જ કુમારી વેલેન્ટિના ટેરેસ્કોવાએ રાકેટ અવકાશયાત્રા કરી તે જ મારામા આફ્રિકાએ પણ નવુ નવુ એવુ ઘણુ નિહાળ્યુ છે આવી એક અગત્યની નવી ઘટના છે પૂર્વ આફ્રિકાનુ રાજ્યસઘ. રાજ્યપ્રમુખ શ્રી ન્યેરેરેનુ ટાગાનિકા યુગાડા પૂર્વે સ્વતત્ર થઈ ચૂક્યુ કેનિયાનુ સ્વાતત્ર્ય સામે આવીને જ ઊભું છે સ્વાતત્ર્યને આરે લઈ જનાર નવી સરકારના અગ્રણી વડાપ્રધાન શ્રી જોમો કેન્યાટાએ પ્રશ્નને એ દિશામા સત્વર ડગ માડવા આહ્વાન પણ દઈ દીધું છે એ પછી તરત જ એટલે કે ૧૯૬૩નો આખરી દિન સાધ્યાના રગોમા ડૂબી જાય તે પહેલા રચાઈ જશે પૂર્વ આફ્રિકાનુ

સમવાય જે સમગ્ર આફ્રિકાના અને સવિશેષ પૂર્વ આફ્રિકાના ઈતિહાસનું એક આગવુ પ્રકરણ. આ સમવાય પ્રારંભિકનયા પૂર્વ આફ્રિકાનું હશે, પરંતુ એમા બીજા રાજ્યોને સયુક્ત થઈ જવાની સગવડ પણ રખાઈ છે. આ સમવાયથી સમવાયી પ્રદેશોનું ઐક્ય વધશે, પ્રગતિ સધાશે અને પારસ્પરિક પ્રશ્નોનું નિરાકરણ સહેલાઈથી આવશે આનાથી પ્રાતીયતાવાદ કે જાતિવાદ ખતમ થશે અને એમાંથી ખડી થશે આફ્રિકન રાષ્ટ્રીય વ્યક્તિ પ્રતિભા. આજે આનો વિસ્તાર સ્વપ્ન જેવો લાગે પણ આગામી સમયમા સમગ્ર આફ્રિકા એક તંતે રચાયેલું જોવા મળે તો નવાઈ નહિ. અને ત્યારે ફેરવર્ડ, વેલેન્સ્કી અને સાલાઝારનો દસ કરોડ પૌંડ જેટલો વાર્ષિક સંરક્ષણ ખર્ચ પણ અપૂરતો થઈ પડશે. આ સમવાયીકરણના પુરોવચનરૂપે જ જાણે ન હોય તેમ પૂર્વ આફ્રિકાની વિદ્યાપીઠ(યુનિવર્સિટી)નું ઉદ્ઘાટન પણ આ જ માસમા થયુ છે યુનિવર્સિટીના પ્રથમ ચાન્સેલર પદે રાજપ્રમુખ શ્રી ન્યેરેરે આવ્યા છે. એમાં યુગાડાની મેકરેરે કોલેજ, દારેસ્સલામની યુનિવર્સિટી કોલેજ અને નાઈરોબીની રોયલ કોલેજનો સમાવેશ થાય છે. સમવાયને તેમ જ જાતિદ્વેષના ખડનને આનાથી વેગ મળશે તે નિ સંશય છે

ત્યારે બીજી બાજુએ મધ્ય આફ્રિકન સમવાયની અંતિમયાત્રા શરૂ થઈ ગઈ છે 'વિક્ટોરિયા ફોલ્સ' ખાતે એક સંમેલન બોલાવવામા આવ્યુ હતું જેમા આ દસ વર્ષ જૂના સમવાયનુ ખડન કરી નાખવાની ચર્ચાવિચારણા થઈ હતી. આને પરિણામે ન્યાસાલેંડ, ઉત્તર અને દક્ષિણ રોડેશિયા વચ્ચેની શૃખલા તૂટી જાય આ ભગાણનુ સૌથી વધુ દુ ખ સમવાયના વડા પ્રધાન સર રોય વેલેન્સ્કીને છે સમેલન પ્રસગે શ્રી. બટલર—મધ્ય આફ્રિકા માટેના બ્રિટિશ પ્રધાન તેમ જ દક્ષિણ રોડેશિયાના વડા પ્રધાન સર વિન્સ્ટન ફીલ્ડે જેમ પ્રવચનો કર્યાં તેમ વેલેન્સ્કીએ પણ અરણ્યરુદન સમું પ્રવચન કર્યું હતું. વક્તાઓમા સરકારી અગ્રણીઓ કેનેથ કાઉન્ડા અને હેરી ન્કુમ્બુલાનો સમાવેશ પણ થતો હતો આમા સૌથી વધુ બળાપો કરનાર એક માત્ર

માનવી હતો, અને તે વડા પ્રધાન સર-રૉય વેલેન્સ્કી. એને મનદુઃખ હતું બંને રોડેશિયા તેમ જ ન્યાસાલેંડમાં વસતી ૮,૦૦૦,૦૦૦ આફ્રિકન તથા ૨૫૦,૦૦૦ જેટલી ગોરી પ્રજાનું-સ્વશાસિત ન્યાસાલેંડના વડાપ્રધાન—જેઓ આ સમવાયના પ્રખર શત્રુ છે તે ડૉ. હેસ્ટિંગ્ઝ બાંડા ઉપસ્થિત રહ્યા નહોતા. આ સંમેલનના પ્રશ્નોમાં ચલણ, જકાત, કરિયા બંધમાંથી ઉત્પન્ન થતી વિદ્યુત, ઉત્તર અને દક્ષિણ રોડેશિયાની સીમા તેમ જ સેન્ટ્રલ આફ્રિકન ઍરવેઈઝ અને રોડેશિયા રેલવેઈઝ આદિનો સમાવેશ થતો હતો. ન્યાસાલેંડ ઑગસ્ટમાં અને ઉત્તર રોડેશિયા રેલવેઈઝ આદિનો સમાવેશ થતો હતો. ન્યાસાલેંડ ઑગસ્ટમાં અને ઉત્તર રોડેશિયા એ પછી તરત જ અળગા થઈ જવા માગે છે. આમ દસ વર્ષ જૂના આ સમવાયનું ખંડન મધ્ય આફ્રિકાના રાષ્ટ્રીય ઇતિહાસમાં એક અગત્યનું પ્રકરણ ગણાય.

આ રીતે આફ્રિકાની વર્તમાન ઘટનાઓમાં રચનાત્મક પ્રવૃત્તિઓનું સ્થાન આગવું છે. ચાલુ વર્ષનું સ્થાન પણ એ રીતે માનભર્યું ગણાય. આવી એક અન્ય ઘટના છે પૂર્વ આફ્રિકાના ચોથા પ્રદેશ ઝાંઝીબારનું આંતરિક સ્વશાસન. ૨૪ મી જૂને પૂર્વ આફ્રિકાના કિનારાથી થોડે દૂર હિંદી મહાસાગરમાં આવેલા ટાપુઓના સમૂહે એ દરજ્જો પ્રાપ્ત કર્યો. હવે ત્યાં ચૂંટણીઓ થશે અને નવી સરકાર આઝાદી હાંસલ કરશે એ સમયે નવા વડા પ્રધાન શેખ મહમ્મદ શામ્તે પ્રથમ જાહેરાત કરી પૂર્વ આફ્રિકાના સમવાયમાં જોડાવાની. આ દૃષ્ટિએ જોતાં ઝાંઝીબાર-પેમ્બા આદિ ટાપુઓ-જેની ૩૦૦,૦૦૦ની વસતીનો મોટા ભાગ મુસલમાનોનો છે-તેમના પરનું ૧૮૯૦થી સ્થપાયેલું બ્રિટિશ સંરક્ષણ હવે દૂર થયું. વડા પ્રધાને તેમના પ્રવચનમાં સમાજવાદી નીતિની જાહેરાત કરી છે. સ્વશાસનનો દરજ્જો હાંસલ કર્યા બાદ થોડા જ દિવસોમાં ઝાંઝીબારના સુલ્તાન સૈયદ સર અબ્દુલ્લા બિન ખલીફાનું મૃત્યુ આકસ્મિક તેમ જ અતિ દુઃખદ ઘટના ગણાય. તેમને સ્થાને સૈય્યદ જમશિદ બિન અબ્દુલાનો રાજ્યાભિષેક થયો છે.

સમગ્ર આફ્રિકાની અતિમહત્ત્વની ઘટનાઓને જ્યારે લક્ષમા લઈએ છીએ ત્યારે કોંગોમા આવતી જતી શાંતિ અને વ્યવસ્થાને પણ કેમ ભુલાય ? કોંગોની વાત કરતા જ યાદ આવે પ્રમુખ ત્શોમ્બે દક્ષિણ કટાંગા સરકારના આ વડાને હવે સ્થાનભ્રષ્ટ કરવામા આવ્યા છે. લીયો પોલ્ડવિલ પાર્લામેટમા એની કાનૂની જાહેરાત થઈ ગઈ અને પૂર્વ કટાંગાનો નવો પ્રાંત અસ્તિત્વમા આવ્યો આથી ત્શોમ્બે કેવળ પ્રમુખપદ જ નહિ, પણ એલિઝાબેથવિલ વિધાન સભામાની પોતાની બેઠક પણ ગુમાવે છે આ કાયદો સર્વાનુમતે પસાર થઈ ગયો માત્ર એના પર કોંગોના પ્રમુખશ્રી કાસાવુબુના સહીસિક્કા જ બાકી છે ૧૯૬૦મા કોંગોને સ્વાતંત્ર્ય મળ્યા બાદ જૂના કટાંગા પ્રાંતનુ આ ત્રીજી વારનુ વિભાજન થયુ ઉત્તર કટાંગા પ્રાંત અસ્તિત્વમા આવ્યો ૧૯૬૨મા અને કેટલાક સપ્તાહ ઉપર ત્વાનાબ્વા પ્રાંતને સરાદની સંમતિ મળી આ પ્રાંતની રચનાથી કટાંગાની પશ્ચિમ દિશાનો સારોયે અડધો વિભાગ આવી ગયો અને પ્રમુખ ત્શોમ્બેના દક્ષિણ કટાંગાનુ એમા વિભાજન થઈ ગયુ આ રીતે કટાંગાનો પ્રશ્ન ઉકલી જાય છે અને ત્શોમ્બે પણ સત્તાવિહોણા બની જાય છે સ્વાતંત્ર્ય પછીના ત્રણ ત્રણ વર્ષો લગી વ્યાપી રહેલી અરાજકતા, અંધાધુંધી અને ગેરવ્યવસ્થામાથી કોંગો હવે ઊભુ થતુ જાય છે, છતાં હવે જ્યારે નવી ચૂંટણીઓને એક વર્ષનો સમય બાકી રહ્યો છે ત્યારે એવી કોઈ સમજ રાજદ્વારી નીતિની જરૂર રહે કે કોંગોની રાજ્યવ્યવસ્થા કોઈ નવી જ કેડી પર મુકાઈ જાય

૯૦૦,૦૦૦ ચોરસ માઈલના વિસ્તારવાળા તથા જ્યા ૧૪,૦૦૦,૦૦૦ જેટલી પ્રજા છૂટી છવાઈ વસે છે અને ૨૫૦ જેટલી બોલીઓ બોલે છે તેવા આ પ્રદેશમા જાતિ જાતિ વચ્ચેની હરીફાઈ અને સંકુચિત પ્રાંતીય વફાદારી રાષ્ટ્રહિતને હરી લે તેવી છે વડા પ્રધાન શ્રી સીરિલ આડુલાએ તેમની વીસ માસની કારકિર્દીમા ચોથી વાર પ્રધાનમંડળની પુનર્યોજના કરી હજી એ વીસેક તો રાજદ્વારી

પક્ષો છે—જેમાંના સોળ તો અત્યારે રચાયેલી સરકારમાં છે. ૧૯૬૨ના ઑગસ્ટ માસમાં દેશને ૨૧ પ્રાંતોમાં વહેંચી નાખવામાં આવ્યો તે ઘટના પણ જાતિ જાતિ વચ્ચેના ઉગ્ર ભેદોને લઈને મધ્યસ્થ નિયંત્રણને માટે તો પ્રશ્ન રૂપ જ હતી. કસાઈ અને કિવુ પ્રાંતમાં પ્રવર્તતી આંતરિક લડાઈ પણ ઘણા કાળ લગી અનિવાર્ય ઘટના બની રહી હતી. આવી પરિસ્થિતિની વચ્ચે શ્રી આડુલાએ સમવાયી અને રાષ્ટ્રીય એ બે વચ્ચેનો મધ્યમમાર્ગ ગ્રહણ કર્યો છે. તેણે 'કોંગોલીઝ નેશનલ મુવમેંટ'ના છ ઉદારમતવાદીઓને પણ સ્થાન આપ્યું છે.

આમ જેના પર છેલ્લાં ત્રણેક વર્ષથી જગતનાં રાષ્ટ્રોની મીટ મંડાઈ રહી છે તે કોંગોનું શાસન થાળે પડતું જાય છે. 'યુનાઈટેડ નેશન્સ' તરફથી ત્યાં રખાયેલાં દળો પણ ધીમે ધીમે વિખરાતાં જાય છે. રાજકીય પક્ષોની સ્થિતિ હજી વધારે સુધારો માગે છે ખરી; તેમ જ રાષ્ટ્રીય લોક જાગૃતિ પણ વધુ અંશે આવશ્યક ખરી. પ્રાંતિક સરકાર વધુ સ્થિર બને અને પક્ષો પરસ્પર મળી જાય તો કોંગો નવવિકાસને રાહે પાડી જાય.

આ ઉપરાંત, સામાજિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે પણ આ વર્ષ દરમિયાન સધાયેલો વિકાસ કંઈ નાનો સૂનો નથી. 'ઇન્ટરનેશનલ ઑફ વીમેન'ના ઉપ-પ્રમુખપદે ફરીવાર ત્રણ વર્ષ માટે ચુંટાઈ આવતાં યુગાંડાના સ્ત્રી કાર્યકર શ્રીમતી પમેલા કિસોસોન્કોલેએ જણાવ્યું હતું તેમ:

'આફ્રિકન સ્ત્રીઓ તેમની આવશ્યકતાઓને વ્યક્ત કરતી થઈ છે. આ સંસ્થાને આશ્રયે હાથ ધરાતી પ્રવૃત્તિમાં સોળ જેટલાં આફ્રિકન રાષ્ટ્રોની સ્ત્રીઓ સોત્સાહ ભાગ લે છે. અમે સૌ એમા ભાગ લેનાં અમારો ફાળો આપીએ છીએ અને ઘણું શીખીએ છીએ. હવે અમે વધારે જાગ્રત અને વધુ વ્યવસ્થિત થયાં છીએ.'

સાંસ્કૃતિક ક્ષેત્રે આફ્રિકન સંસ્કૃતિનું કેન્દ્ર સ્થાપવાની દિશામાં